# અર્પણ પત્ર.

અખંડ પ્રૌઢ પ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ
પરમકૃપાલુ નેકનામદાર મહારાણા શ્રી
દોલતસિંહજી બહાદૂર શ્રી લીંબડીના
ઠાકોર સાહેબ, એઓશ્રીની
હજુરમાં.



ભીષ્મચરિત્ર ભાગ પહેલો નામનું મારા તરફથી યોજાયેલું
પુસ્તક, આપ નામદારશ્રીએ રસપૂર્વક, ઉંડા ઉતરી,
સંપૂર્ણ વાંચી, તેનો સંતોષ, દર્શાવવારૂપ જે
દિગ્દર્શન, મારા રૂબરૂમાં કર્યું તે પરથી, મારા
પુસ્તકની, ખરી કદર કરી એમ હું સમજ્યો
અને રસના ખરા ગ્રાહકને અર્પવું એજ
વસ્તુની, સફળતા સમજી, **શ્રી ભીષ્મ
ચરિત્ર** ભાગ બીજો આપ નામદાર
શ્રીનેજ ચરણે નિવેદન કરૂં છું.

**વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજીના** આશીર્વાદ.
શ્રીમંત મહારાજા શ્રી ગાયકવાડસરકારની
હજુરમાં પ્રવચનકાર



# પ્રસ્તાવના.

ઘણું વર્ષે આ પુસ્તકનો બીજો ભાગ બહાર પાડવાને મને તક મળે છે. મને શારીરિક વ્યાધિઓ ન નડી હોત તો કદાચ વહેલું થાત. તેમાં પણ હાલ જે વ્યાધી ભોગવું છું તે તો ઉલટી મદદ રૂપ થઇ પડી છે. તે વ્યાધી એકે પગ લપસી જતાં મારો ઘૂંટણ ભાગતાં ઘરમાંજ વસાવાની મને ફરજ પડી હવે હાડકું સંધાતાં સુધી ઘરમાં બેઠાં બેઠાં બધુ કામ કરી શકું છું. હું આ વ્યાધીને ઉપકારક એ માટે ગણું છું કે સહેજે મુસાફરીની ઉપાધી છૂટી જેથી ઘેર બેઠાંજ પ્રભુ સેવા અને જગતની સેવા યથા શક્તી બનશે.

ભીષ્મપિતામહે જુદા જુદા વ્યાખ્યાનો કહી ધર્મરાજને જે બોધ આપ્યો છે તે વ્યાખ્યાનોમા સહુને રસ પડે એવા રૂપમા ગોઠવવા મે બનતો પ્રયાસ કર્યો છે.

આ પુસ્તક તૈયાર કરવા વખતે પણ મારે શ્રીમંત મહારાજાશ્રી ગાયકવાડ સરકારનોજ આભાર અવશ્ય માનવો જોઇએ કારણ હવે તો તેઓશ્રીએ કૃપાવંત થઇ, પ્રવચનકાર (ધર્મોપદેશક) તરીકે પોતાની હજુરમાંજ પાસે મારી નિમણોક કરી છે અને તેથી ફુરસદનો લાભ સહેજે મળતા આ પુસ્તક લખવાને હું ભાગ્યશાળી બન્યો છું.

શ્રી ભીષ્મચરિત્ર ભાગ પહેલા ને મુખ્ય ઉત્તેજન તો શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ સરકાર તરફથી મળેલ છે અને તે ઉપરાંત નીચે જણાવેલા સદ્ગૃહસ્થો એ મને ઘણી સારી મદદ કરી છે જેથી હું તેઓશ્રીનો અત્યંત આભારી છું. એ પુસ્તકમા જણાવ્યા પ્રમાણે તેની આવકનો ઉપયોગ ધર્માદામાંજ કર્યો છે

**ભીષ્મ ચરિત્ર ભાગ ૧ લાને ઉત્તેજન આપનારાનાં નામો**

ગો. મહારાજશ્રી ૧૦૮ મધુસુદન લાલજી.
ગો. ,, ૧૦૮ શ્રી ગોકુળનાથજી બાવા
ગો. ,, ૧૦૮ વલ્લભ લાલજી બાવા
ઓ. સર પી ડી પટ્ટણી સાહેબ
ઓ. મી. લલ્લુભાઇ શામળદાસ.
શેઠ છોટાલાલ ફૂલચંદ.
શેઠ ત્રીકમદાસ દ્વારકાદાસ
શેઠ વિઠલદાસ લીલાધર
માતુશ્રી ઝવેર બેન લક્ષ્મીદાસ ભીમજી
બેનશ્રી નાનીબેન ગજર

શ્રીમાન લીંમડીના ઠાકોર સાહેબ
શેઠ પરમાણંદ જાદવજી મોદી
શેઠ વિઠ્ઠલદાસ ભવાનીદાસ
શેઠ અમૃતલાલ અમરચંદ
શેઠ ચતુર્ભુજ ભવાનીદાસ
ભાસ્કરરાવ વિઠ્ઠલરાવ સર ન્યાયાધીશ ભાવનગર.
શેઠ મગનદાસ ગિરધરદાસ જુનાગઢ સ્ટેટ
શેઠ કલ્યાણદાસ કેશવદાસના પુત્રો તથા
શેઠ તુળશીદાસ કેશવદાસના ધર્મપત્ની
શેઠ મનોરદાસ ત્રિભુવનદાસ વ્રજજીવનદાસ

| | |
|---|---|
| શેઠ મોહનલાલ જાદુ | બેનશ્રી બેનકોરબેન |
| શેઠ કરશનદાસ ભાણજી | શેઠ વલ્લભદાસ જમનાદાસ |
| શેઠ કરશનદાસ વર્ધમશી | શેઠ મણિલાલ તાપીદાસ. |
| શેઠ દ્વારકાદાસ મૂળજી | શેઠ રતનશી ડુંગરશી |

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી એ શિવાય નાની રકમોની મદદ આપનારાઓનો પણ હું આભાર માનું છું અને મને ખાત્રી છે કે આ બીજા ભાગને ઉત્તેજન આપી કૃતાર્થ કરશો આ બીજા ભાગમાંથી નાણાંની સગવડ થતા મારૂ ચાલુ ધર્માદા દવાખાનું છે તે વધાર સારા રૂપમાં પ્રસિદ્ધિમાં મૂકવા મારી ધારણા છે હવે તો બેઠા બેઠા લખવું અને જ્યાંથી આમંત્રણ આવે ત્યાં કથા વાંચવી. અને દવા આપવી એ શિવાય અપંગ માણસથી બીજું શું બને ? માગ પગ ભાંગવાને લીધે મારે મંદિર પાઠશાળા વગેરે મારા બીજા મનોરથો માટે પણ હવે શ્રી પ્રભુનોજ આધાર રહ્યો છે અને મને પૂરો અનુભવ થઇ ચૂક્યો છે કે મનુષ્ય પ્રયત્નને બદલે ઇશ્વરી પ્રેરણાથી અનેક કામ થાય છે. ન એકે બીજા ચરિત્રને લીધે અનેક અજાણ્યા પ્રદેશોમાંથી મારા મુખ્ય કર્તવ્ય શ્રી ભાગવત સપ્તાહ પારાયણ માટે મને આમંત્રણો આવે છે અને આવશે અર્થાત્ તે દ્વારા પ્રભુનું કામ પ્રભુજ કરશે હાલ સંપ્રદાય પ્રમાણે સ્ત્રીઓ ગાઇ શકે તેવી ઢબના રાસ તથા સૌ ગાઇ શકે તેવા રાગોમાં ગીત ગોવિંદ અને બીજા રસમય પદો તૈયાર રહેલ છે જેનો સંગ્રહ બહાર પડશે અને પછી સંપ્રદાય પ્રમાણેજ શ્રીમદ્‌ભાગવતનું રસમય પ્રવચન પ્રગટ કરવા ધારણા છે આ ગ્રંથો માટે જે નાણાં જોઇએ તે માટે પણ શ્રી ભાગવત સપ્તાહમાંથી જે આવક થશે તેનોજ ઉપયોગ કરવા ધારણા છે શ્રી કૃષ્ણ પ્રભુ આરાધ્ય સદ્‌બુદ્ધિ અને પ્રસિદ્ધ કરવા માટે દ્રવ્યની અનુકૂળતા આપે એજ પ્રાર્થના

શ્રી ભ ચરિત્ર ભાગ ૧ ની પ્રસિદ્ધી કરવા માટે અ સૌ બેન શારદા સુમંત મહેતા બી એ તથા અ સૌ બહેન વિદ્યાગૌરી રમણભાઇ નિલકંઠ બી એ અને વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીના માનવંતા ક્યુરેટર સાહેબ મોતીભાઇ નરસિંહભાઇ અમીનનો અંત:કરણથી આભાર માનું છું છાપવામાં મારા ભાણેજ વેણીલાલ ગિરધરલાલે મોટી મદદ કરી છે મારી કાંઇ ભુલ રહી હોય તો દરગુજર કરશો

આ બીજા ભાગમાં શરૂઆતમાંજ શ્રીમાન લીંબડી ઠાકોર સાહેબે મને સારૂ ઉત્તેજન આપ્યું તે માટે હું તેઓ શ્રીનો આભારી છું

વડોદરા સં ૧૯૮૬ ચૈત્ર સુદિ ... } વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી<br>શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારની<br>હજુરમાં પ્રવચનકાર

# વિષયાનુક્રમણિકા.

| વિષય | પૃષ્ઠ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|---|

## દિવસ ત્રીજો.



## દિવસ ચોથો.



## દિવસ પાંચમો.



## દિવસ છઠ્ઠો.



## દિવસ સાતમો.



---

# श्री भीष्मचरित्र.

## भाग बीजो.

### દિવસ ત્રીજો

### દંડનીતિ.

ततः कल्यं समुत्थाय कृतपूर्वान्हिकक्रिया.
ययुस्ते नगराकारै रथैः पांडवयादवाः ॥ १ ॥

પાંડવો, સવારમાં ઉઠી, પ્રાતઃકર્મ, સ્નાન સંધ્યા વગેરે નિત્યકર્મથી પરવારી, નગર જેવા વિશાળ રથમાં બેસી, યાદવ શ્રીકૃષ્ણ પ્રભુ સાથે ભીષ્મ પિતામહ પાસે ગયા.

સર્વે બ્રાહ્મણો અને પરદેશથી આવેલા રાજાઓએ તો ત્યાં નજીકમાંજ વસવાનું કરેલ તેથી તેઓ તો સર્વે પ્રાતઃકર્મથી પરવારી, તૈયાર થઈ, બેસી ગયેલા હતા.

શ્રીકૃષ્ણ સાથે પાંડવોએ ભીષ્મ પિતામહ પાસે આવી પ્રણામ કર્યો. આજ રાત્રી કેમ ગઇ ? વ્યથા કેવીક રહી ? વગેરે કુશળ સમાચાર પૂછયા. દાદાએ જવાબમાં જણાવ્યું કે, પ્રભુના હસ્તસ્પર્શથી જે પીડા શાંત થઇ છે તથા વહેતાં લોહી પરૂ અને દુર્ગંધ મટી ગયેલ છે, તે પછી જરાપણ દુઃખ થતું નથી. અને જેમ જેમ હું તમારી પાસે જ્ઞાનવાર્તા કરૂં છું, તેમ તેમ મને નવું જીવન આવતું જાય છે. શરીરમાં પુષ્કળ બળ ભરાતું જાય છે; પણ પહેલાં જે બળ હતું તે માનુષી બળ હતું અને હવે જે બળ આવેલ છે તે દૈવી, પ્રકાશમય, જ્ઞાન આપવાને માટેનું શ્રી પ્રભુ પ્રેરીત બળ છે. માટે આજે કહો શું પૂછવાનું છે ? તમો જેમ પૂછો છો તેમ મને આનંદ થતો જાય છે.

ધર્મરાજા બોલ્યાઃ—આજ મારે શરૂઆતમાં એ પૂછવાનું છે કે "**રાજા**" એ જે શબ્દ, બોલવામાં આવે છે તે કેમ ઉત્પન્ન થયો ? સર્વ અન્ય મનુષ્યો અને રાજા એ સર્વેમાં હાથ, પગ, બુદ્ધિ, ઈન્દ્રિયો, સુખ, પીડ, એ વગેરે તો સોનાં સરખાં છે, ત્યારે રાજામાં એવું શું વિશેષ છે કે જે બળથી સર્વ ઉપર એ અધિકાર ચલાવે છે ? રાજા સંતુષ્ટ હોય તો સર્વ સંતુષ્ટ રહે છે અને તેને ખેદ હોય ત્યારે સર્વ ખિન્ન થાય છે, માટે એ કારણ ઘણું મોટું હોવું જોઇએ.

ભીષ્મ બોલ્યા:—ઠીક પૂછ્યું; હું તેનો ખુલાસો કરૂં છું. સૃષ્ટિની શરૂઆતમાં પ્રથમ અમુક રાજા અને અમુક પ્રજા એવું કશું નહતું; સર્વે એક બીજા પરસ્પર ન્યાય અને ધર્મપૂર્વક પોતાની વ્યવસ્થા કરતા હતા અને મદદ કરતા હતા, આમ પરસ્પર રક્ષણ થતું. પછી તેમાં મન ફેર થવા લાગ્યાં. એક બીજા "હું કહું છું તે ખરૂં અને તમો કહો છો તે બરાબર નથી," માટે મારૂં ધાર્યું સર્વ કરો, ત્યારે બીજાઓને તે રૂચે નહિ; જેથી અંદર અંદર કુસંપ વેર અને સ્વાત્માભિમાન વધવા લાગ્યું અને કોઇ કોઇનું ન કરતાં પોતાનું ધાર્યું કરવા માંડયા. જેથી પોતાનું ધાર્યું ન થતાં દ્વેષ, ઇર્ષ્યા અને કુસંપ વધતાં, પરસ્પર પોષણને બદલે ક્ષય થવા લાગ્યો. આથી સૃષ્ટિકર્તાને ત્રાસ થયો. કારણ કોઇનો અંકુશ ન રહેતા મરજી પ્રમાણે વર્તવા લાગ્યા, એટલે બોલવામાં, ચાલવામાં અને વર્તનમાં પણ મરજી મુજબ, જેમકે અભક્ષ્યા ભક્ષ્ય, ન કરવાનું કરવું, ન બોલવાનું બોલવું, પારકી સ્ત્રી પોતાની ગણવી, વગેરે અનેક દૂષણો વધવા લાગ્યાં, અને સર્વે મોહ વશ થયા, જેથી સાચો ધર્મ ક્ષયજ થવા લાગ્યો, સત્કર્મો યજ્ઞો વગેરે પવિત્ર કર્મો પણ બંધ થવા લાગ્યાં.

अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

અધર્મ બહુજ વધે ત્યારે તે અધર્મ રૂપ, મહાન અંધકારનો નાશ કરવા અતિ બળવાન પ્રભુનું તેજ, પ્રગટ થાય અને તેની દિવ્ય

મનુષ્યના રૂપની આકૃતિ બને તોજ કર્તવ્ય સાધી શકાય. વિજળીનો બહોળો ઉપયોગ, તાર, દોરડાંરૂપ આકૃતિથીજ બની શકે છે. અગ્નિનો નિયમિત ઉપયોગ, અને તે દ્વારા પોષણ તેને, એક માપમાં આકૃતિ રૂપે ( ચૂલામાં ) ગોઠવવાથીજ બને છે. વગેરે આકૃતિ-આકાર-મૂર્તિ માટે અનેક દૃષ્ટાંતો છે. ટૂંકામાં ધર્મનો ઉદ્ધાર કરવા, [1]અમૂર્ત પ્રભુ, અવતાર ધરી મૂર્તિમાન બને છે. એમ આપણું શાસ્ત્ર ( મુખ્ય શ્રીગીતાજી ) કહે છે.

તે વખતે સહાય વગરનાં મનુષ્યો થતાં, પ્રથમ શરૂઆતમાં તો, અવતાર વિના, દિવ્ય દેવો દ્વારા "દંડ" એ નામનું અવ્યક્ત, આજ્ઞા રૂપે ફક્ત શબ્દ અને પછી " દંડ નીતિ " એ નામનું, ઋષિઓના હૃદયમાં દેવોની સ્ફુરણાથી પુસ્તક પ્રગટ થયું. જેમાં જુદી જુદી જાતિની ને વ્યક્તિની વ્યવસ્થા, સ્ત્રી પુરૂષે કેમ વર્તવું, શું આચાર, કેનું નામ નીતિ, એ સર્વની એ દંડ નીતિમાં સમજણ પાડી. તેમાં પોષણ સાધન, ખેતી, વેપાર અને પ્રજા પાળન કેમ કરવું. તે સંબંધે પણ સંપૂર્ણ વર્ણન કરેલું છે. એક બીજા કલેશ ( કજીઓ ) કરે તેની વચમાં પડી સમાધાન કરનાર મનુષ્યો ગોઠવવા વગેરે રચના કરીને તેનું પુસ્તકમાં વર્ણન જો કે કર્યું, છતાં તે પુસ્તક પ્રમાણે વર્તન ન થવા માંડયું. કોઇએ માન્યું નહિં તેથી ઇશ્વરે ધાર્યું કે દંડ હોય અને તે દંડને ધારણ કરનાર ન હોય તો, એક બાજુએ પડેલો દંડ પોતાની મેળે " જડ " હોવાથી, કશું કરી શકતો નથી, માટે તેને ધારણ કરનાર ચૈતન્યની જરૂર છે. અને તે દંડ અલ્પ ( સાધારણ ) બળવાન, કદી અમાપ હોવાથી ધારણ કરી ન શકે; માટે તેને ધારણ કરવાને મહા બળવાન રાજા જોઇએ. એમ દેવે. વિચાર કરી, તેવા મહા બળવાન તો પ્રભુજ છે માટે શરૂઆતમાં

---

૧ નિરાકાર.

ક્ષીણ થયેલ ધર્મની રક્ષા પ્રભુથીજ બને, તે ધર્મનો ઉદ્ધાર કરવા માટે, પ્રભુ પ્રગટ ન થાય તો જે દંડ "દંડનીતિ" પ્રગટ કરી તેનો શું હેતુ ? અને કેવી રીતે ઉપયોગ કરવો તે કોઇ ન જાણી શકે માટે એ સર્વ જગતને સમજાવવા અને અધર્મમય થયેલ લોકોને ધર્મમાં પ્રેરવા; તથા ન પ્રેરાય તેને તે દંડદ્વારા પ્રવર્ત કરવા પ્રભુ પોતે મહા તેજ સ્વરૂપ ધારણ કરી; પ્રથમ પ્રગટ થયા. એ પ્રથમ મહાનસ્વરૂપે "રાજ" પ્રકાશરૂપે શોભવા લાગ્યા; તેથી ઋષિઓ અને મુનિઓએ તેનું પૃથુરાજા, એ નામ પાડયું. (એટલે રાજ એટલે તેજસ્વી, મહાન બળવાન, શોભિતો અને સર્વેને શાસન (આજ્ઞા) કરી પોતાના તાબામાં રાખી શકે; એવો દિવ્ય પુરૂષ તે રાજા). આ પૃથ્વીનો પોષક પેહેલો પુરૂષ અને ઇશ્વરના અમાપ બળવાળો થયો. જો અમાપ બળવાળા ન થાય, તો તેનું કોઇ માને નહિ; હવે એમણે, એ દંડનીતિનો હેતુ પ્રથમ વિવેકથી સમજાવવા માંડયો. પછી ઉદ્ધત થઇ ન માને, તેને પોતાના અત્યંત બળથી તાબે કરી દંડ આપી; સમજાવવા માંડયું. કોઇને દામ (લોભી હોય તેને પવિત્ર રીતે લોભ સ્વરૂપ સમજાવી) આપી સમજાવ્યું અને કોઇને શામ (શાંતિ) થી સમજે તેને તેમ સમજાવ્યા. કોઇ વળી ન સમજે તેને ભેદ (બીજાના દાખલા દષ્ટાંતો) થી સમજણ પાડી સમજાવ્યા. આમ ઉપરજણાવેલ શામ, દામ, દંડ અને ભેદ એ ચાર સાધનોદ્વારા સમજાવી; સર્વે પ્રજાને શિક્ષણ આપી; ધર્મના રસ્તા બતાવી, ધર્મ અને નીતિનું વલણ કરાવ્યું. અને પોતાની સત્તા સ્થાપિત કરી. જડ હતાં તેને ઉત્તમ બોધ, (કેળવણી) આપવા માટે ઠેક ઠેકાણે વ્યવસ્થા (શાળાઓ) સ્થાપી. સારા વિદ્વાનો દ્વારા, નૈતિક, વ્યવહારિક, ધાર્મિક અને ઔદ્યોગિક વગેરે સર્વ પ્રકારનું શિક્ષણ જેમાં સમાયેલ છે એવું "દંડનીતિ," ન્યાય વગેરે શાસ્ત્રોનો અભ્યાસ શરૂ કરાવ્યો, જેથી પ્રજાનિયમમાં આવી. આત્મા, દેશ, કાળ, ઉપાય, કૃત્ય અને સહાય એ નીતિના છ વર્ગ છે. એટલે કે ૧ નિતીથી

આત્મા પ્રસન્ન રહે છે, ૨ દેશ આબાદ રહે છે, ૩ સમય અનુકુલ બને છે, ૪ ઉપાય સારા સૂઝવા માંડે છે. ૫ મનુષ્યથી અને દૈવથી ( કુદરતી ) સહાય આવી મળે છે, ૬ અને સારા કૃત્યો કરવા માટે જ મન પ્રેરાય છે. એ છ પ્રકારના ગુણો નીતિથી બને છે. દંડનીતિમાં ટુંકામાં સર્વ વ્યવહાર, પવિત્રતા ધર્મ વગેરેનું સૂચન છે. અને તે આધારે તેજ રાજામાં રાજાપણું છે.

ધર્મરાજાએ વર્ણ અને આશ્રમ સંબંધે ખુલાસો પૂછયો. તેના જવાબમાં ભીષ્મપિતામહે તેના વર્ણન કરતાં જણાવ્યું કે—

હે ધર્મરાજા ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર, એ ચાર વર્ણો મુખ્ય છે; પરંતુ પાછળથી એની પેટા જાતિ અનેક થયેલી છે; તેમાં ઉપદેશ આપવો, અધ્યયન કરવું, જગતને પવિત્ર રસ્તે દોરવું અને પોતે તેવા શુદ્ધ આચરણથી રહેવું; એ ટકામાં બ્રાહ્મણ ધર્મ છે.

બળવાન બની તે બળથી બીજાનું રક્ષણ કરવું, દુષ્ટોનો સંહાર કરવો, સજ્જનને બચાવવો અને તેનું પોષણ કરવું, ગૌ બ્રાહ્મણનું સન્માન કરવું અને ઇશ્વર પરાયણ રહેવુ. એ ક્ષત્રીઓનો ધર્મ; ગાયનું પોષણ કરવું, ન્યાયને રસ્તે રીતસર વ્યાપાર કરવો, ખેતી કરવી વગેરે વૈશ્યનું કર્તવ્ય; અને સર્વ વર્ણની સેવાકરી પોતાનું પોષણ કરવું, એ શુદ્રનું કર્તવ્ય છે. દરેકે પોતાના ધર્મ અને આચાર વિચારમાં રહેવું એ ઉત્તમ છે.

હવે આશ્રમનું ટુંકુ વર્ણન કરી તે સર્વનો અંતરનો ભેદ સમજાવીશ—જેમ વર્ણ ચાર મુખ્ય છે. તેમ આશ્રમ પણ ચાર છે. ૧ બ્રહ્મચર્ય. ૨ ગૃહસ્થ. ૩ વાનપ્રસ્થ. અને ૪ સન્યાસ. ટુકામાં એક વાત જણાવું છું કે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યસ્ત એ ત્રણ આશ્રમવાળા પરાધીન બને છે; અને એને આશ્રમસ્થ ગૃહસ્થની અને એકને જંગલી લોકની ફળ માટે ( વાનપ્રસ્થીને જંગલમાંજ રહેવાનું

ને સ્વતંત્ર ફળ ન મળે તો કોઈની પાસે માગવાની ફરજ પડે ) ગરજ કરવી પડે છે. એટલે કે તેઓ પરાધીન બને છે અને ગૃહસ્થ સ્વતંત્ર પોતાનેજ તાબે હોય છે. પોતે કમાઇને પોષણ કરે છે, બલ્કે બીજા બે આશ્રમીઓનું પણ ગૃહસ્થો પોષણ કરે છે, જ્યારે તે આશ્રમિઓ પોતાનેજ માટે જ્યારે પરાધીન હોય છે ત્યારે બીજાનું પોષણ તો કયાંથીજ કરી શકે ? આમ જ્યાં વિચાર કરીએ છીએ તો ગૃહસ્થાશ્રમ ઓછો પરાધીન હોવાથી દુનિયાને વધારે ઉપયોગી છે એ તો નિર્વિવાદ છે, છતાં તે આશ્રમો પૂજ્ય હોવાથી આપણે તે તરફ સહજ દૃષ્ટિપાત કરીએ.

૧ **બ્રહ્મચર્ય**—એટલે ગુરુની આજ્ઞામાં રહી વેદાભ્યાસ કરે, સ્રીથી દૂર રહે, પંચકેશ રાખે, ભિક્ષા માગીને પોતાનું અને ગુરૂનું પણ પોષણ કરે, એ બ્રહ્મચારી ગણાય.

૨ **ગૃહસ્થાશ્રમ**-ગુરૂની રજા લઇ પવિત્ર સ્રીને પરણે, વ્યવહાર ચલાવે, પોતાનો પવિત્ર ઉદ્યોગ કરી પોતાના કુટુંબનું, અભ્યાગત અતિથિ સત્ પુરૂષો વગેરેનું પોતાથી બને તેવી રીતે પૂજન પોષણ વગેરે સત્કાર કરે, ધર્મમાં વૃત્તિ રાખી સદાચરણ પાળે, ને દ્રવ્ય ( કમાઇને ) પવિત્ર માર્ગે ઉપયોગ કરી પ્રભુપરાયણ રહે; એ ગૃહસ્થનો ટૂંકામાં ધર્મ કહ્યો.

૩ **વાનપ્રસ્થાશ્રમ**—જંગલમાં સ્રી સાથે જવું, અગર એકાંત વાસમાં કોઇ સ્થળે વસવુ, સ્રી છતાં સંસાર વ્યવહારથી અલગ રહી બ્રહ્મચર્ય પાળવું; અગ્નિપકવ હવિષ્યાન્ન ( બહુ ખાટા, તીખા વગેરે પદાર્થો ન ખાવા ) ભોજન કરવુ. અને વન પટ્ટવ ફળાહારજ રહેવાય એ વિશેષ સારૂં અને આખો દિવસ કેવળ પરોપકાર માટે વૃત્તિ રાખી પ્રભુ ભજનમાંજ વખત ગાળવો; આનું નામ વાનપ્રસ્થાશ્રમ.

૪ **સન્યાસાશ્રમ**—સ્ત્રી હોય તો તે અને કુટુંબ વગેરે સર્વનો ત્યાગ કરવો, શ્વેત વસ્ત્રોનો ત્યાગ કરી ભગવાં લાલ (ગેરૂવાળાં) કપડાંપહેરવાં, કેશ જનોઇ અને શિખાનો ત્યાગ કરવો. સર્વ સ્વાદનો ત્યાગ કરવો; વૃત્તિ માત્ર વિરક્ત કરવી અને પાંચ સ્થળે ભિક્ષા માગી જે આવે તે એકત્ર કરી ખાવું. કોઇનો સંગ ન કરવો અને કેવળ પ્રભુ પરાયણજ રહેવું; આનું નામ સન્યાસ.

## ચાર આશ્રમનું રહસ્ય.

ભાઇ, જગતમાં સન્યાસી વાનપ્રસ્થાશ્રમી અને બ્રહ્મચારીઓજ જો વધી જાય તો સૃષ્ટિ આગળ વધે નહિ; કારણ તેને સ્ત્રી વર્જ્ય છે. અને સૃષ્ટિ ન વધે એટલુંજ નહિ, પણ પોષણ ગ્રહસ્થાશ્રમી શિવાય કોણ કરે ? તેથી એટલુંજ સમજવાનું છે કે તિવ્ર વૈરાગ્ય વાન હૈદી જો તે આશ્રમો સ્વીકારે તે ભલે યોગ્ય ગણો; પરંતુ ગૃહસ્થાશ્રમ જેવું મોક્ષનું અને સત્કર્મનું દ્વાર છે તેવો બીજો આશ્રમ તો નથી, એતો સર્વ કોઇ કબુલ કરશે સર્વે ગ્રહસ્થને આધીન છે, પરોપકાર તેનાથીજ થાય છે, અને રાજાઓને માટે તો એક ગ્રહસ્થાશ્રમમાંજ સર્વે આશ્રમનો પ્રાચીન શાસ્ત્રકારોએ સમાવેશ કર્યો છે અને તે રાજાનેજ ઉપયોગી છે એમ નથી. પણ તમામ ગૃહસ્થોને ઉપયોગી હોવાથી તેનું વર્ણન કરૂં છું.

૧ પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમ માટે જણાવવાનું કે જે રાજા અથવા ગૃહસ્થ હોય તે ન્યાયપૂર્વક ગૃહસ્થાશ્રમમાજ વર્તીને હમેશા વેદ, પુરાણ, ન્યાય, ધર્મશાસ્ત્ર, અને નૈતિક ગ્રંથોનું અધ્યયન કરે, વાંચે, તેનો હેતુ ધ્યાનમા લઇ તેમાથી સદ્વર્તન ગ્રહણ કરે, તે પ્રમાણે બીજાને તેવું વર્તન કરવા માટે પ્રેરણા કરે, ક્ષમા રાખે, શાંતી રાખે, પોતાને ઉચ્ચ વિચારો આપી સારે માર્ગે દોરે એવા ગુરૂ કરી તેની આજ્ઞા પ્રમાણે વર્તે અને તેની સેવા કરે[1] તેમ પૂજન પણ કરે

---

૧ તે ગુરુ જે પવિત્ર રસ્તો બતાવે તે પ્રમાણે ચાલે અને વચન પાળે એજ ખરી સેવા; તેમજ બીજી અંગ સેવા પણ ખરી.

અને ગુરૂએ બતાવેલ માર્ગ પ્રમાણે શ્રી પ્રભુપરાયણ રહી સત્ય ને પવિત્ર આચરણ પાળે, તો તે ગ્રહસ્થાશ્રમી છતાં બ્રહ્મચારીજ ગણાય છે. અને બ્રહ્મચર્ય વ્રત પાળવાનું ફળ પણ તેને મળે છે અને તે ઉપરાંત ગ્રહસ્થાશ્રમનું તેની પવિત્રતાથી ફળ મળે તે જુદું

આ પ્રમાણે બ્રહ્મચર્યનું રહસ્ય અને હેતુ જણાવ્યા પછી ગૃહસ્થાશ્રમીના કર્તવ્યોનું દિગદર્શન કરૂં છું.

ગૃહસ્થાશ્રમીએ મુખ્ય કર્તવ્યમાં નિત્ય યજ્ઞ કરવા ( વૈશ્વદેવ ) કરવાનું છે તો તે જો કે ભલે કરવું.

પણ યજ્ઞ માટે શ્રીકૃષ્ણ પ્રભુ આજ્ઞા કરે છે કે–

द्रव्ययज्ञा स्तपोयज्ञा योगयज्ञा स्तथापरं
स्वाध्यायज्ञान यज्ञाश्चयतयः संशितवृताः ॥

( ૧ ) દ્રવ્યયજ્ઞ ( ૨ ) તપયજ્ઞ ( ૩ ) યોગયજ્ઞ ( ૪ ) સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ. આમ ચાર પ્રકારના યજ્ઞો ગણાય છે, તેમાં પ્રથમ દ્રવ્યયજ્ઞ એટલે દ્રવ્યનો સદુપયોગ કરવો, સારે ઠેકાણે વાપરવું, પવિત્ર મનુષ્ય કે જેને ખરી જરૂર હોય જે દયાપાત્ર હોય તેને મદદ કરવી તે સર્વથી શ્રેષ્ઠ દ્રવ્ય યજ્ઞ છે.

૨ तपोयज्ञ· તપ માટે પણ શ્રીકૃષ્ણ કહે છે કે શરીર, વાણી અને મનનાં તપો જુદાં જુદાં હોય છે, સાચું અને કોઇને ખોટું ન લાગે તેવુ હિતકર બોલવું એ વાણીનું તપ, મનને પ્રસન્ન રાખવું એ માનસિક તપ, શારીરિક દુઃખ સહન કરવાં એ શારીરિક તપ. એ તપરૂપ યજ્ઞ.

૩ योगयज्ञ —કર્મમાં કુશળ ( પોતાના કર્મમાં પ્રવિણ રહેવું ) એ યોગ યજ્ઞ.

योगः कर्मसुकौशल.

અધુરૂં રહેલું મકાન કશા ઉપયોગમાં આવતું નથી પણ ખર્ચેલા પૈસા નકામા જાય છે; તેમ અધુરૂં જ્ઞાન પણ ઉપયોગી નથી અતું માટેજ જ્ઞાનમાં અને આરંભેલ કર્તવ્યમાં પૂરે પૂરો થાય તેજ યોગી સમજવો; અર્થાત્ અભ્યાસ સંપૂર્ણ કરી પૂરો વિદ્વાન બનનાર યોગયજ્ઞ પૂરો કરનારો કહેવાય છે.

૪ સ્વાધ્યાય જ્ઞાનયજ્ઞ. કેળવણી ( અભ્યાસ પૂરો કરી ) હેવી અને વ્યવહારિક વિદ્યા સંપાદન કરવી અને તેનો નિત્ય અભ્યાસ પાછો ચાલુ રાખવો; એ સ્વાધ્યાય જ્ઞાનયજ્ઞ કહે છે.

આવી રીતે હમેશાં જ્ઞાન અને બુદ્ધિ કુશળતા માટે નિત્ય વાંચન ચાલુ રાખવું. એ યજ્ઞ અર્થાત્ ઉપર જણાવેલ યજ્ઞના ચાર પ્રકાર ન છોડવા, અને તે ન છોડનાર ગ્રહસ્થી સદા સન્યાસી જ છે.

૨. દાન પવિત્ર સ્થળે દ્રવ્યનો સદુપયોગ કરે તે દાન.

૩ તપ—એનો ભાવાર્થ હેતુ આવી ગયેલ છે માટે પુનરાવર્તનની જરૂર નથી ટુંકામા આવી રીતે યજ્ઞદાન અને તપ એ ત્રણ મનુષ્યોને સંપૂર્ણ રીતે પવિત્ર કરનાર છે.

॥ यज्ञदान तपः कर्म पावनानी मनीषिणांम् ॥ ગીતાજી

આવી જાતનું કર્તવ્ય કરનાર ગૃહસ્થીજ ખરો ત્યાગી ( સન્યાસી ) સમજવાનો છે; અર્થાત્ નિત્ય બ્રાહ્મણો, અતિથિ વગેરેનો સત્કાર કરનાર અને શ્રી પ્રભુની સેવામાં પરાયણ અને સદાય પવિત્ર સ્વભાવના ગૃહસ્થાશ્રમીને, ઉત્તમ ગૃહસ્થાશ્રમ વૃત પાળવાનું ફળ મળે છે; અને તે ઉપરાંત સન્યસ્ત ( ત્યાગ ) નું પણ ફળ મળે છે. આમ બન્ને ફળ લાગી થાય છે.

ગૃહસ્થોના ધર્મ માટે બીજું ખાસ જણાવવાનું કે, આપત્તિમાં આવેલ મનુષ્યને બચાવનાર, બળાત્કાર કે કોઇ અન્ય પ્રકારે સપડાયેલ

કષ્ટમાં આવી પડેલ કોઇ પણ સ્ત્રી હોય તેનો બચાવ કરનાર, અને તેના પવિત્ર ધર્મનું રક્ષણ કરનાર, પોતાના સગા સંબંધીઓને ઉત્તમ રીતે પાળનાર, પવિત્ર સંપ ધારણકરનાર, જેઓ ખરા પવિત્ર ગણાતા હોય એવા સત્પુરૂષોને ખાસ ઘેર પધરાવી પૂજનકરનાર, અને તેને તૃપ્ત કરી સત્કાર કરનાર મનુષ્ય ગૃહસ્થાશ્રમી છતાં ટૂકામાં જે મનુષ્ય ઉત્તમ સ્થાન અને કુળને માન આપે છે અને ધર્મ પાળનારા સત્પુરૂષોનું જે સદા પોષણ કરે છે, તે મનુષ્ય કે રાજા ઉત્તમ પદનોજ અધિકારી છે; એમ સમજવું.

**વાનપ્રસ્થનુ રહસ્ય**--પોતાનાં જ્ઞાતિના હિતમાં તત્પર રહે, સંબંધીઓ અને મિત્રોનાં સંકટ નિવારણ કરવામાં આસક્ત રહે, હરેક જાતના પરોપકારનાજ કર્તવ્યમાં વ્યવસાયી બને તે (દીક્ષાશ્રમી) વાનપ્રસ્થાશ્રમીજ ગણાય; અર્થાત્ પોતાની મોટી ઉમ્મર થતાં ઘરનો વ્યવહાર પુત્રાદિકને સોંપી સ્વાર્થનું કામ તદન છોડી દઇ ઘરમાંજ રહીને પરમાર્થમાં તત્પર રહેનાર અને પ્રભુભક્તિ પરાયણ મનુષ્ય વાનપ્રસ્થાશ્રમી ગણાય છે, અને તેવાઓનો સત્કાર કરનાર; પણ વાનપ્રસ્થાશ્રમી ગણાય છે.

જે મનુષ્ય હમેશાં સંધ્યાવંદન, વૈશ્વદેવ, પિતૃતર્પણ, દેવપૂજન, અતિથિ પૂજન, બ્રહ્મયજ્ઞ ( હમેશાં પવિત્ર શાસ્ત્રોનું અને લોકોપયોગી વિષયોનુ વાંચન ) કરે અને ભૂતયજ્ઞ ( પ્રાણીઓના હિત કરવામાં તત્પર અને મનુષ્યયજ્ઞ મનુષ્યોનો ઉપકાર કરવાને માટે ઉત્સાહ ) વગેરે કર્તવ્યમાં પરાયણ હોય તે ગૃહસ્થી વાનપ્રસ્થજ ગણાય છે; સત્પુરૂષોને કોઇ પીડા કરતું હોય, નડતું હોય તેને શિક્ષા કરનાર અને સત્પુરૂષને કષ્ટમાંથી બચાવનાર વાનપ્રસ્થી ગણાય છે. પોતાના દેશનું, પોતાના ગામનું, પોતાની જાતનું, સગાનું, કુટુંબનું અને ટુકામાં સર્વેનું, શ્રેય કરવામાંજ પોતાની જીંદગી ગાળનાર વાનપ્રસ્થાશ્રમી છે અને તેવા પરોપકારીનો પવિત્ર લોકમાં વાસ થાય છે. રાજા

પોતાના દેશનું ન્યાયથી પાલન કરી પ્રજાને સુખી કરે તો તે સદા વાનપ્રસ્થાશ્રમીજ છે.

૪ સન્યાસનુ રહસ્ય.- ગ્રહસ્થાશ્રમના વિષયમાં સન્યાસનું કાંઈક એટલે ખરો ત્યાગ ( સન્યાસ ) નું સ્વરૂપ જણાવ્યું છે; છતાં સન્યાસ માટે વિશેષ જણાવવાનું એ કે પ્રાણી માત્રપર સમાન દષ્ટી રાખવી ( અમુક શત્રુ ને અમુક મિત્ર એમ ન રાખવું ) અર્થાત્ દ્વેષ બુધ્ધિજ ન રાખવી; એ સન્યાસ ગણાય. જે સત્ય સ્વરૂપ ઈશ્વરને જાણે છે, પાપથી ડરે છે, કપડાં તજવાને બદલે, પોતાનો ખરાબ સ્વભાવ, ઈર્ષ્યા, દ્વેષ, કલેશ, નિંદા, ક્રોધ, માઠું લગાડવાની ટેવ, પરનિંદા વગેરે અપલક્ષણોનો ત્યાગ કરે એ ખરો સન્યાસી છે તેવાને ભગવાં પેહેરવાની જરૂર રહેતી નથી. કોઈપણ ઇન્દ્રિયને આધીન ન થતાં પોતે ઇન્દ્રિયને તાબે રાખે એજ ખરો ગ્રહસ્થી છતાં સન્યાસી છે; અને તેવા સ્વભાવવાળાને પાસે રાખી તેવાની સેવા કરનાર પણ સન્યાસી છે.

હવે સાધારણ સર્વ આશ્રમનું ફળ કોણ મેળવી શકે છે તે જણાવું છું.

જે પોતાનો સનાતન ધર્મ ( પરંપરાનો પવિત્ર ધર્મ ) પાળે, ધર્મનું રક્ષણ કરે, જે ધર્મ કરતો હોય તેને ઉત્તેજન આપે, ધર્મરૂપ સમુદ્રમાં સત્વગુણના સુકાનવાળી, શાસ્ત્રરૂપ શઢના દોરડાંવાળી, ત્યાગ ( પરમાર્થ ) રૂપ અનુકૂળ વાયુથી ઘણા વેગથી ચાલનારી, ધર્મરાજ રૂપ નૌકા (વહાણ) ખરી રીતે રાજાને પાર ઉતારનાર છે (તારનાર છે). એકલા સ્વાર્થવાળી આપણા મનની ભાવના મટે અને સ્વાર્થનું વિશાળ ક્ષેત્ર કરાય ( એટલે દુનિયા સઘળી આપણી છે અને દુનિયાનું હિત એજ આપણો સ્વાર્થ ) તો સર્વાશ્રમનું પવિત્ર ફળ મળે છે. ટુંકામાં હવે એ કે જુદા જુદા આશ્રમોમાં નિવાસ કરવાને બદલે તે સર્વ આશ્રમવાસીઓનું કાયિક વાચિક, અને માનસિક, એ

સર્વ રીતે રક્ષણ કરવુ, તેથી તે સર્વ આશ્રમો પાળવાથી અધિક ફળ ( લાભ ) મેળવે છે માટે હે યુધિષ્ઠિર ! તમ જે તો તેમ કરવાનુ છે અને તેવુ વર્તન કરી, પવિત્ર લોકો તેનુ અનુકરણ કરી તેવુ વર્તન કરતા રહીએ, એ કરવાની જરૂર છે

આ ચારે આશ્રમોનુ રહસ્ય અને એક ગૃહાશ્રમમા તેનો સમાવેશ કેવી રીતે બને છે તે જણાવ્યુ

## રાજા કેવો હોવો જોઈએ ?

ધર્મરાજાએ પુછ્યુ કે દાદા ! દડનીતિ એ એક પ્રબળ સત્તા છે એમ આપે આગળ જણાવ્યુ અને તે મહાન બળવાન દિવ્ય પરાક્રમી, અને ખરે સત્તાધીન હોય તેજ સર્વનો ઉપરી “ રાજા ” બની તેનો ઉપયોગ કરી શકે છે એમ કહ્યુ તો તે માટે મારે આપને પૂછવાનુ કે એ સત્તા કયા પ્રકારની છે ? અને તેનુ બળ તથા કેવા ગુણ જોઇએ ? તે કૃપા કરીને કહો

ભીષ્મપિતામહે જવાબ આપ્યો કે, નિચે જણાવુ છુ તે ૩૬ છત્રીસ ગુણ સપૂર્ણ જેનામા હોય તેજ દડનીતિનો ઉપયોગ કરી શકે છે સત્તા વગરના સાધારણ મનુષ્યથી એ તરફ દૃષ્ટિ પણ થતી નથી અર્થાત્ દડ એ વસ્તુ સાધારણ નથી પણ અસાધારણ દૈવી સત્તા રૂપ મહાનતત્વ છે, તો તેને ધારણ કરવા માટે પ્રથમ ગૃહણ કરવા જોઇતા ગુણો કહી જણાવુ છુ —

( ૧ ) રાગ—“ પ્રીતિ ” અર્થાત્ દ્વેષનો ત્યાગ સર્વ ધર્મો અને સદ્ગુણોનુ આચરણ કરવુ, સર્વપર પ્રેમ રાખવો આળસમા સમી ન કર ગાળવી

( ૨ ) આસ્તિકતા—જેણે સર્વ પ્રાણી માત્રપર શુદ્ધ ભાવથી સ્નેહ કરવો, પરતુ સ્વાર્થ વૃત્તિથી નહિ અને જેવો સર્વ જગતમા ભાવ તેવો રાજ્યમા ભાવ ( શ્રદ્ધા ) રાખવી અર્થાત્ જગત્ અને પ્રભુ બન્નેને સમાન ગણવા

( ૩ ) द्रव्योपार्जन—ત્રીજો ગુણ દ્રવ્ય પેદા કરવાનો છે, પણ તેમા ખાસ જોવાનુ એ છે કે, અન્યાયથી, ચોરીથી, કોઇના હક્કને નુકશાન કરીને કોઇને દુ ખ આપી ને કે કોઇનુ બગાડીને પેદા ન કરવુ

( ૪ ) इन्द्रियतृप्ति--ઇન્દ્રિઓને તૃપ્ત રાખવી, પણ તે ન્યાયને રસ્તે જેમા ધર્મ અને અર્થની હાની થાય, બુદ્ધિ ભ્રષ્ટ થાય અને જગત્‌મા નિંદા થાય એવા કૃત્ય કરીને ઇન્દ્રિઓ તૃપ્ત ન કરવી.

( ૫ ) प्रियवाणी—અર્થાત્ મીઠુ બોલવુ, પણ ખોટી રીતે કોઇની મિથ્યા સ્તુતિ કરવી કે પોતાની ગરીબાઇ ( દીનતા ) ગણાય તેવી રીતે નહિ

( ૬ ) शौर्य—શૌર્ય રાખવુ, પણ પોતાના શૌર્યનો કોઇને કષ્ટ આપવા રૂપ ગેરઉપયોગ ન કરવો અને પોતાના વખાણ ( સ્તુતિ ) ન કરવા

( ૭ ) दातृत्व--દાતાર થવુ, પરતુ યોગ્યને દાન આપવુ, કુપાત્રને નહિ.

( ૮ ) दृढता—પોતાનો વિચાર દૃઢ કરવો, પણ સમજીને વિચાર ગૃહણ કરીને તેમા દૃઢ થવુ પણ એક અન્યાયી કે અયોગ્ય કે લોક વિરૂદ્ધ વિચારને વળગી રહી ખોટી હઠ કરી હઠીલામા ન ખપવું અર્થાત્, પવિત્ર સર્વમાન્ય વિચારમા દૃઢતા રાખે તે સત્ય અને ટેકમા ગણાય છે, પરતુ અયોગ્ય, લોક વિરૂધ્ધ વિચારને ન છોડે તે હઠીલો ને રોગી ગણાય છે તથા તે નિર્દયમા ખપે છે

( ૯ ) सन्धी—એક બીજા ને પરસ્પર વિરોધ હોય કે મન ફેર હોય તો તેનુ પરસ્પર મળી સમાધાન કરવુ પરતુ તેમા એક એ જોવાનુ છે કે જેની સાથે આપણે સમાધાન કરીએ તે સજ્જન છે કે દુર્જન છે કદાચ દુર્જન હશે તો સમાધાનનો ઉલટો અર્થ કરશે અને આપણને નમરદા ગણશે અને વિરોધ તો જારી રહેશે

दुर्जनः परिहर्तव्यो विद्यया लंकृतोऽपि सन् ॥

દુર્જન કદી મહાન વિદ્વાન હોય તો પણ તેનાથી તો દૂરજ રહેવું એમાં સારૂં છે. તેની સાથે સમાધાન કરવામાં પણ ખરાબી છે.

( ૧૦ ) વિગ્રહ— જેનો લડવું એવો અર્થ છે. બનતાં સુધી કોઇ સાથે વેર ન કરવું, અને લડવું નહિ. તેમાં બાંધવો સગાં સાથે તો કદી ન કરવું. પરંતુ સામા વેર રાખે તો; અને આપણે ગમે તેટલું સમજાવી એ ( દુર્યોધન જેવાને ) પણ સમજેજ નહિં તો પછી નિરૂપાયે તેને હણવો, એ શિવાય રસ્તો નથી. આનું નામ વિગ્રહ.

( ૧૧ ) ચાર—આપણું ગુપ્ત કામ સાધનાર ( છૂપી પોલીસ ) આ માણસ એવો રાખવો જોઇએ કે ખરી હકીકત કહે, દગો ન કરે; પરંતુ તેને કદી ભૂખ્યો ન રાખવો, તેનું મન નારાજ ન કરવું.

( ૧૨ ) કાર્યકુશળતા—પોતાનું કાર્ય સાધવામાં કુશળતા રાખવી. પણ બીજાને નુકશાન કરીને કરવું નહિ.

( ૧૩ ) રહસ્ય—( ગુપ્ત વાત ) કોઇને પોતાની ગુપ્ત વાત કરવાની ફરજ પડે તો પેહેલાં તેની સજ્જનતા જોવી, કે જેથી પરિણામ ઉંધું ન આવે; અર્થાત્ એ વાતને સાંભળીને ( દુર્જન હોય તો ) ઉલટું સામું નુકશાન કરે.

( ૧૪ ) ગુણગાન—ગુણગાન હમેશાં બીજાનું કરવું. પણ પોતાનું ગુણગાન કદી ન કરવું.

( ૧૫ ) ગૃહણ કરવું—કોઇ પાસેથી કાંઇ લેવું હોય તો તે જેની પાસેથી આપણે લેવું હોય તેની પાસેથી તે લેવા લાયક છે કે નહિ, એ પ્રથમ જોવું, અને પછી તે આપી શકે તેમ છે કે નહિં, તે જોવું; અર્થાત્ સરળતાથી આપી શકે અને લેવા લાયક હોય તોજ સુખેથી લેવું;

( ૧૬ ) કુસગ ત્યાગ—આ ખાસ દુનીયામા જોવાનુ છે. દુર્ગધી પાસે જઇએ તો જરૂર આપણને ત્રાસ થશે, કીચડમા પડશુ તો વસ્ત્રો બગડશે, તેમ દુર્જનની સગતીથી બુદ્ધિ બગડતા અનીતિને રસ્તે દોરાવાનો જ પ્રસગ આવે તે ન કરવુ

( ૧૭ ) દડ—કોઇને કાઇ શિક્ષા કરવી હોય, તો તેનો અપરાધ છે કે નહિ તેની ખાતી થાય તોજ તેમ કરવુ

( ૧૮ ) મત્ર—( ગુપ્ત વિચાર ) તેરમા ઉપદેશમા ગુપ્ત વાતનુ સ્પષ્ટીકરણ થયુ પણ આ તો ગુપ્ત વિચાર છે વાત અને વિચારમા ફેર છે ગુપ્તવાત હુઝ કોઇને કહી શકાય, પણ વિચારો અને મત્રો એ તો એક હૃદય જેની સાથે હોય, તેને પણ બહુ વિચારીને કહેવા. જેમ ગુરૂએ આપેલ મત્ર મનમાજ રખાય છે તેમ કેટલાક વિચારો મનમાજ રાખી પોતેજ તેનો નિર્ણય કરવ નો છે

( ૧૯ ) લાભાન ન આપવુ—આ ઓગણીસમો ઉપદેશ છે આગળ જણાવેલુ છે કે એક ખાળમા ભરાઇ રહેલ જળમા મચ્છર થઇ બગાડ અને રોગ કરે, તેમ જે પૈસો ન વાપરે તેને આપવાથી તે પૈસો ગદા જળ માફક ઉપયોગી નથી થતો

( ૨૦ ) છળ—દગો કરનાર કે ભૂરૂ કરનાર પર વિશ્વાસ ન રાખવો

( ૨૧ ) સ્ત્રી રક્ષણ—આ ઉપદેશમા પોતાની સ્ત્રી કે કોઇપણ સ્ત્રી એમ નથી જણાવ્યુ ત્યારે આપણે એટલુજ જોવાનુ કે કોઇપણ સ્ત્રી નુ આપણાથી બનતે પ્રયાસે કષ્ટમાથી રક્ષણ કરવુ, પરતુ તેમા કોઇ પણ જાતના સ્વાર્થી ભાવથી નહિ એજ ખરૂ સ્ત્રી રક્ષણ ગણાય

( ૨૨ ) શુદ્ધિ—હમેશા નિર્મળ સ્વભાવ રાખવો કોઇ પણ આપણી નિદા ન કરે તેવાજ કામ કરવા અને કોઇની નિદા ન કરવી તેનુ નામ શુદ્ધિ છે

( ૨૩ ) સ્ત્રી વગતા—કોઇ પણ સ્ત્રીની ખુશામત હદ બહાર ન કરવી અને ખરાબ વર્તન ન રાખવુ

(૨૪) मीष्ट भोजन—મધુરા ગળ્યા અને સ્વાદિષ્ટ પદાર્થ ખાવા ખરા, પણ તે પદાર્થ એવા ન હોવા જોઇએ કે જે શરીરમાં રોગ વધારે, અગર નીતિભ્રષ્ટ કે આચારભ્રષ્ટ કરે તેવા પણ ન હોવા જોઇએ; એજ મિષ્ટભોજન.

(૨૫) सेवा—આપણે જેને પૂજ્ય તરીકે ગણતા હોઇએ તેવા પુરૂષો, જેવા કે ગુરૂ, માતાપિતા, વડીલ, રાજા, સત્પુરૂષ, અતિથિ, વિદ્રાન વગેરેની પૂરી રીતે વિવેક પૂર્વક જેને જેવા રૂપમાં ઘટે તેવા રૂપમાં સેવા કરવી, એનું નામ સેવા.

(૨૬) निष्कपट गुरुसेवन—ઉપર જે સેવા કરતા જણાવ્યું તેવા પુરૂષોની કે ગુરૂ જનની સેવા કરતાં ખાસ એ ધ્યાન રાખવાનું કે આપણો શુદ્ધ ભાવ અને આસ્તા હોય તો જ તે સેવા સફળ ગણાય; માટે નિષ્કપટ ભાવથીજ સેવા કરવી.

(૨૭) दंभत्याग—લૌકિક મનુષ્યોની સેવા જેમ નિષ્કપટ ભાવથી કરવાની છે, તેમ ઇશ્વર પ્રભુની સેવા પણ તેવા ભાવથી કરવી, પણ દંભ (ખોટો ડોળ) કે દુનીયાને બતાવવા ખાતર કરવી એમ ન કરવું. એનું નામ દંભ ત્યાગ કહે છે.

(૨૮) शुद्ध लक्ष्मी—એટલે અનિતિને રસ્તે દ્રવ્યો પેદા કરવાની ઇચ્છા રાખવી નહિં પણ ન્યાયને રસ્તે દ્રવ્યો-પાર્જન કરવું.

(૨૯) नम्रतापूर्वक सेवा—કોઇ સત્પુરૂષ કે ગુરૂ વગેરેની જે સેવા કરવી, તેમાં નમ્રતા એ મુખ્ય ગુણ જોઇએ. તે વિના નકામું છે.

(૩૦) चातुर्य—બરાબર વખતને ઓળખી વિચારીને ચાલવું અને કામ કરવું; એ ચાતુર્ય.

(૩૧) शांत करनो—કોઇ ઉશ્કેરાયલું હોય તો તે શા કારણથી ઉશ્કેરાયો છે તે સમજી તેને જોઇતી વસ્તુ (જે કારણથી ઉશ્કેરાયો હોય તે વસ્તુ) બની શકે તેમ હોય તો પુરી પાડવી, અને શાંત કરવાનું છે.

( ૩૨ ) કૃપા—કોઇની પર કૃપા મહેરબાની કરી હોય તો પછી તેની ભુલ માટે ઠપકો ન આપવો, પણ તે ક્ષમાજ કરવી.

( ૩૩ ) પ્રહાર—સમજ્યા વિના કે વિચાર્યા વિના કોઇને મારવું નહિ.

( ૩૪ ) શત્રુનો શોક ન કરવો—શત્રુને મારી (હણી) ને શોક ન કરવો; પણ તેનાં કુટુંબીઓના મનનું જો તે આપણને અનુકુલ હોય તો સમાધાન કરવું.

( ૩૫ ) મિથ્યા ક્રોધ—નિષ્કારણ વારંવાર ખીજાયા કરવું નહિ. આમ કરવાથી તેનું પરિમાણ રહેતું નથી અને પત રહેતી નથી અને 'આ ભાઇને તો ખીજવાની ટેવ પડી છે'. એમ લોકો માની બેસે તેથી આપણું ઉલટું વજન ઘટે, તેથી તેમ ન કરવું.

( ૩૬ ) અપકાર ક્ષમા—જે મનુષ્ય વારંવાર આપણું ખરાબજ કર્યા કરે છે અને બૂરૂં બોલ્યા કરે છે, તેની ઉપર ક્ષમા દૃષ્ટી કરવી. પણ તેમ કરવાથી ઉલટા જેઓ આપણને નમાલા ન ગણે એ સંભાળ રાખવી. જે મનુષ્યો ઉપર જણાવેલ ( ૩૬ ) ગુણો ધર્મો કે નિયમોને બરાબર પાળે તેજ દંડ ધારણ કરી શકે; અર્થાત્ તેમાંજ દૈવી સત્તા આવે છે. માટે મહાન પ્રતાપી રાજા થવામાં અગર ઉત્તમ સત્તા ધારી થવામાં અર્થાત્ જગતને તાબે કરવામાં એવા મહાન ગુણોનું આત્મબળ જોઇએ છીએ. હે રાજા ! તે સર્વે ગુણો તમારે ધારણ કરવાની જરૂર છે. આ ગુણો દુનિયાદારીમાં ( વ્યવહારમાં ) જ ઉપયોગી છે એટલુંજ નથી; પરંતુ વ્યવહાર કુશળતાની સાથે દૈવી સુખ-પરલોકમાં પણ કલ્યાણકારી બને છે. માટે અવશ્ય ધારણ કરવા.

## સર્વજીત કોણ ?

'ધર્મરાજાએ પૂછયું કે આપશ્રીનાં વચનો કે જે વ્યવહાર કુશળતાપૂર્વક અપૂર્વ છે, તે સાંભળી મને બહુ આનંદ થાય છે. મારે હવે એ ખુલાસો પૂછવાનો કે સર્વત્ર વિજય કઇ રીતે મળે ? અને વિજય સાચો કોનું નામ કહેવાય ? ચક્રવર્તી રાજ્ય મળ્યું; સહુ રાજાઓ તાબે થયા, એટલે તે રાજા સાવ ભૌમ ( ચક્રવર્તી ) વિજયી થયો ગણાય કે કેમ ?

ધર્મરાજાનો પ્રશ્ન સાંભળી ભીષ્મપિતામહે જવાબ આપ્યો કે એક રાજાએ સર્વત્ર વિજય કરવા માંડયો અને સર્વ રાજાઓને જીતિ લીધા. પરંતુ એવો વિચિત્ર તેનો સ્વભાવ હતો, કે જરા પણ શાંતી રાખે નહિ. બહુ ચપળ મગજ હોવાથી, જે કાંઇ કામ કરે અથવા કાંઇ તકરાર પોતાની પાસે આવે તો જે મગજમાં આવે તે લાભ ગેર લાભનો વિચાર કર્યા વિના તર્ત નિકાલ કરી નાખે. નિરાતે બેસે નહિ. કોઇ મળવા આવે તો કહે, કે ભાઇ મને ફુરસદ નથી, બોલો, જે કહેવું હોય તે ઝટ કહો, મારે પછી બીજું અમુક કામ છે. આમ કહી તે દરેક નોકર ચાકર, કારભારી વિગેરેમાં શંકાશીલ બની મીથ્યા પ્રવૃતિ કર્યા કરે. તે રાજા પાસે ભાગ્ય યોગે પૂર્વના પુન્યે એક સારા વિદ્વાન વસીષ્ટ ગુરૂ જેવા સદ્ગુરૂ સલાહકાર હતા. જો કે તેમનું પોતાના તિવ્ર સ્વભાવથી સંપુર્ણ માને તો નહિજ; છતાં તે તરફ પૂજ્યભાવ બહુ રાખે અને જે પોતે વિજય કરી આવેલ હોય અગર કાંઇ સારૂ કામ કરેલ હોય તેની પોતાની સરસાઇ બતાવવા ખાતર વાત કરે, અને પૂછે કે, હવે હું સર્વજીત. "વિજીયી" ગણાઉં કે નહિ. ત્યારે હરવખત તે સદ્ગુરૂ એકજ જવાબ આપે કે હજી વાર છે. સર્વજીત થવું સહેલું નથી. દુનીયાં તરવારથી જીતતાં સર્વજીત થવાતુંજ નથી પણ શાંત ગુણથીજ જીતાય છે. એટલી વાત કહે અને કહે કે સર્વજીત થવું હોય તો જરાવાર મારી પાસે બેસ અને હું કહું તે રસ્તો ગૃહણ કર, તો સર્વજીત થવાશે. ત્યારે રાજા જવાબ આપે કે, આપ ગુરૂ છો, પૂજ્ય છો, બધુ સાચું. પણ મને બેસવાનું કહેશો તો તે નહિ બને કારણ કે મને ફુરસદ જરા પણ નથી. કામો ઘણાં છે. અને ન કરૂં તો અને બેસી રહું તો બધુ બગડી જાય. ગુરૂ કહે કે એ તારી બગડી જાય એ ખોટી શંકા છે.

રાજાને એ વાત ગળે ન ઉતરે અને કહે કે આપ ભલે કહો. પણ એ મારા ધ્યાનમાં નથી આવતું. આમ કહી તેનું પુરૂ સાંભળ્યા વિના ચાલ્યો જાય.

રાજા ગુરૂ પર પૂજ્યભાવ રાખે અને વિદ્વાન છે અને આપણે ઉપયોગી છે એ બધુ જાણે પણ, વ્યવહારની બાબતમાં અને રાજ્ય ચલાવવાની બાબતમાં હું વધારે સમજું છું. તે તો બોધ કરી જાણે, બીજી શી ખબર હોય ! એમ મનમાં રાજાને ઠસી જતાં તેની પોતાની બુદ્ધિ અને ડાહ્યાપણ પર શ્રદ્ધા હોવાથી તેમજ પોતાનુંજ નાડું પકડી રાખવાની ખોટી ટેવથી ગુરૂનું પણ બીજું કશું માને નહિ અને ગુરૂ મને હજી સર્વોત્તમ નથી કહેતા, એટલી ગુરૂશ્રીમાં પણ ખોટી હુજ્જત છે, એમ પોતાની તિવ્ર અને રજોગુણી બુદ્ધિથી મનમાં ધારવા લાગ્યો.

पश्यति पित्तोपहतः शशिशुभ्रं शंखमपि पीतम् ॥ १ ॥

જેની આંખમાં કમળો હોય તે સર્વ પીળુંજ દેખે છે. અર્થાત્ પોતાનો રજોગુણી શંકા શીલ ખોટી હુજતવાળો મલીન સ્વભાવ હોવાથી ગુરૂમાં પણ તેજ સ્વભાવ ખોટી હુજ્જત જોવા લાગ્યો.

ગુરૂ પણ ખોટી હુજ્જત કરે છે, હઠ પકડે છે, અને મારે માટે હજી તેમના સારા વિચારો નથી. અને વારંવાર હું ગમે તેવાં બહાદુરી ભરેલાં કામ કરી મારા હૃદયમાં ગુરૂ તરફ પૂજ્ય હોવાથી તેને જણાવું છું. 'હું સારૂં કરૂં છું. હવે હું સર્વથી અધિક થયો' એવા શબ્દો મારા કારભારીઓ[1] વગેરે સર્વે કહે છે પણ ગુરૂ કહેતા નથી. માટે હું સંપૂર્ણ તે તરફ મન રાખું છું. પૂજ્ય ભાવ રાખી નમું છું છતાં તેને મારા તરફ મારી સરસાઇ માટે ઉચ્ચ વિચારજ નથી. એ તેના અંતરમાં પેઠું કોણ જાણે શા કારણથી ઉભું થયું છે એમ જે પારંપારઃ મારે માટે સારા શબ્દો પણ ન કહે અને મને હંમેશાં પાછો જ હઠાવ્યા કરે. ટુંકામાં મારે માટે જેનો લેશ માત્ર ઉચ્ચ વિચાર નહિં, તેવા ગુરૂ પાસેથી મારે શા કામના ! હું જાણું છું તે જ્ઞાની છે, દયાળુ છે; પવિત્ર છે; અનેક વિદ્યા કુશળ છે અને કોઇ જાતનું તેનામાં દૂષણ નથી

1 પ્રધાન મંત્રીઓ.

લોકોનો પણ તે માટે સદ્‌ભાવ છે એમ બધી રીતે સારા છે પણ મારે માટે જે તેના હજી ઉચ્ચ વિચારો નથી માટે મારે તો તે ગુરૂજી કશા કામના નથી.

રાજાના મનમાં વારંવાર ગુરૂ માટે આવા વિચારો આવવા માંડયાં. પરંતુ બીજી રીતે રાજાની ભાવના સારી હતી માટે પ્રત્યક્ષ પોતાની સત્તાથી ગુરૂનો તિરસ્કાર કરવાની વૃતિ ન થતાં મનમાં તિરસ્કાર પ્રગટ થયો. અને તે તિરસ્કાર ક્રમવાર વધવા લાગ્યો. આ રાજાની આપણે હવે એક બીજી પ્રજા તરફના તેના વલણ તરફ દૃષ્ટિ કરીએ. રાજાનું પૃથ્વી સમગ્ર જીત્યા પછી પ્રજાને સુધારવી, ઉચ્ચ દરજ્જે ચડાવવી, ધનવાન ઉદ્યોગી અને કેળવાયેલી બનાવવી વગેરે પ્રજાના ભલા માટે પણ તેનું સારૂં વલણ રહેવા લાગ્યું અને પ્રજાને રૂચે તેવાં કર્તવ્યો અને ધારાઓ બહાર પાડવા માંડયા. અને આમ કરવાથી લાભ છે એમ જાહેરમાં વ્યાખ્યાન કરી કહેવા માંડયું. અને પોતાની પ્રવૃતિ પ્રજા સુધારણા તરફ વધી: પરંતુ આવા પવિત્ર કામ માટે પ્રથમ તે રાજા પોતાના એક માર્ગી, જે વિચારો પોતાના મનમાં હસ્યા તે જ ખરા છે. આવી જાતનો જે પોતાનો સ્વભાવ, અને એકદમ ઝડપથી વગર વિચાર્યે જે વિચારનો નિશ્ચય કરવાના, અને કોઇ માટે વિચારો બાંધી લેવા, એ જે ઉતાવળીઓ સ્વભાવ હતો તેને લીધે પ્રજામાં માનને બદલે કડવો થઇ પડયો. ફકત મનમાં કડવો થઇ પડયો એટલુંજ નહિ પણ પ્રજા અત્યંત ઉશ્કેરાઇ ગઇ. આમ થવાનું કારણ એ કે જુદા જુદા પોતાના મગજમાં આવે એવા નવા નવા રીવાજો દાખલ કરવા માટે પ્રજાને ફરજ પાડી અને આમ કરી હું પ્રજાનું ભલું કરૂં છું એમ પોતે માનવા માંડયું. પ્રજાના આગેવાન ગ્રહસ્થો સમજાવીને જણાવે કે આ બાબત કરવા જેવી નથી છોડીદ્યો. તો તેને પણ જવાબ એ આપે કે તમો કોઇ સમજતા નથી. હું જે કરૂં છું તે ખરૂં છે. તેમાં તમારો આગળ જતા ઘણો લાભ છે. આમ કહી કોઇનું પોતે ન માને, તેથી પ્રજા એટલી હદ બહાર ઉશ્કેરાઇ ગઇ કે રાજા વિરૂદ્ધ

વતી ઉઘાડી રીતે રાજાના હુકમનો તિરસ્કાર કરવા લાગી. અને જે કાયદાઓ પ્રજાને ગેરવ્યાજબી લાગે તેનો અમલ પણ પ્રજાએ નં કરવો એમ સર્વેએ મળીને નિશ્ચય કર્યો.

જ્યારે આમ ઉલટી પ્રજા ઉશ્કેરાઇ એટલે રાજાએ વિચાર કર્યો કે હું અનેક રીતે પ્રજાના હિતમાંજ કાળજી રાખી કામ કરૂં છું. તેના ભલા માટેજ અનેક પ્રયાસો કરૂં છું. છતાં હું જે કરૂં છું તે નથી ગમતું તેનું કારણ શું ? આમ રાજા ઘણા વિચારમાં પડયો. કારભારીઓની સલાહ લેવા લાગ્યો ત્યારે કોઇએ શું કારણથી આ થાય છે એ કહ્યું નહિ. સર્વે જાણતા હતા, પણ રાજાની ભૂલ તેને કહેવાથી ખોટું લાગશે એવા ડરથી જે ભૂલ હતી તે કોઇ કહી શકતા ન હતા. છેવટ રાજા અકળાયો અને અમુક કામ તો પડતું મુકવાની ફરજ જ પડી; કારણ તેથી પ્રજા વધારે ઉશ્કેરાઇ જઇ વખતે સામી થશે એમ ધાસ્તી લાગી. અને સારી બુદ્ધિ સહજ પ્રગટ થતાં ગુરૂ પાસે ગયો, પ્રણામ કર્યા અને બેઠો. ગુરૂએ આદર સત્કાર સારો કર્યો અને જણાવ્યું કે ( પૂછયું ) આજ પુરસદ છે ? કે કામ છે ? રાજાએ જવાબ આપ્યો પ્રભુ અનેક કામોમાં રાત્રી દિવસ મારા શરિરની કે કશાની દરકાર રાખ્યા વગર હું જે જનહિત માટે પ્રયાસ કરતો હતો તે મારો પ્રયાસ વિરૂદ્ધ ફળપ્રદ થયો જેથી હવે તો નિરાશ થઇ થાકી બધું છોડી શાંત થઇ આપની પાસે ખુલાસો પૂછવા આવ્યો છું કે આમ થવાનું કારણ શું. હું શું ખોટું કરૂં છું કે લોક મારા કૃત્ય માટે ઉશ્કેરાય છે તેઓને ગેરલાભ શું છે ?

રાજાની સર્વ હકીકત સાંભળી લઇ ગુરૂજીએ જવાબ આપવાની શરૂઆત કરી અને બોલ્યા—

आत्मैवह्यात्मनो बंधुरात्मैवरिपुरात्मनः
अनात्मनस्तु शत्रुत्वेवर्तेतात्मैवशत्रुवत् ॥

આપણો આત્માજ આપણો બંધુ શ્રેયસ્કર બને છે. અને આત્માજ શત્રુ બને છે અર્થાત્ પોતાનો આત્માંજ અનાત્મા ( શૂન્ય )

બેદરકારી અજ્ઞાનતાથી ભરેલો છતા હું ડાહ્યો છું એવા ખોટા ગર્વથી ભરેલ હોય તો તે આત્મા શત્રુરૂપ થઇ ઉભો રહે છે.

ભાઇ ! હું તને જ્યારે તુ મારાં દર્શન કરવા આવતો ત્યારે વાર-વાર કહેતો કે જરા સાંભળો ને બેસો, હું તમને સમજાવુ પાડુ અને હું કહું તેમ કરો, પણ તે વખતે મને ફુરસદ નથી એમ કહી જતા રહેતા હતા પણ હું ધારૂં છું કે હવે તમે આજ ફુરસદ લઇ આવ્યા છો અને એનીને સાંભળશો તો તમારો મિથ્યા વ્યવસાય કરવાનો સ્વભાવ મટી જતાં સાચા કાર્યવશ થશો અને હવે સર્વોત્તમ ગણાશો.

હું તમને અનેક વચનો કહી જણાવવાનો છુ તેમાં સૌથી પહેલું તો એજ જણાવું છુ કે પહેલા આપણામા શુ ખામી છે એ જોવાની હમેશાં બહુ ટેવ રાખવી જોઇએ છે. પોતાના મોઢાપર ડાઘ હશે તે પોતાનાથી દેખાશે નહિ, પણ અરીસામા જોઇએ ત્યારે તે ડાઘ જણાશે તો જગત એ અરિસો છે પછી બીજો અરિસો ગુરૂ છે. પણ પહેલા જગતને ગુરૂ કરી પછી એકાંતિક ગુરૂ શોધવા અને તેની સલાહ પ્રમાણે કરવુ.

એકાદ મનુષ્ય માટે કદાપી તમને એમ થાય કે એ મારો શત્રુ છે માટે ખરાબ બોલે છે. પણ દુનીયા બધી તો શત્રુ નજ હોય અને, મારા સિદ્ધાંત પ્રમાણે તો આપણે જ આપણા શત્રુ છીએ બીજુ કોઇ છેજ નહિ આપણે સર્વપર અમૃત દ્રષ્ટિ કરીએ, સરળતા રાખીએ, અનુકુળ થઇએ તો શત્રુ પણ શત્રુભાવ છોડી દે છે અને મિત્ર બને જ છે પણ હુ કરૂં તે ખરૂ અને બીજા ખોટા એમ મનમા થાય છે, તેથીજ શત્રુ વધે છે. તેનુ કારણ કે એક પોતાનુ કરેલ કોઇને રૂચે અને કોઇને ન રૂચે, આમ (પોતાનુ ધાર્યું કરવાને બદલે) જગતનુ ધાર્યું કરવુ. અર્થાત્ એક કામ કરવાનો વિચાર થયો તેમા લોક શુ કહે છે તેનો પહેલો નિર્ણય કરવો અને જણાય કે એ સર્વને અનુકુલ છે અને પછી આપણે તે અમલમા મૂકીએ તો કોઇને પ્રતિકુળ નહિ થાય અને લોક અનુકૂળ થાય, તેવાં કામ કરવાથી જ જગતમાં

કીર્તિ થશે માટે આમ વારંવાર પોતાની ભૂલ સુધરે તોજ સર્વ અનુકુળ છે તે મેં તમને જણાવ્યું.

કેવળ અજ્ઞાની અને મુર્ખ મનુષ્ય તો એમ કહેશે કે મારામાં શી ખામી છે? ભૂલ કાઢનારા જ મૂર્ખ છે ! આવી રીતે બીજાને મૂર્ખ બનાવનાર કદી સુધરતોજ નથી અને છેવટ તેનો નાશ જ થાય છે તમારી પણ એજ દશા હતી.

આપણા ઘરમા વાળીચોળીને સાફ કરેલ હોય પણ ઘરના ખૂણામાં કયાક પણ દુર્ગંધી રહી હશે તો તેથી જરૂર તે ગંધ આપણી પાસે આવ્યા વિના નહિ રહે માટે ભુલથી જે આપણા શરીરરૂપ ઘરમા સાફ કરવાનુ કયાંઇ રહી જાય તો તે ભુલને શોધવા માટે દિવ્ય ચક્ષુ જોઇએ છીએ અને એ ચક્ષુ પોતાની મેળે હુ ડાહ્યો છુ. અને જે કરૂં છુ તે ખરાબર છે એમ મિથ્યાભિમાનીને નથી મળતા પણ તે તો વધારે આંધળો થઇ જાય છે અર્થાત્ અભિમાન રૂપ અંધકારથી તેની બુદ્ધિ વધારે શુન્ય જ થાય છે, પરંતુ કોઇ પવિત્ર દયાળુ બુદ્ધિકુશળ ગુરૂ પાસે જવાય અને તેને ચરણે નમન થાય, ત્યારે જ બુધ્ધિ ઉઘડે અજવાળું થાય ( અર્થાત્ જ્ઞાનચક્ષુ મળ્યાથી બધી સમજણ પડે ).

सर्वकर्माखिलपार्थ ज्ञानेपरिसमाप्यते
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेनसेवया
उपदेक्ष्यतितेज्ञान ज्ञानिन स्तत्त्वदर्शिन

સર્વ કર્મની પૂર્ણતા જ્ઞાનથીજ હોય છે અર્થાત્ જ્ઞાનદ્વારા સમજીને વિચારીને હુ ડાહ્યો છું એવું અભિમાન છોડી પોતાનુ ધાર્યું કરવાને બદલે સર્વની સમતી લઇને જે કામ થાય તે જ્ઞાનપૂર્વક થયું ગણાય અને સર્વ માન્ય થાય.

દરેક માણસ સર્વજ્ઞ હોતો નથી અને પોતાની ભૂલ પોતાનાથી એકદમ જણાતીજ નથી જેમ મોઢાનો ડાઘ જોવા માટે અરિસાની જરૂરજ પડે છે તેમ આપણામા ગમે તેવુ ડાહ્યાપણ વિદ્યા અને હુશી

ચારી હોય તોપણ ભૂલ શોધવા માટે તો અરિનો (ગુરૂની) જરૂરજ છે. માટે ગુરૂ પાસે ગયા વિના છુટકોજ નથી. અને ગુરૂ પાસે જતાં પણ હું મોટો ગણાઉ માટે શાનો નમું, એમ અભિમાન થતાં પણ કાંઇ મળતું નથી.

## ખરી વસ્તુ (જ્ઞાન) કોને મળે !

આને માટે એક દ્રષ્ટાંત--એક ગામમાં ભારે કોઇ વિદ્વાન શોધક હતો તેણે એવી જાતની શોધ કરીને એક વસ્તુ મેળવી કે તે વસ્તુદ્વારા લાખો રૂપૈયા પેદા થાય.

જે ગામમાં આ શોધક રહેતો તે ગામનો રાજા પણ શોધક અને વિદ્વાન હતો તેને ખબર પડી કે અમુક માણસે ઉત્તમ શોધ કરી છે. એટલે રાજાએ તેને પોતાને ત્યા બોલાવ્યો, ખૂબ સત્કાર કર્યો અને પોતાને એ શોખ હોવાથી તે શોધને જાણવાની ઇચ્છાથી અને તે વસ્તુ કે જેનાથી લાભ મળે છે તે વસ્તુ આપી દેવા રાજાએ જણાવ્યું. ત્યારે શોધકે જણાવ્યું કે અલ્પબુદ્ધિવાળો હું શું જાણું, મારામાં કશું નથી. આમ પોતાની નમ્રતા બતાવી વિવેક કર્યો. પરંતુ રાજામાં રહેલો કુદરતી રજોગુણ અને તમોગુણનુ જોર વધવા લાગ્યું અને જણાવ્યું કે તમારે તે આપવું જોશે હું હુકમ કરૂં છું તેને માન આપવુ એ તમારો ધર્મ છે.

શોધકે વધારે દ્દઢ બની જણાવ્યું કે મારામાં કશું નથી જેથી શું આપુ ?

રાજાએ ત્રીજી વખત જણાવ્યું કે નહિ આપો તો હેરાન થશો. છતાં તેજ કહ્યું. રાજાએ કેદખાનામાં લઇ જવાનો અને કાંઇ પણ તે ન બતાવે ત્યાં સુધી ખાવાનું ન આપવાનો હુકમ કર્યો, જેથી તેને કેદખાનામાં લઇ ગયા અને એક કોટડીમાં પૂર્યો, ખાવાપીવાનું બંધ કર્યું.

મૂળ ખરૂ જોતા રજો ગુણ અને તમો ગુણ રાજાના અંગમાથી ખસી જાય ત્યારે તે દયાળુ હતો અને પોતાની ભુલ માટે વિચાર કરનાર હતો, તેવી કેદમા મોકલ્યા પછી રાજાને વિચાર થયો કે આ રસ્તો મે ખોટો લીધો આને બદલે પ્રણિપાત કર્યો હત તો મા હતું, પણ હવે હુકમ થયા પછી પ્રણિપાત કરવો એ રાજ્યનીતિ ને પદ્ધતિના વ્યવહારને અંગે ખામી આવે છે માટે જાહેર રીતે તો તેમ બની શકે તેમ નથી જેથી ગુપ્ત રીતે તેમ કરૂ આમ વિચારી [illegible] ન ઓળખી શકાય તેવો કૃત્રિમ વેશ લઇ કેદખાનામા તેની પાસે જવા લાગ્યો અને ચરણમા નમી આખમા આસુ-લાવી રાજાની (પોતે પોતાની[1]) નિંદા કરવા લાગ્યો જુઓ આ રાજા કેવળ અણુસમજુ અને અવિવેકી છે આપ જેવા બુદ્ધિ કુશળ વિદ્વાનને ઉચ્ચપદ આપવુ તો એક બાજુ પર રહ્યુ પણ તમારી બુદ્ધિ કુશળતાનો ખ્યાલ ન રાખી પોતાની હુજતથી તેણે આ અવિચારી કામ લીધુ છે તમને ભુખ્યા રાખી મારી નાખવા વિચાર કરે છે આમ કરવાથી તેના હાથમા કશુ નથી આવવાનુ અને આપના મૃત્યુથી જે આપે શોધ કરી મેળવેલ છે તે વ્યર્થ થતા મોટો ગેર લાભ છે આમ મારા મનમા આવતા રાજાની મુર્ખતાને અંગે આપની ખરાબ હાલતથી મારૂ હૃદય ભરાઇ આવતા, આ જેલમા વગમગ લગાડી હમેશા આપશ્રીની સેવા કરવા માટે આવવા મે નિશ્ચય કર્યો છે આપ આ પદાર્થ હુ લાવ્યો છું તેનુ ભોજન કરો અને શીતળ જળ સુગધીયુક્ત લઇ આવેલ છુ તે પીઓ આમ કહી પ્રિય અને પવિત્ર ભોજન કરાવ્યુ અને જળ પાયુ તથા પૂછ્યુ કે બીજુ કાઇ જોઇએ છીએ? આ કેદખાનાનો ઉપરી મારો મિત્ર હોવાથી હુ તેને ખાનગી કહી જાઉ છુ તેથી રાજાથી છાની રીતે આપને સર્વ પ્રકારનો સુવા બેસવાનો બંદોબસ્ત કરશે આમ કહી થોડી વાર તેના ચરણ દાબી અને બીજી સેવા કરી રજા લઇ ગયા

---

૧ પોતાની ભલ સમજી પોતાની નિંદા કરે તે પાપનો ઘાત કરે છે અને પોતાની પ્રસશા કરે છે તે પુન્યનો નાશ કરે છે

આમ થવાથી કેદખાનું તો નામ માત્ર રહ્યું અને સર્વ વસ્તુ આવી મળવા લાગી. પરંતુ પાછુ બે ત્રણ દિવસ થયા એટલે રાજાના રૂપમાં હુકમ કરી પૂછાવ્યું કે હવે તે શોધેલ વસ્તુ આપવી છે કે કેમ ? તેના જવાબમાં પાછું એજ જણાવ્યું. ત્યારે હુકમ કર્યો કે આઠ દિવસની રાહ જોઇ પછી રાજાનો હુકમ માન્ય નહિ થાય તો દેહાંત દંડની શિક્ષા થશે.

આ હુકમ જેલરે કહી સંભળાવ્યો. અને ખાનગીમાં આવી તેજ રાજા રોજ સેવા કરે છે. આમ કરતાં સાત દિવસ પૂરા થયા ત્યારે ખાનગીમાં આવી હમેંશની રીત પ્રમાણે ખાવાનું આપી જળથી તૃપ્ત કરી ચરણ દાબતાં આંખમાંથી આસું પાડી છાતી ફાટ રોતાં રોતાં કહેવા માંડયું કે આજનો દિવસજ આપની સેવા કરવાનું છે કાલે તો રાજા આપનો વધ કરશેજ. તે એવો દુરાગ્રહી રાજા છે કે પોતાના મનમાં એક વાત ઠસી પછી ડાહ્યા મનુષ્યો ગમે તે કહે પણ તેનું માનતોજ નથી અને પોતાનું ધાર્યુંજ કરે છે. આમાં મને તો ખેદ એ થાય છે અને હૃદય એ માટે ભરાય છે કે આપની શોધ કોઇને કહી નથી અને શોધેલ વસ્તુ કોઇને આપી નથી તેથી જે વસ્તુ શોધવા માટે આપશ્રીની જીંદગી ભરની મહેનત નાશ પામે છે. તે વસ્તુ કોઇને આપી હત તો દુનિયા તો તેનો ઉપયોગ કરત જેથી કોઇનું પણ ભલું થાત.

પંદર દિવસની ચરણ સેવાની સંપૂર્ણ ભકિત અને તેના હૃદયનો સંપૂર્ણ પ્રેમ અને ભાવ જોઇ તે વિદ્વાન શોધકે વિચાર કર્યો કે આ સેવક કહે છે તે ખરૂં છે. મારા મરણ સાથે મારી વિદ્યા અને આ વસ્તુ નષ્ટ થાય છે. બેશક તે શોધેલી વસ્તુ મરણ પછી કોઇ પણ લઇ લેશે પણ તેને કેમ વાપરવી કેવી રીતે ઉપયોગ કરવો તે જાણતું ન હોય તો તે નિરર્થકજ છે. એક તીજોરી ખામી મજાની છે, તેમાં લાખો રૂપૈયા ભર્યા છે. પણ ચાવી નથી અને છે તો કેમ ઉઘડે, શું ગુપ્ત કારિગીરી છે, તે જાણતો ન હોય તો પાસે ચાવી હોય તો પણ નકામી છે. માટે મર્મ જાણવાની જરૂર છે. આમ વિચાર કરી તે

પોતાની શોધ નષ્ટ ન થઇ જવા દેવાનો પોતાનો પણ વિચાર થયો અને ધાર્યું કે જેલમાં આવી અથાગ મહેનતે આ બિચારે હદ ઉપરાંત મારી સેવા કરી છે. માટે તેનેજ હું આ ચીજ આપું અને તેનો ઉપયોગ કેમ કરવો તે બતાવું. એટલે એનું ભલું થશે અને એ દ્વારા કોઇનુ પણ ભલું થશે. આમ કહી તે ચીજ સેવક રૂપે રહેલા તે રાજાને આપી અને તેનો ઉપયોગ કેમ કરવો તે બતાવ્યું. રાજા એ વસ્તુ લઇ અને ગયો. બીજો દિવસ થયો એટલે તે શોધકને કેદખાનામાંથી સભામાં બોલાવ્યો. મોટા આસન ઉપર બેઠેલો રાજા કહેવા લાગ્યો કે, કેમ તમારે વસ્તુ આપવી છે કે હુકમને તાબે થઇ મરણ સ્વિકારવું છે ? શોધકે એજ જવાબ આપ્યો કે મારામાં કશું નથી. બીજી ત્રીજી વખત આમ ત્રણ વખત પૂછ્યું. અને એજ જવાબ મળ્યો ત્યારે સેવકરૂપ બની રાજા જે વસ્તુ લાવ્યો હતો તે વસ્તુ સભા વચ્ચે રાજાએ બતાવી કહ્યુ કે કહો આ વસ્તુ કોની અને ક્યાંથી ? શોધક સમજી ગયો કે દાસ બની સેવા કરનાર પણ આ રાજાજ હતો તેથી જવાબ આપ્યો કે હે રાજા ! આ વસ્તુ હુકમ કરનાર રજોગુણ અને અભિમાનથી ભરેલ રાજાને નથી મળી પણ અભિમાન છોડી, પ્રણિપાત કરનાર ચરણની સેવા કરનાર પવિત્ર ભોજન અને સુગંધી જળ પાનાર દાસ બની રહેલ આંખમા આંસુ લાવી શુદ્ધ ભક્તિ ભાવ જેને જાગૃત થયો હોય તેવા સેવકને મળી છે.

મારી પાસે કાંઇ નથી એમ જે આજ સુધી કહ્યુ તેનો અર્થ એ કે જે શુધ્ધ પવિત્ર અને નિર્મળ વસ્તુ હોય તે રજોગુણી અને અભિમાનીને લાયક ન હોવાથી તેને માટે લાયક નજ ગણાય. માટે મેં નથી એમ જે કહ્યું એ જુઠુ નથી બોલ્યો એટલે એ વસ્તુ અજ્ઞાની (તેને વગર સમજ્યે વાપરી ગેરઉપયોગ કરે) માટે નથી એમ કહેવાની જરૂર છે અને સમજે તેને માટે છે એ ખરી વસ્તુ ગુરૂને પ્રણિપાત કરી નમ્ર થવાથીજ ઓળખાય છે, જ્ઞાની થવાય છે અને એ સત્યવસ્તુ મેળવી શકાય છે. માટે તે વસ્તુ તેવા વિનયીનેજ મળી છે. રાજા પ્રસન્ન થયો. કેદમાથી તે શોધકને છુટો કર્યો અને પોતેજ

તે સેવા કરીહુતી તેમ જણાવી તેને મોટું માન આપ્યું, અને તેને શું રૂપ ગણી તેવા પ્રકારની શોધ માટે તેને સગવડ કરી આપી પોતાની પાસેજ રાખીને રાજા તેની આજ્ઞા પ્રમાણેજ પછી વર્તવા લાગ્યો.

મારે જણાવવાનું એજ છે કે પ્રણામ સેવા અને નમ્રતાથી ખરી વસ્તુ મળે છે તો તારે તેવું બની હું ડાહ્યો છું એવું સ્વાત્માભિમાન મટાડવાનું છે અને સર્વને મળી અનુકુલ થઇ કામ કરવાનુ છે.

मणिना वलयं वलयेन मणिर्मणिना वलयेनविभातिकरः
शशिनाच निशा निशयाच शशि शशिना निशयाच विभातिनभः
प्रजयाच विभु र्विभुनाच प्रजा प्रजया विभुनाच विभाति जगत्

હીરા માણેક વગેરે મણિથી કંકણ શોભે છે. તેમ કંકણથી મણિ શોભે છે. અને તે મણિવાળા (હીરાથી જડેલ) કંકણથી હાથ શોભેછે માટે એ ત્રણની પરસ્પર જરૂર છે. અર્થાત્ હીરાની જેવી જરૂર છે તેવીજ કંકણની જરૂર છે, અને મણિથી જડેલ કંકણ હોય પણ હાથ અર્થાત્ પહેરનાર ન હોય તો પણ તે શા કામનું ? તેમ ચંદ્રથી રાત્રી શોભે છે એટલે દિવસે તે જરા પણ સારો નથી લાગતો, પણ રાત્રીએજ તેની કીંમત છે, જેથી તેને માટે તો રાત્રીનીજ જરૂર છે અને ચંદ્ર, તથા રાત્રી એ બન્નેથી આકાશ શોભે છે તેવીજ રીતે રાજાથી પ્રજા શોભે છે અને પ્રજાથી રાજા શોભે છે રાજા અને પ્રજા બન્નેની એકતાથી પરસ્પર મળીને ચાલવાથી જગત શોભે છે. મારે એટલુંજ કહેવાનું કે આત્મશ્લાઘા રૂપ હું ડાહ્યો છું એવું સ્વાત્માભિમાન છોડી જે કામ સલાહપૂર્વક વિચારીને કરશો તેમાં ફળિભૂત થશો જ અને કર્તવ્યપરાયણ ખરૂં કોનું નામ કહેવાય કે જે મારે આ કામ છે એમ મનમાં રાખી વ્યગ્ર ન બને પણ શાંત રીતથી ધીરે ધીરે વ્યવસ્થાપૂર્વક કામ કરે. આમ એક કામ કરી અને પાછું સ્વસ્થ થવું. અમુક વિશ્રાંતિ લેવી. ધીરેથી કોઇ પણ કહે તે સાંભળવું.

અને તે માલમવામા જવાબનો નિર્ણય કરવો પડે તે માટે સારા સલાહકારો વિદ્વાન પુરૂષો ગણવા ધર્મ એટલે પવિત્ર વિષયોમા તે નક્કી કરવા માટે શાસ્ત્રકારો કહે છે કે.

विद्वद्भिस्सेवितस्सद्भि नित्यमद्वेषरागिभि
हृदयेनाभ्यनुज्ञातो धर्म इत्यभिधीयते ॥ १ ॥

સારા વિદ્વાન પુરૂષો જે સત્કર્મ કરતા હોય તે ધર્મને અનુસરીનેજ કરે એમ સમજી તે કરે તેમ કરવુ પરતુ તેમા પણ એ જોવાનુ છે કે તે કર્મ કરનાર વિદ્વાન હોય પણ સજ્જન અને પવિત્ર સ્વભાવનો હોવો જોઈએ (રાવણ વિદ્વાન ઘણો હતો પણ લપટ હતો) માટે દૂષણ ન હોય તેમજ તે પક્ષપાતી પણ ન હોવો જોઈએ, અને સ્વાર્થી ન હોવો જોઈએ કારણ સ્વાર્થી હોય તે પોતાને અનુકુલ હોય તે કહે તેથી તેનુ કામ પણ ઉત્તમ કર્તવ્ય ન સમજવુ. જેથી એમ જણાવવાનુ કે વ્યસન કે સ્વાર્થ અને લોભ વગરનો દ્વેષવગરનો નિષ્પક્ષપાતી અને પૂર્ણબુદ્ધિવાળો એવો જે વિદ્વાન જે કર્તવ્ય કરે અગર જેજે કહે તે પવિત્ર કર્તવ્ય (ધર્મમય) કરવા જેવુ છે એમ સમજવુ. માટે ઉપર જણાવ્યુ તેવા સ્વભાવવાળા સલાહકારો[1] ગણવાની રાજા અને ગૃહસ્થોને ખાસ જરૂર છે એ સલાહકાર ઓછામા ઓછા આઠ રાખવાની જરૂર છે તેમા ત્રણ બ્રાહ્મણ, બે ક્ષત્રી, બે વૈશ્ય અને એક શુદ્ર

૧ ત્રણ બ્રાહ્મણ પૈકી—૧ પ્રાચીન શાસ્ત્ર કુશળ (પૌરાણિક) ૨ ન્યાય અને તર્કશાસ્ત્ર કુશળ ૩ અન્ય ધર્મશાસ્ત્ર અને કર્મ કાંડ શાસ્ત્રકુશળ એ ત્રણે બ્રાહ્મણોમા પહેલો પ્રાચીન શાસ્ત્ર કુશળ બ્રાહ્મણ એવો હોવો જોઈએ કે, તર્ક કરવામા કુશલ, સામાના હૃદયમા એક પવિત્ર વાત ઠસાવવામા કુશળ અને શંકા સમાધાન કરી શકે, શાસ્ત્રમા (પુરાણોમા) સદેહવાળી વાત કે જેમા લોકની ઉંધી સમજણ હોય તેવી બાબતને બરાબર યોગ્ય રીતે સમજાવી લોકોને શ્રદ્ધા ઉત્પન્ન કરી શકે, અનેક બીજા શાસ્ત્રોનો અનુભવવાળો અને તે બીજા

---

૧ કાઉન્સીલર

શાસ્ત્રોનાં દ્રષ્ટાંતો પણ આપી સત્યમાર્ગને બતાવી શકે તેવો, અને પોતાની બુદ્ધિથી પણ સામાના મનને સચોટ અસર કરે એવો વક્તા નિષ્પક્ષપાતી અને સ્વતંત્ર વિચારનો એટલે ખોટી ખુશામતવાળો નહિ, કે જેથી હાજી હા કહી મોટા શેઠ કે રાજા જે કહે કે કરે, તે યોગ્ય ન હોય તો તેમાં તેને અટકાવી ખોટું કેમ લગાડાય ? એવા વિચારનો ન હોવો જોઇએ. પરંતુ વિનયપૂર્વક સત્ય વચનજ કહેનાર અને સત્ય માર્ગે દોરનારજ હોવો જોઇએ. પ્રાચીન શાસ્ત્ર કુશળજ મુખ્ય પ્રધાન સલાહકાર બની શકે છે. શ્રી રામચંદ્રને તેના પિતા દશરથ રાજા અને તે શિવાયના સૂર્યવંશી રાજાઓ પાસે વસિષ્ઠ ગુરૂ મુખ્ય સલાહકાર સર્વ પ્રધાન મંડળના પ્રમુખ હતા. વગેરે અનેક દ્રષ્ટાંતો છે.

આ પ્રાચીન શાસ્ત્ર કુશળ ( પૌરાણિક ) જ વિશેષ ઉપયોગી હોવાથી તેની કુશળતા કેવી હોવી જોઇએ તે વિશેજ શાસ્ત્રકારોએ વિશેષ સૂચવેલ છે. તેમાં આ પ્રમાણે આઠ ગુણ જોઇએ.

૧ સેવા, ૨ શ્રવણ, ૩ ગ્રહણ, ૪ ધારણ, ૫ ઉહન, ૬ અપોહન, ૭ વિજ્ઞાન, ૮ તત્વજ્ઞાન.

૧. **સેવા**—મુખ્ય સેવા ગુણ જોઇએ. એટલે દૈવી અને લૌકિક ( વ્યવહારિક ) રીત રીવાજની કુશળતા. જેમકે ઇશ્વર ભકિતનો શું પ્રકાર, તેમાં શું શું જોઇએ. કઇ રીતે આરાધન પૂજન વગેરે કરવું અને લૌકિકમાં રાજા ને ગૃહસ્થો પાસે કઇ રીતે જવું, બોલવું, બેસવું, અર્થાત્ કોઇ વાત પૂછવી હોય કે કાંઇ કહેવું હોય તો તે કયે વખતે કેવી રીતે કરવી એ જાણી લેવું. અને કેવી ઢબથી વાત કરવી કે જેથી હૃદયમાં તર્ત ઉતરે અને તે કબુલ કરે, કયે વખતે તેની પાસે જવું. ગુપ્તવાત કોઇ સાથે થતી હોય ત્યાં ઉભું ન રહેવું. સ્ત્રીઓ પાસે બેઠા હોય તો તેમના કહેવા શિવાય ન ઉભું રહેવું. સમયને અનુસરીનેજ અમુક કામ સાધવું. વગેરે વ્યવહાર કુશળતાને સેવા કહે છે.

૨. શ્રવણ– એમાં પણ દૈવી અને લૌકિક બે ભેદ છે, તેમાં દૈવી શ્રવણ એટલે ધાર્મિક વ્યાખ્યાનનું શ્રવણ કરાવવું. તથા પોતે બીજાનું સાંભળવું. આમાં પોતાની વાકય ચાતુર્યતા ( બોલવાની પધ્ધતિ ) એવી હોવી જોઇએ કે સર્વે સમજી શકે અને હૃદયમાં ઉતારી શકે; તેમજ સર્વના હૃદયમાં પોતાને માટે અને જે પુસ્તકનું વર્ણન કરતો હોય તે પુસ્તક માટે લોકોની શ્રદ્ધા અને વિશ્વાસ સંપૂર્ણ બેસે અને પૂજ્યભાવ થાય તેવા પ્રકારનું શ્રવણ હોવું જોઇએ. તેમાં પણ દૈવી છતાં વ્યવહારને અનુકુલજ હોવું જોઇએ; તેમજ લૌકિક શ્રવણ એટલે કોઇને વ્યવહાર સંબંધી અનેક રીતનો બોધ આપવો હોય અગર સલાહ આપવી હોય. તો તેને માટે ધર્મ અને ન્યાયને હરકત ન આવે એવું વારંવાર સર્વેને કહેવું ( સંભળાવવું ) આને માટે દરેક જાતીના ઉદ્યોગના અને ઘરના વ્યવહારની માહિતી હોવી જોઇએ કે જેથી તેના ઉદ્યોગ અને વ્યવહાર માટે પણ યોગ્ય સલાહ ધર્મને બાધ ન આવે તેવી રીતે આપી શકે. આ પ્રાચીન શાસ્ત્રના અનુભવી અને જાણનારના બીજા ગુણ શ્રવણનું ટૂંકામાં વર્ણન કર્યું.

૩ ગ્રહણ––તેનો ત્રીજો ગુણ ગ્રહણ એવો છે. તેનો હેતુ મુખ્ય એ કે કોઇ પણ કાંઇ આપણને પૂછે, કહે અગર ઠપકાના રૂપમાં કે તિરસ્કારના રૂપમાં પણ સંભળાવે તો તે ગ્રહણ કરવું ( એટલે સાભળી લેવું ) પણ તપી ન જવું, ક્રોધ ન કરવો, કડવો જવાબ સામે ન આપવો. પરંતુ કહેનાર માણસ કાંઇ સમજી શકે તેવો હોય તો તેને પાસે બેસાડી તેને તેની ભુલ થતી હોય તો તેને ખોટું ન લાગે તેવી રીતે ધીરે ધીરે સમજાવવી અને ન સમજે તો આપણે ગ્રહણ કરવું (સાંખી લેવું) તેમજ કાંઇ વ્યવહારમાં સગાં વહાલાં વગેરે કાંઇ અજ્ઞાનતાથી બોલે તો તે પણ ગ્રહણ કરવું (સાંખી લેવું) અને તે તરફ ક્ષમાની નજરથી જોવાની ટેવ રાખવી. સામો જવાબ દેતાં કલેશ વધે, સળગતા

અગ્નિમાં કાષ્ટ કે ઘી નાંખીએ તો ભડકો વધારે થાય. પણ આપણે શાંતી રાખીએ તો પોતાની મેળેજ સામો શાંત થાય જ. માટે વિદ્વાન મનુષ્યે તેમજ કરવું એ યોગ્ય છે. આ ગ્રહણ ગુણ કહ્યો.

. ૪. ધારણ—ચોથો ધારણ ગુણ કહ્યો. સામાન્ય રીતે ગ્રહણ અને ધારણમાં એ ફેર છે કે કેટલાક સાંખી લે, અને શાંત રહે પણ મનમાં બળ્યા કરે કે મને અમુકે આમ કહ્યું, તો અંતરમાં પણ કશો ખેદ ન કરતાં હૃદયમાં ઉતારી જવું એ એક ધારણ નામનો દૈવી ગુણ છે. તે શિવાય ધારણનો બીજો અર્થ એ કે કોઇ શાસ્ત્ર કે શિખામણની વાત કહે અગર પવિત્ર બોધ કયાંઇથી અપાતો હોય તો તે ગ્રહણ કરી અંતરમાં ધારણ કરવો એટલે પાછો યાદ રહે તેમ કરવું; અર્થાત્ ભુલી ન જતાં કોઇના પવિત્ર વચનો ધારણ કરીને તે પ્રમાણે આપણામાં પાછી કાંઇ ખામી હોય તો તેમાં સુધારો કરવો એ પણ ધારણનો હેતુ છે.

૫. ઉહન—પાંચમો ગુણ ઉહન, એટલે તર્ક કરવો એ છે, તર્ક એ બુદ્ધિ કુશળતાનો વિષય છે; કારણ બુદ્ધિની નવિન્ શોધથી જ નવા તર્કો (વિચારો) સૂઝી આવે છે. પોતાના મનથી નવા વિચારો પ્રગટ કરવા એ સાધારણ બુધ્ધિનું કામ નથી અને તે વિચાર વાળોજ, સર્વત્ર રાજા અને ગ્રહસ્થાશ્રમમાં વિજય મેળવી શકે છે. કારણ તે પોતાની તર્ક બુધ્ધિથી બીજાને સલાહ આપી શકે છે, સામાની મનની ગુંચવણીનું સમાધાન પોતાની બુધ્ધિથી કરી શકે છે, અને જ્યાં ધર્મ વ્યવહાર કે એવી કોઇ પણ બાબતમાં જ્યારે એવું વખતે ધર્મ સંકટ આવે કે જેમાં રસ્તો નજ સુજે; તે વખતે આવા બુધ્ધિ કુશળ વિદ્વાન પોતાની તર્ક શકિતથી સામા મનુષ્યને રસ્તો કાઢી આપશે અને સર્વ રીતે સમાધાન કરી શકે છે, પરંતુ આમાં એ જોઇએ કે તર્ક કરનાર મનુષ્યનો સ્વભાવ ઉતાવળીયો ન હોવો જોઇએ, કારણ તેને તર્ક કરવાની બહુ ટેવ પડી જવાથી તેમાં ખાસ ચપળતાનો ગુણ આવી જઇ ઝટ નિકાલ કરવા તડ ને ફડ જેમ આવ્યું તેમ ગોઠવી ખુલાસો કરી નાખે, કે જેથી ઉતાવળને લીધે

વગર વિચાર્યે કરતાં એ તર્ક પ્રમાણે કરવા જતાં ઉંધુ પરિણામ આવી જાય માટે બહુ વિચારપૂર્વક તર્ક કરનાર ચારે તરફનો વિચાર કરી પોતાના બુદ્ધિબળથી ખુલાસો આપનારજ ઉત્તમ ગણાય. આ ટુંકામાં ટુંકું તર્ક સંબંધી વર્ણન કર્યું.

૬. અપોહન—છઠ્ઠો ગુણ, અપોહન નામનો છે. કેટલાંક શાસ્ત્રો એવાં હોય છે કે, તે માંહેનો અમુક અર્થ અમુક સ્વભાવના કે જાતીના મનુષ્ય પાસે તે પરિપુર્ણ રીતે વર્ણન કરીએ અને આપણે ગમે તેવી સમજણ આપીને કહીએ તોપણ પોતાના કુદરતી અને જાતિ સ્વભાવથી અર્થનો અનર્થજ કરે, માટે અનર્થ કરી અવળે માર્ગે ન ચડવા દેવાની ખાતર તેવાઓ પાસે જે અનર્થ લેશ જેવી બાબત હોય, તેટલી પડતીજ મુકીને જેમાંથી સારો માર્ગ ગ્રહણ કરે તેવું વર્ણન કરવું એવી ટેવ રાખવી. એટલે મનુષ્યનો સ્વભાવ જોઇને અને સભાનો રંગ જોઇને સમય અને પ્રસંગ જોઇ, તેને મળતીજ વાત કરવાની ટેવ રાખવી અને બીજી પડતી મુકવી. આવી રીતે લોકોનાં અંતર ઓળખવાની શકિત ધરાવી કામ કરવું. એ અપોહન નામનો ગુણ છે.

૭. વિજ્ઞાન—સાતમો વિજ્ઞાન એટલે સર્વ જાણી શકે તે વિજ્ઞાન કહેવાય. એટલે કે શાસ્ત્રોમાં તમામ શાસ્ત્રોની માહિતી હોવી જોઇએ; તેમ તમામ દેશના રીત રિવાજ, દેશ દેશના ધર્મ, વ્યવહાર એ વગેરે સર્વ માહિતી હોવી જોઇએ કે જેથી પરદેશમાં કોઇ રાજા કે ગ્રહસ્થ સાથે જાય તો ત્યાંનો રિવાજ અને વ્યવહાર શું છે, તે જાણવાથી તેને અગવડ ન પડે અને સર્વ જાતના ધર્મ જાણવાથી બીજાના ધર્મમાં આપણાથી શું વધારે છે તે જાણી શકાય. તેમજ રાજા કે ગ્રહસ્થ જેને ત્યાં આપણે રહેતા હોઇએ તેના ઘર કામની રાજ્યની અને સર્વ પ્રકારની માહિતી હોવી જોઇએ, એટલુંજ નહીં પણ રાજ્યમાં વસનારાં કારભારીથી માંડી નાના નોકર સુધી તમામના સ્વભાવની અને રાજાના કે ગ્રહસ્થના ઘરમાં સ્ત્રી પુત્રો વગેરેના સ્વભાવની પણ પૂર્ણ માહિતી હોવી જોઇએ. કારણ તેનું જ્ઞાન

હોય તોજ તેઓને કઇ રીતે સ્વસ્થ કરવાં, કોને કેમ સમજણ પાડવી, કોની પાસે કેવી રીતે વાત કરવી કે જેથી તેને ઠીક પડે અને સર્વે સુધરી ધર્મને રસ્તે પ્રવર્તે; એ વિગેરેની માહિતી ખાસ રાખવાની જરૂર છે. અને એ માહિતી પણ જ્ઞાનમાં ગણાય છે અને ઇશ્વરના સંબંધમાં તો પૂર્ણ જ્ઞાની હોવોજ જોઇએ એટલે તે સંબંધી લાંબા વિવેચનની જરૂર નથી. કારણ તે જ્ઞાનનો વિષયતો ઘણો મહાન છે.

૮ તત્વજ્ઞાન—આઠમો ગુણ તત્વજ્ઞાન (ઇંગ્રેજીમાં જેને ફિલૉસૉફી કહે છે) આ વિષય ઇશ્વર સબંધી જ્ઞાનમા ઉંડા ઉતરતાં તે સ્વરૂપને પામી શકાય છે. આ વિષય પણ ઘણો ગહન છે, છતાં ટૂકામાં એકજ વાકયથી એ જણાવવાનું કે દરેક કૃત્ય (દેખાતા) પદાર્થોમાં ઝીણી નજર કરી ઉંડા ઉતરી તર્કશકિતથી ઇશ્વરને ઓળખાવવા માટે, શોધ કરવી એ ટૂકામા તત્વજ્ઞાન છે. શાસ્ત્રો, મંત્રો, પૃથ્વી, જળ, આકાશ, વાયુ, એ તમામના અંદરના ભેદમાંથી પ્રભુનો પ્રકાશ શોધવો અને તમામશાસ્ત્રો પુરાણોની કથા વાર્તા વગેરમાંના ઉપરના શબ્દાર્થને બદલે ઉંડા ઉતરી એનો ખરો ભેદ શું છે તે જ્ઞાનમય વાતજ હૃદયમાં ઉતારવી અને પોતે સમજી બીજાને ઉંડા ભેદ સમજાવવા એનું નામ તત્વજ્ઞાન; અર્થાત્ જે પ્રથમ તમામ શાસ્ત્રો ભણી-પૂર્ણ-જ્ઞાની બને છે તેમજ પછી તેમાં અનેક અનુભવો અને તર્કોથી પોતે ઉંડો ઉતરી સમજી ખરૂં જ્ઞાનમય રહસ્ય અંદરથી જે શોધી કાઢે તે રહસ્યનું નામ તત્વજ્ઞાન અને એવો તત્વજ્ઞાનીજ ખરો શાસ્ત્ર જાણનાર સમજવો પણ ઉપરથી શબ્દનાજ અર્થ કરે તે ખરો શાસ્ત્રકુશળ નજ સમજવો

ઉપર જણાવેલા આઠ મહાન ગુણવાળો બુદ્ધિ કુશળ યુકિત શોધક અને વિદ્વાન એટલે તમામ પ્રાચીન શાસ્ત્રો (વેદ પુરાણ, ઇતિહાસ, નિતિના ગ્રંથો, ધર્મશાસ્ત્રના ગ્રંથો વગેરે) માં કુશળ અને ધર્મ તથા વ્યવહાર તેમજ રીતરિવાજમા અનુભવી બ્રાહ્મણ, રાજાના

કારભારી તરીકે તેમજ ન્યાય આપવાનું વગેરે અનેક જાતનું કામ તે સર્વ વિષયમા પ્રવીણ હોવાથી કરી શકે છે જેથી તેવા વિદ્વાનને પ્રથમ પંક્તિએ માન આપવું.

૨ બીજો બ્રાહ્મણ ન્યાય અને તર્ક શાસ્ત્રકુશળ રાખવાનુ જણાવ્યું છે પ્રાચીન શાસ્ત્રકુશળ બ્રાહ્મણ કરતા ન્યાય કુશળ ને તર્કકુશળ પાસે જુદા પ્રકારનું કામ લેવાનુ છે એટલે પ્રથમના બ્રાહ્મણ પાસે શાસ્ત્રોને આધારે દરેક કાર્યો કરાવવાના છે, એટલે તેને પ્રજાને ધર્મ અને ન્યાયના રસ્તા બતાવવાની વ્યવસ્થા કરાવવાની છે, ત્યારે ન્યાયકુશળ પાસે નવા નવા ધારાઓ જે પ્રજાને લાભકર્તા હોય તેવા ગોઠવવાનુ કામ કરાવવાનુ છે એટલે તેણે પહેલા નંબરના બ્રાહ્મણ સાથે મળી સલાહપૂર્વક લોકોને શુ અનુકુળ છે અને તેથી કેવો લાભ થશે તે સમજી તથા કોઇને અગવડરૂપ તો નહિ થાય તેનો પુરતો તપાસ ધર્મ બાબતનો અને વ્યવહારમા પણ અગવડ ન થાય તેનો વિચાર કરીને તેમજ સાથે ક્ષત્રીઓ અને વૈશ્યોને પણ જોડવાનુ લખેલ છે. તેનો હેતુ એ કે ધારાની યોજના કરવામા, રાજ્યની અગવડ બાબત ક્ષત્રીયોને પૂછવાનુ અને વેપાર રોજગાર કે પ્રજાના દ્રવ્ય કે પશુઓને નુકશાન તો નથી થતુ તેના તપાસ માટે તેની સલાહ લેવાની તેમજ કોઇ ગરીબને નુકશાન નથી થતું તે માટે એક શુદ્રની પણ સલાહ લેવા માટે તેને રાખવાનુ કહેલ છે તેનું કારણ એ કે ચાકરી કરનાર મજુર વગેરેને શુ હરકત છે તે બાબત તેને અનુભવ હોય માટે તેની પણ ધોરણ બાધવામા સલાહ લેવાનુ જણાવે છે તો તે તર્ક અને ન્યાયકુશળ પુરૂષે પોતાની તર્કબુદ્ધિથી ન્યાયશાસ્ત્રને આધારે એક ધારાની વાત રજુ કરવી, એ તેનુ કામ છે પરંતુ કોઇને અગવડરૂપ ન થાય તે માટે આવી રીતે સર્વે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્રનુ બનાવેલુ જે સભ્ય જનોનુ મંડળ હોય તેની સલાહ લઇ પછી તે ધારો પ્રજામા બહાર પાડવો પછી પોતાના પ્રાતના મુખ્ય અધિકારીઓને તેનો અમલ કરવા માટે સૂચવવુ. જે રાજ્ય માટે આ ધારા ગોઠવવા માટે

જણાવ્યું, તેજ રીતી એક નવ્ય ગ્રહસ્થની પણ સમજવી. એટલે જેમ રાજા પોતાના રાજ્યમાં ધારાઓ બાંધી વ્યવસ્થા કરે તેમ ગૃહસ્થ પોતાના ઘરમા ધારા એટલે એક ભાગ ન્યાયી અને પ્રાચીનશાસ્ત્ર-વેત્તાની સલાહ પ્રમાણે ઘરનો વ્યવહાર પવિત્ર ચલાવે જેથી, એ યોજના રાજા અને પ્રજાને બન્નેને ઉપયોગી છે ટુકામા એકજ વાત કે રાજાએ રાજ્ય વ્યવસ્થા કરવાની છે ને યોગ ગ્રહસ્થે પોતાના રાજ્યરૂપ ગ્રહવ્યવસ્થા કરવાની છે અને સાધારણ વર્ગ હોય તેણે પોતાના સાધારણ ઘરની પણ આવા વિદ્વાન બ્રાહ્મણ ( પવિત્ર પુરૂષોની ) ની સલાહ પ્રમાણે વ્યવસ્થા કરવાની છે જેથી, આ વિષય સર્વને ઉપયોગી છે

૩ ત્રીજા બ્રાહ્મણ —અન્ય ધર્મશાસ્ત્ર એટલે કર્મકાંડ કુશળ રાખવાનું જણાવેલ છે આ બ્રાહ્મણ ધારા બાંધવામા પણ ઉપયોગી એ રીતે છે કે જે ધારો બાંધે તેમા પ્રાચીન કર્મકાંડની કે ધર્મશાસ્ત્રનીતો ખામી નથી તે તપાસવાનુ કામ તેને કરવાનું છે એટલુજ નહિ પરંતુ તેને તો ઘણુ કરવાનુ છે શ્રાધ્ધાદિકના વિચારનો સંપુર્ણ અભ્યાસ કરી શ્રાદ્ધ કરવાનો શુ હેતુ છે તે સર્વેના હૃદયમા ઉતારવાનુ છે સિવાય દેવ પૂજન રાજ્યમા સર્વ મંદિરે બરાબર વિધિપૂર્વક થાય તેની વ્યવસ્થા તેણે કરવાની રાજાના ઘરમા તે સબંધે ભાવ પ્રકટ કરવાનુ ને વધારવાનુ તેને છે તેમ હોમ, હવન, યજ્ઞ વગેરે દરવર્ષે કરવા તેમા શુ જગતનુ હિત સમાયેલ છે તે સમજાવી તે ધોરણ ચાલુ રખાવવુ આ દૈવી કર્તવ્ય શિવાય વ્યવહાર પૈકી બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યને યજ્ઞોપવિત સસ્કાર બરાબર થાય છે તેનો તપાસ લગ્નવિધિ પુંસવનવિધિ, વગેરે રાજાના ઘરમા અને પ્રજા વર્ગમા બરાબર થાય છે કે કેમ, અને થવાની જરૂર છે, વગેરે સમજાવવુ અને તેનો મુખ્ય હેતુ શુ છે એ પ્રજાસા જણાવવો તેસજ અન્તેષ્ટી મરણ પછી ઉત્તરકાર્ય શા માટે કરવુ ? તે ખર્ચ કરવુ કે ન કરવું કરવુ તો કેટલુ કરવુ ? મરનાર પાછળ રડવા કુટવાનો શો હેતુ છે? શા માટે તેમ કરવુ? તે ન કરે તો ચાલે કે કેમ? તેનો શાસ્ત્રમા શું ખુલાસો છે? તે પોતાની બુદ્ધિથી રાજા

અને પ્રજાને સમજાવવો અને પછી સર્વ માન્ય થતાં તે બાબત ધારા ધોરણમાં પ્રજાની સલાહ પ્રમાણે ફેરફાર કરાવવો. આવું ઘણું વ્યવહારિક મોટું કર્તવ્ય કર્મકાંડ અને ધર્મશાસ્ત્ર કુશલનું છે. છતાં તે બાબતના જે ધારાઓ ગોઠવવા તેમાં પણ લોકલાગણી માટે ક્ષત્રીય વૈશ્ય ( વેપારી ) અને શુદ્રની મળેલી સભાને ( ખાનગી સભાનો મત ) લીધા પછી પણ પ્રજામતની જરૂર છે, માટે તે મત લઇ પછી તેની ઘણી વ્યવસ્થાની જરૂર છે કારણ કેટલુંક નિરર્થક દ્રવ્ય ગજા ઉપરાંત લોકરિવાજથી કેટલાકને ખરચવું પડે છે તેથી હેરાન થાય છે. અને રોગ ફૂટવાથી રોગ થાય છે માટે કોઇને ખરાબ ન લાગે તેવો તેને માટે વચલો રસ્તો લઇ સર્વનું સમાધાન પૂર્વક રસ્તો કરવો. તે આ કર્મકાંડ ને ધર્મશાસ્ત્ર કુશળ બ્રાહ્મણની યોજના પૂર્વક સભાસદોએ નિર્ણય કરવાની જરૂર છે.

૨ બે ક્ષત્રીઓ—આઠ સભાસદો પૈકી બે ક્ષત્રીઓ જણાવ્યા છે તેનું કર્તવ્ય એ કે રાજ્યમાંના ચોર, લુટારા વિગેરેથી પ્રજાના રક્ષણ માટે સૈનિકો, સિપાઇઓ વગેરે લડવૈયાની ગોઠવણ કરવી. તેમાં કેવાં મનુષ્યો રાખવાં, કેવાં હથિયારની જરૂર, તેની તપાસ તથા પ્રજાનું રક્ષણ બરાબર થાય છે કે કેમ ? અને તેમાં સુધારા કરવા હોય તો કેવા ઉપાય લેવા.

આમાં હથિયારથી કામ લેવાની યોજનાની બાબતમાં જોવાનું છે, કે કેટલીક વખતે હથિયારથી કોઇને હણાવવા જતાં કામ ઉલટું બગડે છે. અને પછી બાજી હાથમાં આવતાં બહુવાર લાગે છે માટે તેવા ગંભીર પ્રસંગમા ક્ષત્રીઓને પણ બુદ્ધિકુશળ વિદ્વાન અને યુકિત કે તર્કથી રસ્તો કાઢી આપી સરળ માર્ગ કરી સમાધાન કરી આપે તેવા ઉત્તમ પુરૂષની સલાહની બહુજ જરૂર પડે છે. આમ ક્લેશ, કજીયાના સમાધાનની. જેમ રાજાને રાજ્યના લૂટારા અને સામા થનાર માટે જરૂર છે તેમ પ્રજાને પણ પોતાના ઘરના ક્લેશ, કજીયા, કંકાસમાં તેવા સમાધાનની જરૂર છે. કારણ ઘરમાં સગાં સંબંધીઓમાં કાંઇ હથિયારનો ઉપયોગ થાયજ નહિ. અને

ક્લેશ મટાડવો તેને માટે શું કરવું? આ સંબંધમાં હું તમને કૃષ્ણ પ્રભુએ નારદજીને પૂછેલ એક પ્રાચીન દૃષ્ટાંત આપું છું.

## સંપ માટે શ્રી કૃષ્ણ નારદ સંવાદ.

શ્રી કૃષ્ણ પ્રભુ પુરૂષોત્તમજ છે તેને ક્લેશ, કંકાસ શાનો હોય? તોપણ લોકોને સમજણ પાડવા અને ક્લેશ વખતે કેમ સમાધાન કરવું? એ નારદના વચનદ્વારા જગતને બોધ આપવા ખાતરજ આ પ્રશ્ન કરેલ છે. પ્રભુએ નારદને[1] એક વખતે પોતાને શ્રી દ્વારકામાં તે મળવા આવેલ ત્યારે સત્કાર કરી બેસાડીને પૂછયું કે તમો સર્વત્ર વિચરનારા છો, દુનિયાના સર્વ મનુષ્યોનો સ્વભાવ જાણો છો એટલુંજ નહિ પણ ઋષિમુની વગેરે પૃથ્વીનાદેવો તેમજ કિન્નર, ગંધર્વો, યક્ષો, ગુહ્યકો, દેવો, ઇન્દ્ર વગેરે તમામ દેવ લોકોના સ્વભાવને પણ આપ જાણો છો એથી મારે તમને મારા અંતરની એક વાત કરવી છે, એ વાતનો ખરો હેતુ ન સમજે તેને કે મુર્ખને કહેવા જેવી તે વાત નથી; તેમ સમજ્યા પછી પણ જાણી બુઝીને તેનો ગેર-ઉપયોગ કરે તેને પણ કહેવા જેવી નથી. પણ તેનો ખરો અર્થ સમજી હૃદયમાં ઉતારી બુદ્ધિકુશળતાથી ખુલાસો આપે તેનેજ કહેવાની છે અને તેવા સ્વભાવના તમે છો તેથી તમને જણાવી ખુલાસો માગું છું તે એ કે મારાં સગાં સંબંધી, જ્ઞાતિજનો, સ્ત્રી, પુત્રો સર્વ માટે મને એક વિચાર આવે છે તે એ કે હું તેઓ પાસે ઇશ્વર તરીકે પૂજાવા બિલકુલ ઇચ્છા રાખતો નથી, અને મને જે કાંઇ મળે છે તેમાથી અરધો અરધ તે સર્વને આપીને તેનો દાસ બનવા ધારૂં છું અને બીજી રીતે તનથી ને મનથી પણ જ્ઞાતિ અને કુટુંબની સેવા બજાવવા માટે સંપૂર્ણ લાગણી રાખું છું આમ કરૂં છુ છતાં મારૂં સારૂં ન કહેતા કોઇ મને કડવાં વચનો કહે છે છતાં તેની જરા પણ દરકાર ન કરતાં ક્ષમા કરૂં છું અને તે કડવું કહેનારનું પણ ભલું કરવા

---

[1] શાસ્ત્રકારોએ નારદ એટલે મન એમ જણાવેલ છે અને મન સર્વત્ર ગતિ કરી શકે છે.

માટે યોજના કરૂ છુ, તો પણ જ્ઞાતિ બંધુઓને મારા માટે સંતોષ ન થતા મારૂ ખગણ બોલી અને ખરાબ કરીને વારંવાર મારા કામમા આડા આવી અને અગવડરૂપ થઇ વૃથા અરણીના કાષ્ટમાથી ઉત્પન્ન થયેલ અગ્નિ જેમ તે કાષ્ટને બાળે તેમ જ્ઞાતિરૂપ અરણીના કાષ્ટમાથી ઉત્પન્ન થયેલ કલેશ, કુકામ અને મિથ્યા દ્વેષરૂપ અગ્નિ મને અને સર્વને બાળે છે આ અગ્નિ આપણો શાંત સ્વભાવ છતા કેમ થાય એમ તમારા મનમા થાય તે પહેલાં હુજ ખુલાસો આપુ છુ. જો કે મારે કોઇ પર વધારે ઓછો પ્રેમ ન જ હોય ને સર્વ પર સમાન ભાવ જ હોય, છતા દૃષ્ટાંત તરીકે, અક્રૂર મારા સેવક મારી પાસે આવે બેસે, અને સ્નેહ દર્શાવે એટલે અક્રૂરના જે દ્વેષિ હોય તેના મનમા એમ ઠસે કે અક્રૂરે કૃષ્ણ પાસે (તે મારો શત્રુ છે માટે) મારી નિંદા કરી હશે અને તે એની સાથે વ્યવહાર રાખે છે માટે આપણા પણ હવે દ્વેષી જ છે એમ શત્રુના મીત્ર માટે મારા દ્વેષી એમ મિથ્યામાની બેસે. હુ કોઇના દ્વેષની વાત ન સાંભળુ, અક્રૂરને પણ દ્વેષ ન રાખવા સલાહ આપુ, છતા તેના પરિચયથી તેના શત્રુઓ મારીપર વગર વિચાર્યું, અનુમાનથી દ્વેષી છુ એવી કલ્પના કરી દ્વેષ રાખી મારૂ બૂરૂ બોલે બેશક બૂરૂ બોલે તેમા કાંઇ હરકત નથી પણ જગતહિતના કે પ્રજાહિતના અગર જ્ઞાતિહિતના કાંઇ કામો હુ કરવાને ઈચ્છા કરૂ તેમા આડા આવી તે કરતા અટકાવે અને ધરાર ખોટી તકરાર લઇ અવળા થઇનેજ બેસે ધારો કે તેવા કામમા આડા પડતા હોય તો આપણે કાંઇ પણ ન કરવુ. અને શાંત બેસવુ આમ કહો તો તેમ કરતા પણ પાછા સતાવે અને પરાણે લોકાપવાદ કરે એટલુજ નહિ પણ મને જાહેર રીતે આવીને જણાવે કે તમો સમર્થ છો, સત્તાધારી છો, સર્વ કરી શકો તેવા છો; છતા અમારૂ કાંઇ કરતા નથી આમ એના એ કલેશ કરનાર સામા થનાર પાછા કાંઇ કરતા નથી એમ ચોખ્ખું આવીને કહે હુ કહુ કે મારૂ ધાર્યું તમને કયા ગમે છે, ત્યારે તેનો જવાબ એજ આપે કે તે તમારે નથી કરવુ તેનો બચાવ છે કે માણસને

કરવું હોય તે તો સર્વનું સમાધાન કરીને કરે. હવે જ્યારે એક મારો દ્વેષીજ પક્ષ મને આમ કરે ત્યારે બીજો મને અનુકુલ પક્ષ હોય તે પણ મને જણાવે કે જ્ઞાતિના કલેશનું સમાધાન થવુંજ મુશ્કેલ છે. 'તમેજ નથી કરતા, બેસી રહ્યા છો.' એમ કહેનાર પુરૂષોજ જ્યારે તેને અનુકુલ થાય તેમ કરશો તો પણ તેમના મનમાં અવળાપરમાણુઓ ઠસેલા હોવાથી તેમને ઉંધુંજ લાગશે. જેમ દુર્યોધનને ગમે તેમ તમે સમજાવ્યો; વ્યાસ, ભીષ્મ, પરશુરામ સર્વેએ સમજાવ્યું; છતાં તેના પરમાણુઓજ ઉંધા હતા તો તેને જરા પણ અસર ન થઇ. છેવટ પાયમાલી થઇ. એજ આપણી જ્ઞાતિની દશા છે. જેમ સમજાવવા જશો તેમ ઉંધુંજ સમજવાનું છે અને છેવટ આપણી દૃષ્ટિ સમક્ષ તે સર્વનો દુર્યોધન અને તેના બંધુઓ માફક નાશજ નિર્માણ થયેલ છે. જ્યાં પરમાણુઓ ઉંધા બંધાય ત્યાં નાશ સિવાય બીજો રસ્તોજ નથી. આમ મારા પક્ષકારો કહે છે. છતાં સર્વનું કલ્યાણ ( શ્રેય ) કરવાની મારી ધારણા સંપૂર્ણ છે. કારણ ગમે તેવા સ્વભાવનાં તોય મારાં છે એમ મેં ગણ્યાં છે; તો મારે શું કરવું તે આપ કહો. શ્રી કૃષ્ણ પ્રભુનાં વચનો સાંભળી નારદ હવે ખુલાસો આપવા લાગ્યા.

નારદ બોલ્યા કે આપત્તિના બે પ્રકાર છે એક બહારની અને એક અંતરની. તેમાં બહારની આપત્તિઓમાં પણ કેટલીક દૈવયોગથી અકસ્માત્ ( અધિદૈવ ) ( એટલે કોઇ સગાનું મરણ, કે મખત વરસાદથી નુકશાન કે અગ્નિથી સળગી જાય તે ) અને બીજી પ્રાણિજન્ય ( અધિભૂત ) સિંહ કે ઝેરીસર્પ વગેરેથી અને મનુષ્યો પોતાના ખરાબ સ્વભાવથી નડે અને શરિરને નુકશાન કરે તે, અને ત્રીજી ( અધ્યાત્મ ) દેહમાં રોગ થાય; અગર સંતાપ ક્રોધાદિક વિકાર વગેરેથી દુઃખ થાય તે; અગર પોતાની ભુલથી પણ આ વ્યાધી થાય છે. એટલે આપણાથી કાંઇ ખોટું કામ થઇ ગયું હોય તે અગર બોલાઇ ગયું હોય તે વારંવાર છેવટ સુધી નડયા કરે છે.

गुणवदगुणव द्वाकुर्वताकार्यमादौ.
परिणतिरवधार्या यत्नत:पंडितेन.
अतिरभसंकृतानां कर्मणामाविपत्तौ.
भवतिहृदयदाही शल्यतुल्योविपाकः

અમુક કામ કરવા યોગ્ય છે કે કેમ ? તેનો તે કામ કર્યા પહેલાં સંપૂર્ણ વિચાર કરવો. અને પોતાને સમજણ ન પડે તો પોતાથી વધારે બુદ્ધિવાન હોય તેની સલાહ લઇ પછી કરવું. તેમજ પાછું પોતાની બુદ્ધિ પણ કાંઇ ચલાવી તેના પરિણામનો પોતે પણ વિચાર કરવો અને ઠીક લાગે તોજ આરંભ કરવો; પરંતુ વગર પૂછયે કે વગર વિચાર્યે એકદમ આરંભ કરતાં અગર કાંઇ શબ્દ કોઇને કહેતાં પરિણામ ખરાબ આવી માથે જ્યારે કષ્ટ આવી પડે ત્યારે અંતરમાં ત્રાસ અને કલેશજ થાય છે, અને તે જન્મપર્યંત શલ્યરૂપ (સાલે છે) થાય છે. માટે વિચારીનેજ બોલવાની કે કામ કરવાની ટેવ નથી હોતી, તો તે પણ વારંવાર આપણને નડે છે. જેમ પોતાની ભૂલ આપણને નડે છે તેમ બીજાની ભૂલ પણ નડે છે ખરી; એટલે આપણા સગામાં કે જ્ઞાતિ પૈકીમાં બીજા કોઇએ કાંઇ ભૂલ કરી હોય તો તેમાં આપણે સંડોવાઇએ છીએ અને તે વળી પોતાની ભૂલ કરતાં બેશક વધારે સાલે છે. કેટલીક વખતે આપણો સ્વાર્થ ત્યાગી; આપણે બીજાને કાંઇ આપીએ તેમાં ઉલટું ખરાબ પરિણામ આવે છે. જો કે, સ્વાર્થ ત્યાગરૂપ બીજાને માટે કાંઇ કરવું તે યોગ્ય છે; પણ અયોગ્ય સ્થળે સ્વાર્થ ત્યાગ કર્યો હોય તો પરિણામ ઉંધું આવે છે. આપશ્રી માટે તેવું બન્યું છે. આપે લોક લજ્જાથી કે કોઇ કંઇ સંભળાવશે કે " પારકું પચાવી પાડયું. " એવા લોકાપવાદના ભયથી અગર ભોજ વંશના પુરૂષો ( માતુલ પક્ષ ) ના વચનને આધિન થઇને કે ગમે તે કારણથી જે રાજ્ય અને સમૃદ્ધિ તમારા બાહુબળ અને બુદ્ધિબળથી તમને મળેલ, તે સમૃદ્ધિ તમે સ્વાર્થ ત્યાગરૂપ પવિત્ર ગણી તેના વંશજ ઉગ્રસેનાદિકને આપી અને તેને વશ થયા. તેનુંજ આ પરિ-

ણામ છે. આપશ્રીએ ભૂલ કરી એ કહેવું જોકે યોગ્ય નથીઃ પરંતુ એક ઠેકાણે સ્વાર્થ ત્યાગ કરવાનું ભયંકર પરિણામ આવીને ઉભું રહ્યું છે. અને તેથીજ તમો તેના પક્ષના છો (મામાના પક્ષમાં ભળ્યા છો) એમ સમજી તમારા સગા જ તમારી સામા થયા છે. અર્થાત્ એક વખત મામાને ( કંસને ) મારી જે કુલને વેરી કર્યું તેનાજ પિતાને તમે ગાદી સોંપી બેશક તેનું રાજ્ય હતું જેથી હું કહું છું કે તે હકદાર હતા, પરંતુ

धर्मसंस्थापनार्थाय संभवामियुगे युगे.

એટલે ધર્મને સ્થાપન કરવો એવો જે પૂર્ણ પ્રભુ રૂપે આપશ્રીનો સિદ્ધાંત છે તે સિદ્ધાંત માટે આ ઠેકાણે તમારા હાથમાં (આપજ ધર્મસ્વરૂપ પુરણ પ્રભુ હોવાથી ) રાજ્યની સત્તા રાખો તો મોસાલ પક્ષનું છીનવી લીધું એમ લોકાપવાદ નડયો; અને સ્વાર્થી ગણાઓ એમ સમજાયાથી ઉગ્રસેનને રાજા ( સત્તાધારી ) કરી આપ વ્યવસ્થાપક બન્યા. હવે તે જો કે કોઈ રીતે સત્તાવાન નથી અને આપજ સર્વ કરો છો. રાજ્ય ધુરા ચલાવો છો શત્રુઓનો સંહાર કરો છો. રાજ્યમાં આવતી અગવડોનો નિકાલ પણ આપજ કરો છો છતાં તમારા સગાંઓના મનમાં તો આ બધું ઉગ્રસેનની વતી કરો છો એમ ઠસી ગયું. હવે તેમાં કશો સુધારો થાય તેમ તો છેજ નહિં. કારણ તેનાં મૂળ બહુ ઉંડાં ગયાં છે અને એક કામ જે પોતાને હાથે બન્યું હોય તેનો પોતાથી હથિયારથી કદી નાશ થાયજ નહિં. તેમ કરવા જાય તો બહુજ ખરાબ પરિણામ આવે અને તે ઉંધો રસ્તો લેવા જતાં ફાવી જાઓ તો પણ વધારે કલેશ અને ક્ષય શિવાય તેનું કશું શુભ પરિણામ–હથિયાર દ્વારા તો છેજ નહિ માટે હવે તે કલેશ અને કુસંપ તથા અરાજકતા અને અન્યાય દૂર કરવાને માટે વગર લોઢાનું કે અન્ય જાતીનું હથિયાર કે શસ્ત્ર વાપરવાની જરૂર છે કે જે હથિયાર બહુ કોમળ હોય છતાં મામાના હૃદયને ચીરે (કાપે) તેવું હોય અને મામાને રીસ ચઢવાને બદલે ઠંડોજ થઇ જઇ

નમતો આવે, તેવી રીતે કરી તેની જીભ આવી પવિત્ર યુક્તિથી ખેંચી કાઢો અર્થાત્ તમારી વિરૂદ્ધ બોલતા બંધ કરો.

કૃષ્ણ ભગવાને પૂછ્યું—એ વગર લોહાનું કોમળ અને સામાનું મોઢું બંધ કરે એવા હથિયારને કેવી રીતે વાપરવું ? કેમ બનાવવું? કેમ ઓળખવું. વગેરે વિસ્તારથી તેનું વર્ણન કરો.

નારદે જવાબ આપ્યો. બળતા અગ્નિને શાંત કરવા માટે જેમ પાણી રેડવાની જરૂર પડે છે તેમ સામા માણસની આપણે માટે બળતી ઇન્દ્રિયોને ( માનસિક વિકારથી ઉશ્કેરાયેલ ઇન્દ્રિઓને ) શાંત કરવા માટે વિવિધ પ્રકારનાં જળ ( સાધનો ) હોય છે. તેમાં જીભ નામની ઇન્દ્રિને શાંત કરવા માટે ( એટલે નિંદા ખોરને નિંદા કરતો અટકાવવા માટે ) તેને શાંત કરવા માટે એકજ સારામાં સારો ઉપાય છે કે, તેને ઘેર આપણે માનાપમાનનો વિચાર કર્યા સિવાય જવું. અને તેને પ્રેમપૂર્વક જમાડવા માટે આગ્રહ કરવો અને સવિનય ભોજન કરાવવું. અને પૂર્ણ નમ્રતા વાપરવી.

कोनयातिवशंलोके मुखेपिंडिनपूरिते.
मृदंगोमुखलेपेन करोतिमधुरध्वनिं ॥

મોઢામાં કોળીયો ( ભોજન ) મૂકવાથી કોણ વશ નથી થતું ? મૃદંગમાં પણ જે નર ( બાંયું હવે નામથી ઓળખાય છે ) તેને લોટનો પીંડ લગાડવાથીજ મધુર અવાજ કરે છે "હુંકામાં કોળીયાનું માર્યું સૌ નીચું જુએ" માટે આપણું બુરૂં બોલનારનું મુખ બંધ કરવા માટે ભોજન અને તે તરફ આપણું પવિત્ર વર્તન, એટલે કે ભોજનનો અર્થ ફક્ત જમાડવું એજ નથી લેવાનો; પરંતુ તેનાં કામો કરી તેને સહાયક બની અનેક ઉપકારોથી તૃપ્ત કરી દબાવવો. આમ કરવા છતાં પણ તે મારાથી દબાઇને કરે છે એવો ઉંધો અર્થ લઇ તે વખતે કાંઇ બોલે તો તે સહન કરવું પણ સામુ ઉશ્કેરાવું નહિં. કેટલાક એવા પણ હોય કે ઘેર જમવા આવે અગર અન્ય રીતે સ્વાર્થ સાધે ને વાંકા બોલવા મંડે અને વખતે ( એને ત્યાં કોણ જમવા જાય ) એમ કહી ના પણ પાડે તો તેવાને સહન-

શીલ થઇ તાબે કરવા (અર્થાત્ સામો જવાબ ન આપવો ) અને સરલતા રાખવી; એટલે સામાની સગવડ જોવી. અને તે જેમ કહે તેમ યોગ્યાયોગ્યનો વિચાર કરીને અનુકુળ થવું. આપણો સ્વભાવ કોમળ રાખવો, કોઇનું મન દુભાય એવા શબ્દોજ ન કહેવા, અને, જેની જેવી યોગ્યતા તે પ્રમાણે તેનો આદરસત્કાર કરવો અને આપણે દ્વેષબુદ્ધિ ન રાખવી એ વગરસોઢાનું સામાને વશ કરવાનું ઉત્તમ હથિયાર છે. સામા સગાં કે જ્ઞાતિલોકમાં તેમ છતાં કોઇ હલકાં કે કડવાં વચનો પાછળથી બોલે કે રૂબરૂમાં બોલે; તે આપણને ખબર પડે તો પણ આપણે સવિનય તેની પાસે જઇ તેને મીઠા શબ્દોજ સંભળાવવા; કારણ તેના દુષ્ટ ઉભરાને શાંત કરવા માટે આપણાં મીઠાં વચનો રૂપજ જળ ઉત્તમ છે. જે સહન કરે છે તેજ મહાપુરૂષ છે. જે વિનયથી બીજાને વશ કરે છે, જેની આંખમાં અમૃત છે, જેને શત્રુ કે મિત્ર એવો ભેદભાવ નથી; પરંતુ સર્વત્ર અમૃતમય દ્રષ્ટિ છે અને તેવું જ સર્વ તરફ જેનું વર્તન છે અર્થાત્ અમુક મારો શત્રુ છે, વાકાં બોલે છે તેને ઘેર હું નહિ જાઉં, એવા ક્ષુદ્ર વિચારોને તજી તેનેજ પ્રથમ જે નમે છે, જે અનુકુળ બને છે, તે વગર હથિઆરે સર્વને જીતે છે. એટલે કે જે પોતાનું મન જીતે છે તે આખી દુનિયાને જીતે છે. આવી જાતનું વર્તન કરનાર જગતનો ભાર ધૂંસરી ઉપાડી સહેલાઇથી વહન કરી શકે છે. માટે દુનિયામાં આવા ભાર વહન કરવા માટે નમ્રજ થવાની જરૂર છે આપ તે વહન કરવાની હે કૃષ્ણ ! પૂર્ણ સત્તા વાળા છો અર્થાત્ ક્ષમાગુણ ધારણ આપ કરોજ છો. વિષમ રસ્તા, કે રેતી ને વેળુ વાળી નદી અગર પાણીના પૂરવાળી નદી અથવા કીચડવાળા માર્ગમાં ગાડાને વહન કરી સરળ રસ્તે લાવવું; એ મહાન બળવાન બળદનું કામ છે, ત્યારે આપની જ્ઞાતિના કલેશ, ક્રોધ, અવિવેક અને કુસંપરૂપ કીચડ અને વેળુવાળા રસ્તામાથી સહન કરવા રૂપ, મહાન બળ જે આપમાં છે તેનોજ ઉપયોગ કરવો અને નમ્રતા અને ધીરજથી સર્વને તાબે કરવા શિવાય બીજો કોઇ પણ રસ્તો નથી.

મોટામાં મોટો ક્ષમાગુણ, રૂપ તરવાર સર્વત્ર વિજય કરનાર છે.

क्षमाखड्गंकरेयस्य दुर्जनःकिंकरिष्यति.
अतृणेपतितोवन्हिः स्वयमेवोपशाम्यति.

ક્ષમારૂપ તરવાર જેના હાથમાં છે તેને દુર્જનો કાંઇ કરી શકે તેમ નથી; જેમકે ઘાસ વગરની જગ્યાએ પડેલો અગ્નિ, પોતાની મેળે જ બાળવાનું સાધન ન મળતાં શાંત થાય છે. એટલે સામાના અપરાધને સાંખીને તેને ક્ષમા કરવી એ આપણી ઘણી મોટાઇજ છે. ધનનાં ખર્ચ કરવા કરતાં પણ જીભની મીઠાશ ચડી જાય છે અને ગમે તેટલું ખર્ચ કરી આપણે સામાનો સત્કાર કરીએ પણ બોલી બગાડીએ તો સર્વ ઉંધું વળે છે તે બહુ ધ્યાનમાં રાખવું. અને જે રીતે કોઇનું બુરૂ ન થાય અને શત્રુપણું રાખતા હોય તે પણ મિત્ર થાય તેને માટે ઉપર જણાવેલ રસ્તાઓ આપ ગ્રહણ કરી જ્ઞાતિનો વિનાશ આળસાવો. હે પ્રભુ! આપનાથી કાંઇ અજાણ્યું નથી, સર્વ આપ જાણો છો. જગત તમારે આધિન છે, તો જ્ઞાતિ શા હિસાબમાં? હે પ્રભુ! રૂષિ મુનિ અને દેવો આપની ઉપાસના કરે છે. આપ સર્વને ક્ષણ માત્રમાં વશ કરી શકો તેમ છો.

त्वगुरु सर्वभूतानां ज्ञानीत्वंगतागत.
त्वामाश्रित्ययदु श्रेष्टमेधंतेयादवाःसुखं

તમે સર્વ પ્રાણી માત્રના ગુરૂ છો, તમો થવાનું શું છે અને શું થયું તે સર્વ જાણો છો. હે પ્રભુ! યાદવો તમારો આશ્રય કરીને પરમ સુખ પામે છે. એવું સર્વ પ્રકારનું અલૌકિક તત્ત્વ અને બળ આપશ્રીમાં છે. છતાં વિવેકની ખાતર અને લોક સુધારણાની ખાતર મને મોટો કરવાને આપશ્રીએ મને પૂછ્યું; તો તેનો ખુલાસો યથાબુદ્ધિ મેં આપ્યો. આમ નારદના કહેવા પ્રમાણે વર્તન કરી પ્રભુએ કુસંપ મટાડયો. આવી રીતે ક્ષત્રીઓએ પ્રજારક્ષણ માટે બંદોબસ્ત કરવા માટે ઉપાયો શોધવા અને તેને માટે સેના સિપાઇ (પોલીસ) ન્યાયખાતું વગેરેની વ્યવસ્થા કરવાનું કામ કરવું અને તે સાથે હથિયારને બદલે આવી રીતે વગર હથિયારે જે કામ બનવા જેવું

હોય તેવા કામની ક્ષત્રીઓને ખાસ જરૂર છે. માટે ક્યાં કેવો ઉપ-યોગ કરવો ? તે જાણનારા એવા ક્ષત્રીઓમાં બુદ્ધિકુશળ સભાસદો બે રાખવા.

૩. વૈશ્ય સભાસદો— બે રાખવા. હવે વૈશ્યની વાત આવી. તેને માટે જણાવવાનું કે પૈસાનો અને પશુઓની સંભાળનો બંદોબસ્ત જાળવવાની પહેલી જરૂર છે. કારણ દ્રવ્ય વિના કશું બને નહિ. અંગબળ માટે જેમ ક્ષત્રીઓની યોજના કરવાનું જણાવ્યું તેમ દ્રવ્યની વ્યવસ્થા કરવાને માટે બે વૈશ્ય વેપારીને પણ સલાહકાર તરીકે રાખવાની જરૂર છે. રાજ્યમાં શું આવક છે, તેની કયા ખાતામાં કેવો ઉપયોગ કરીએ તો પ્રજા સુખી થાય, પગારદારોને અસંતોષ ન થાય. નોકરો ખુશી રહે તેવા પગારની વ્યવસ્થા કરવી. ઘરખર્ચ બરાબર સંભાળવું. દુકાળ કે અકસ્માત્ કારણ વખતે દ્રવ્ય વિના મુઝવણ ન થાય, તિજોરી તરતી રહે એવી વ્યવસ્થા કરવી. છતાં લોભ ન કરવો પડે અને ઓછો ખર્ચ કરતાં બીજાને કષ્ટ વેઠવુ ન પડે તેવી વ્યવસ્થા અર્થાત્ ધનની ઉપયોગી વ્યવસ્થા રાખવા માટે બે વેપારી સલાહકારની જરૂર છે અને જો રાજ્યમાં દ્રવ્યનો હિસાબ કરનાર બુદ્ધિશાળી વેપારી હશે તે રાજ્યને કે ઘરને અગર કોઇ ઉદ્યોગને નુકશાન કે કરજમાં ડુબવાનો સંભવ નહિ રહે, કારણ ડાહ્યો વેપારી હમેશા વિચારીનેજ એક પગલું ભરશે માટે સલાહકારમા તેની પણ જરૂર છે

૪. શુદ્ર—હવે સભ્યોની કમીટીમાં એક શુદ્ર રાખવાનું જણા-વેલ છે કારણ કે રાજાના ઘરના અને રાજ્યના જે દાસ વગેરે નોકરો હોય, મજુરી કરનારા હોય, તેની વ્યવસ્થા કેમ કરવી, તેની પાસેથી સેવાનું કામ કેવી રીતે કરાવવું તેની વ્યવસ્થાનું કામ તેને સોંપવાનું છે. ખરી રીતે આપણા હાથપગ તેજ છે. મોટા નોકરો વિના ઘડીભર એકની બદલીએ બીજો ચાલશે પણ નાના નોકર પટાવાળા કે સેવા ઉડાવનાર નોકર વિના જરા પણ નહિ ચાલે ઘરને સાફ કરવું, વસ્તુ લાવી આપવી, કપડાં સાફ કરવાં વગેરે તમામ બાબ-

તમાં જે નોકરો જોઇએ તેની વ્યવસ્થા કરવા માટે એક શુદ્ર સંભાસદ રાખવો કે જેથી તે લાયક નોકરનો બંદોબસ્ત કરે. નહિ તો નોકરોમાં ચોરી કરનાર હોય, અગર અનિતિમય હોય, તો તે સર્વને બગાડે. દાસીઓ ખરાબ હોય, હલકા વિચારની અને અનિતિમય હોય તો રાણીઓને ધીમે ધીમે અનિતિમય બનાવે. નોકરો (ખવાસો) હલકા વિચારના ને ખરાબ હોય તો રાજાને અને તેના પુત્રાદિક પરિવાર વગેરેને અવળે રસ્તે દોરે છે, માટે સર્વ કરતાં વધારે ખરાબી કરનાર હલકા લોકોજ છે અને એ વિના સેવા કોઇ કરે નહિ તેથી તેમને રાખવાની પણ જરૂર છે. એક કેળવાયેલ શુદ્રને મોટો સભાસદ બનાવી તે દ્વારાજ સારા સારા નોકરો ખાનગીમાં અને રાજ્ય માટે મેળવવાને માટે તેની જરૂર છે.

આવી રીતે ત્રણ બ્રાહ્મણ-બે ક્ષત્રી-બે વૈશ્યો અને એક શુદ્ર મળી આઠની મુખ્ય કમીટી (સભા) બનાવી તે દ્વારા તેવાજ વિચારો વાળાની મોટી સંસ્થા કરવી હોય તો તેવા સારા ૧૫ બ્રાહ્મણો, આઠ ક્ષત્રીઓ, આઠ વૈશ્યો અને ચાર શુદ્રોની મોટી સભા પણ બની શકે. અર્થાત્ રાજા અને પ્રજાની સંમતિથી જે કરવું હોય તે બને પરંતુ આવી ચારે વર્ણોની સભા બનાવી તેની સંમતિ લઇ જે કામ થાય છે તે સર્વ માન્ય બને છે. પરંતુ પોતાની બુદ્ધિથી કોઇને પૂછયા વિના કરવા જઇએ તો તે પ્રજાને અનુકુળ આપણે કરવા જતા હોઇએ પણ તે અનુકુળ છે કે નહિ તેનો આપણને ખ્યાલ ન હોય ને કરીએ એટલે પ્રજાને ઉલટું ઉધું પડે અને વિરૂદ્ધ પડે જેથી પ્રજાની સામા આપણે થયા તો આપણે રાજા શા કામના ? કોને માટે રાજ્ય કરવાનું છે ? કોના સારા માટે રાજ્ય છે ? તો પછી સર્વ જીત્યા છતાં આપણે કશું જીત્યા નથી. માટે હે રાજા ! આમ કરવાથી જ અર્થાત્ આવી વ્યવસ્થા કરી પ્રજાને તાબે રહી અનુકુળ થવાથીજ રાજા થવાય છે. આવા વિવેકથી જે પોતાના મનને જીતી સ્થિર રાખી બીજાનું હિત કરવાને પ્રેરાય તેજ અજીત ગણાય.

હોય તેવા કામની ક્ષત્રીઓને ખાસ જરૂર છે. માટે કયાં કેવો ઉપયોગ કરવો ? તે જાણનારા એવા ક્ષત્રીઓમાં બુદ્ધિકુશળ સભાસદો બે રાખવા.

૩. **વૈશ્ય સભાસદો**—બે રાખવા. હવે વૈશ્યની વાત આવી. તેને માટે જણાવવાનું કે પૈસાનો અને પશુઓની સંભાળનો બંદોબસ્ત જાળવવાની પહેલી જરૂર છે. કારણ દ્રવ્ય વિના કશું બને નહિ. અંગબળ માટે જેમ ક્ષત્રીઓની યોજના કરવાનું જણાવ્યું તેમ દ્રવ્યની વ્યવસ્થા કરવાને માટે બે વૈશ્ય વેપારીને પણ સભાસદો તરીકે રાખવાની જરૂર છે. રાજ્યમાં શું આવક છે, તેની કયા ખાતામાં કેવો ઉપયોગ કરીએ. તો પ્રજા સુખી થાય, પગારદારોને અસંતોષ ન થાય, નોકરો ખુશી રહે તેવા પગારની વ્યવસ્થા કરવી. ઘરખર્ચ બરાબર સંભાળવું. દુકાળ કે અકસ્માત્ કારણ વખતે દ્રવ્ય વિના મુઝવણ ન થાય, તિજોરી તરતી રહે એવી વ્યવસ્થા કરવી. છતાં લોભ ન કરવો પડે અને ઓછો ખર્ચ કરતાં બીજાને કષ્ટ વેઠવું ન પડે તેવી વ્યવસ્થા અર્થાત્ ધનની ઉપયોગી વ્યવસ્થા રાખવા માટે બે વેપારી સલાહકારની જરૂર છે અને જે રાજ્યમાં દ્રવ્યનો હિસાબ કરનાર બુદ્ધિશાળી વેપારી હશે તે રાજ્યને કે ઘરને અગર કોઈ ઉદ્યોગને નુકશાન કે કરજમાં ડુબવાનો સંભવ નહિ રહે; કારણ ડાહ્યો વેપારી હંમેશાં વિચારીનેજ એક પગલું ભરશે માટે સલાહકારમાં તેની પણ જરૂર છે.

૪. **શુદ્ર**—હવે સભ્યોની કમીટીમાં એક શુદ્ર રાખવાનું જણાવેલ છે કારણ કે રાજાના ઘરના અને રાજ્યના જે દાસ વગેરે નોકરો હોય, મજુરી કરનારા હોય, તેની વ્યવસ્થા કેમ કરવી, તેની પાસેથી સેવાનું કામ કેવી રીતે કરાવવું; તેની વ્યવસ્થાનું કામ તેને સોંપવાનું છે. ખરી રીતે આપણા હાથપગ તેજ છે. મોટા નોકરો વિના ઘડીભર એકની બદલીએ બીજો ચાલશે. પણ નાના નોકર પટાવાળા કે સેવા ઉઠાવનાર નોકર વિના જરા પણ નહિ ચાલે. ઘરને સાફ કરવું, વસ્તું લાવી આપવી, કપડાં સાફ કરવાં વગેરે તમામ બાબ-

રાગ ધનાશ્રી કે ભીમપલાસી ( તાલ દાદરો ).

દિવ્ય મૂર્તિ શ્યામની, શી દષ્ટિયે તરી રહી. દિ૦ ટે.
ગગન માંહી શ્યામરૂપ, વાયુમાંહી વાયુરૂપ,
મુજ સમીપ એ હસંતી, અંતરે વિલસી રહી. દિ૦
સૂર્યમાં પ્રકાશરૂપ, અનલ મહિં અગ્નિરૂપ,
પૃથ્વી મહિં ભિન્ન ભિન્ન, આકૃતિ મહિં રહી. દિ૦
એજ સદા નંદ શ્યામ, એજ મારૂં દિવ્ય ધામ,
એજ મહિં સદા મારી, વૃતિઓ રમી રહી. દિ૦
એજ બંસી નાદ કરી, ઉર્મિઓ સતેજ કરી,
એજ રાસના વિહારી, સન્મુખ નાચી રહી. દિ૦

સર્વત્ર આનંદ પ્રસર્યો. સર્વે ઋષિમુનિઓએ અને ધર્મરાજા વગેરે રાજાઓએ શ્રી કૃષ્ણ પ્રભુનું એટલા વખતમાં માનસિક પૂજન કરી પ્રણામ કરી લીધા. પછી શ્રીકૃષ્ણ પ્રભુ સાથે ભીષ્મદાદાની રજા લઇ રથમાં બેસી પાંચે પાંડવો હસ્તિનાપુર ગયા.

---

## દિવસ ચોથો.

### બ્રહ્મ તેજ અને ધર્મનો પ્રતાપ.

ઋષિ, મુનીઓ અને રાજાઓ સવારમાં નિત્યકર્મથી પરવારી ભીષ્મપિતામહને પ્રણામ કરી બેસવા લાગ્યા. એટલામાં પાંચે પાંડવો શ્રી પુરૂષોત્તમ કૃષ્ણ પ્રભુ સાથે ત્યાં આવ્યા અને દાદાને પ્રણામ કરી કુશળ પ્રશ્ન પૂછી બેઠા. એટલે દાદા બોલ્યા, બેટા અર્જુન ? તારા ગઇ કાલના કિર્તનનો અવાજ હજી મારા મનને રમાડી રહ્યો છે. મને અત્યંત આનંદ આવ્યો; માટે હું બે દિવસ ન બોલ્યો તે ભુલ કરી, હવે મારે જણાવવાનું કે, હમેશાં મંગળાચરણરૂપે એક કિર્તન સવારે કરવું કે જેથી શ્રી વ્હાલા પ્રભુ કૃષ્ણનું સ્વરૂપ, સર્વેના હૃદયમાં પ્રકાશિત થાય, અને તેનો હૃદયમાં પ્રકાશ વિશેષ થતાં અપૂર્વ જ્ઞાન માર્ગ વધારે ખુલો થાય. દાદાની આજ્ઞાથી અર્જુને ભજન શરૂ કર્યું.

ગુરૂજી મહારાજનો સદ્બોધ તે રાજાને બરાબર લાગ્યો અને પછી તેની આજ્ઞા પ્રમાણે પ્રજા માટે સભાસદોની વ્યવસ્થા કરી; જેથી પોતાનો ભાર પણ ઓછો થયો. કામ ઓછું થયું તેથી પોતે સ્વસ્થ રહેવા લાગ્યો અને સભાસદોદ્વારા પ્રજાને અનુકુળ થતાં પ્રજા ખુશી રહેવા લાગી અને સર્વને આનંદ થયો. રાજા નમ્ર બની મનને સ્થિર કરી પછી હમેશાં ગુરૂ પાસે શિક્ષણ લેવા ( સદ્બોધ ) લેવા આવવા લાગ્યા; જેથી સુખી થયા અને ભક્તિમાં ગુરૂએ ચિત્ત લગાડયું જેથી શુદ્ધ ભક્ત બન્યો. પ્રભુને ઓળખ્યા અને સુખી થયો. એક દિવસ નમ્ર થઇ રાજા ગુરૂને દર્શને આવ્યો ત્યારે ગુરૂએ કહ્યું કે હે સર્વ-જીત રાજા પધારો, બેસો.

રાજાએ તર્તજ પૂછયું. મહારાજ ! આજ સુધી આ વિશેષણ મને આપ્યું ન હતું જે હવે કેમ આપ્યું ?

ગુરૂ બોલ્યા. બેટા તેં દેશ જીત્યો. પણ તારૂં મન અને પ્રજાનાં મન આજ સુધી જીત્યાં ન હતાં જેથી સર્વજીત નોહતો કહેતો. હવે તેં તારૂં મન નમ્રતાથી અને શાંતસ્વભાવથી અને લોકોપકારથી જીત્યું છે. અને તેજ કારણથી પ્રજાનાં મન પણ તેં તેમને અનુસરી વર્તવાથી, તેમ ઉત્તમ ગુણથી, ઉત્તમ રાજ્ય વ્યવસ્થા કરી જીતેલ છે. માટે હે રાજા ! હવે તું ખરો સર્વ માન્ય અને સર્વ સદ્ગુણ સંપન્ન થયેલ હોવાથી સર્વજીત રાજા થયો માટે તારૂં નામ

## સર્વજીત પાડયું.

દિવસ અસ્ત થવા આવ્યો એટલે આટલું વર્ણન કરી ભીષ્મ પિતામહ વિરામ પામતા પહેલાં પાસે બેઠેલા પવિત્રાત્મા અર્જુનને કહેવા લાગ્યા કે હવે પ્રભુ શ્રીકૃષ્ણનું ગુણ ગાન જેમાં હોય તેવું સુંદર સંગીતમય કિર્તન કરી આનંદ આપો; હવે આવતી કાલે વ્યાખ્યાન થશે; દાદાની આજ્ઞા માન્ય કરી સામા જ બિરાજેલ શ્રી પુર્ણ પુરૂષોતમ પ્રભુ તરફ દ્દષ્ટિ કરી પ્રણામ કરી સંગીતમય કિર્તનનો આરંભ કર્યો

રાગ ધનાશ્રી કે ભીમપલાસી ( તાલ દાદરો ).

દિવ્ય મૂર્તિ શ્યામની, શી દષ્ટિયે તરી રહી. દિ૦ ટે.
ગગન માંહી શ્યામરૂપ, વાયુમાંહી વાયુરૂપ,
મુજ સમીપ એ હસંતી, અંતરે વિલસી રહી. દિ૦
સૂર્યમાં પ્રકાશરૂપ, અનલ મહિં અગ્નિરૂપ,
પૃથ્વી મહિં ભિન્ન ભિન્ન, આકૃતિ મહિં રહી. દિ૦
એજ સદા નંદ શ્યામ, એજ મારૂં દિવ્ય ધામ,
એજ મહિં સદા મારી, વૃત્તિઓ રમી રહી. દિ૦
એજ બંસી નાદ કરી, ઉર્મિઓ સતેજ કરી,
એજ રાસના વિહારી, સન્મુખ નાચી રહી. દિ૦

સર્વત્ર આનંદ પ્રસર્યો. સર્વે રૂષિમુનિઓએ અને ધર્મરાજા વગેરે રાજાઓએ શ્રી કૃષ્ણ પ્રભુનું એટલા વખતમાં માનસિક પૂજન કરી પ્રણામ કરી લીધા. પછી શ્રીકૃષ્ણ પ્રભુ સાથે ભીષ્મદાદાની રજા લઇ રથમાં બેસી પાંચે પાંડવો હસ્તિનાપુર ગયા.

---

## દિવસ ચોથો.

### બ્રહ્મ તેજ અને ધર્મનો પ્રતાપ.

રૂષિ, મુનીઓ અને રાજાઓ સવારમાં નિત્યકર્મથી પરવારી ભીષ્મપિતામહને પ્રણામ કરી બેસવા લાગ્યા. એટલામાં પાંચે પાંડવો શ્રી પુરૂષોત્તમ કૃષ્ણ પ્રભુ સાથે ત્યાં આવ્યા અને દાદાને પ્રણામ કરી કુશળ પ્રશ્ન પૂછી બેઠા. એટલે દાદા બોલ્યા, બેટા અર્જુન ? તારા ગઇ કાલના કિર્તનનો અવાજ હજી મારા મનને રમાડી રહ્યો છે. મને અત્યંત આનંદ આવ્યો; માટે હું બે દિવસ ન બોલ્યો તે ભુલ કરી, હવે મારે જણાવવાનું કે, હમેશાં મંગળાચરણરૂપે એક કિર્તન સવારે કરવું કે જેથી શ્રી વ્હાલા પ્રભુ કૃષ્ણનું સ્વરૂપ, સર્વેના હૃદયમાં પ્રકાશિત થાય, અને તેનો હૃદયમાં પ્રકાશ વિશેષ થતાં અપૂર્વ જ્ઞાન માર્ગ વધારે ખુલ્લો થાય. દાદાની આજ્ઞાથી અર્જુને ભજન શરૂ કર્યું.

**ભિક્ષાસ** ( તાલ દાદરો. )

જાગો જાગો શ્યામ સુંદર રાધાપતિ પ્યારા,
વિકસિત હૃદકમળ કરો, જગત ઉજીયારા. જાગો. ૧
દીપ તેજ હીન થયો, અરુણનો વિકાસ થયો,
પંખી નાદ છાઇ રહ્યો, નેત્ર ખુલ્યાં મારાં. જાગો. ૨
તારા તણી ચમક ગઇ, ચંદ્રકલા ઝાંખી થઇ,
સૂર્ય તેજ છાઇ રહ્યું, નંદના દુલારા. જાગો. ૩
બંદીજન ગાન ગાય, વિકસિત મુખ કમલ થાય,
ભક્તજન ચાહે પ્રભુ, દર્શન તમારાં જાગો. ૪
અંતરે ઉજાસ કરો, મોહ અંધકાર હરો,
કોટિ સૂર્ય તેજ, હૃદયમાં પધારો પ્યારા. જાગો. ૫
એ અમારી એક આશ, સફળ કરો શ્રીનિવાસ,
દામોદર દીન દાસ, ચરણમાં તમારા. જાગો. ૬

સંગીત સંપૂર્ણ થતાં સર્વેએ ઉભા થઇ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા અને સર્વે શાંત થઇ શ્રવણોત્સુક થઇ બેઠા. ભીષ્મદાદાના આંખમાં પ્રભુનું વર્ણન સાંભળી પ્રેમના આંસુ આવ્યાં અને હાથ જોડી સમક્ષ ( દાદાની દ્રષ્ટિ રહે એવી રીતે ઉંચા આસનપર બિરાજેલ ) પ્રભુને પ્રણામ કર્યા, અને ધર્મરાજાને જણાવ્યું; ભાઇ ! હવે તારે જે પૂછવું હોય તે બોલ.

ભીષ્મ દાદાને ધર્મરાજાએ પૂછ્યું, દાદા ! પ્રજા અને રાજાનું એક મન થાય, પરસ્પર એક બીજાને જોઇ આનંદ ઉપજે અને રાજા એમ કહે કે, એવીજ પ્રજા મને મળજો અને પ્રજાના મનમાં એમ થાય કે; આજ અમારો સર્વદા સ્થિર રાજા રહેજો, એમ એક બીજાનાં અંતર હસે, તેવાં આચરણો મારે જે કરવાનાં હોય તે હજી મને સંભળાવો. તમે ગઇ કાલે જે ગુરૂ અને રાજાનું દષ્ટાંત આપી વાત કહી તેથી બહુજ આનંદ થયો અને તે પ્રમાણે મેં રાજ્ય

વ્યવસ્થા કરવાની યોજના પણ કરી. હવે વિશેષ તેમાં જે સુધારણા કરવી હોય તે કહો. ભીષ્મદાદા બોલ્યા, બહુ ઠીક કર્યું. હું તારા ઉત્તમ ગુણથી ખુશી છું.

હવે તુર્ત એક જણાવવાનું કે ખાનગી મનુષ્યો દ્વારા ( છૂપી પોલીસ ) દ્વારા જેમ રાજ્યખટપટ કે અહિત સંબંધી માહિતી મેળવવાની હોય છે, તેમ બુદ્ધિશાળી અને વિદ્વાન સારા ખાનગી પુરૂષો રાખી ધર્મનો ઉપદેશ અને નીતિ તથા લોક સુધારણાના બોધદ્વારા લોકોને વ્યવહારની અને સત્કર્મની માહિતી કરાવવી; અર્થાત્ પ્રજામાં પરસ્પર કોઇ કોઇને છેતરીને અવળે રસ્તે ન દોરે. સ્ત્રીઓ નીતિમય બને. પુરૂષો પોતાના કામમાં ( જેનો જે ધંધો હોય તેમાં ) કુશળ બને એવો પવિત્ર બોધ આપે અને તે સાથે ફરીને કયે ઠેકાણે કયા સારા વિશ્વાસ કરવા લાયક રાજ્યભક્ત પુરૂષો છે, તેનો ગુપ્ત રીતે તપાસ કરે અને તટસ્થ રીતે તે જોનાર ઉપદેશક તેવા સારા સત્પુરૂષ ચુંટી કાઢી તે સર્વની હકીકત રાજાને ( મુખ્ય પુરૂષને ) કહે. પછી તેવાઓને ખાસ પ્રસંગોપાત મોટી સભા હોય ત્યારે આમંત્રણ કરી, તેમનું સન્માન કરાવવું અને તેઓને અમુક પદવી આપી રાજી કરવા. આમ કરવાથી પ્રજામાં ઉત્સાહ વધશે, સર્વે રાજ્યમાનની અભિલાષાવાળા થશે, તેથી આધીન બનશે અને ઉપદેશકોથી જે પ્રજા અણસમજુ હશે તે સુધરશે અને પોતાના ઘરની પવિત્ર વ્યવસ્થા પોતે કરી શકવાથી પ્રજા સુખી થઇ તમારીજ થઇને રહેશે. માટે તેવા ઉપદેશકોની જરૂર છે. તેમજ રાજાએ કે શ્રેષ્ઠ ગ્રહસ્થે બીજો પોતાના વર્તનમાં શું સુધારો કરવો તે સંબંધે માંધાતા રાજાએ ઉતથ્ય નામના રૂષિને પૂછેલ ત્યારે તેણે જે બોધ આપ્યો તે હું તને જણાવું છું, જેમાંથી ઘણું સમજવાનું છે.

માંધાતા નામનો મહાન પ્રતાપી ચક્રવર્તી રાજા એક વખત પોતાની સેનાસાથે ફરવા નીકળેલ તેવામાં એક નદિને કિનારે રૂષિનો આશ્રમ જોયો. એટલે આંહી કોઇ મહાત્મા રૂષિ રહેતા હશે તેમ સમજી તે રાજા રથમાંથી ઉતરી પોતાના સેવકો સાથે પર્ણકુટીમાં

ગયા અને ઋષિનાં દર્શન કરી ચરણપૂજન કરી નમ્રતાપૂર્વક તે ઋષિ પાસે બેઠા. આ આશ્રમ અંગીરા ઋષિના મોટા પુત્ર ઉતથ્ય ઋષિનો હતો. તે બૃહસ્પતિના મોટાભાઇ થાય. તેની વિશાળ બુદ્ધિ માટે શું શંકા હોય ? ભવ્ય મૂર્તિનાં દર્શન કરવાથીજ કૃતાર્થ થયેલ માંધાતા રાજાને ઋષિવર્યે આગમન અને આતિથ્ય સત્કાર વિધિપૂર્વક[1] કર્યો. રાજાને આશીર્વાદ આપી કુશળ સમાચાર પૂછયા. પછી આગમન કારણ પૂછયું, ત્યારે માંધાતા રાજાએ કહ્યું કે, રાજાનું શું કર્તવ્ય છે અને કયે આધારે રાજ્ય ચલાવવું તે સાંભળવા માટે આવ્યો છું. તેના જવાબમાં ઋષિએ જણાવ્યું કે રાજાની ઉત્પત્તિ અથવા દરેક મનુષ્યનો જન્મ ( અવતાર ) એશઆરામ કે પ્રજાના પૈસાથી કેવળ સુખ ભોગવવા માટેજ નથી.

आहार निद्राभय मैथुनंच सामान्यमेतत्पशुभिर्न राणां
धर्मोहिएकोधिकएवनान्यो धर्मेणहीनाः पशुभिःसमानाः ॥ १ ॥

ખાવું, સુવું ( નિદ્રા લેવી ) ડરવું અને સ્ત્રી વ્યવહાર કરવો એટલી વસ્તુઓ તો પશુને અને મનુષ્યને સમાનજ છે; અર્થાત્ પશુ પણ ખાય છે, સુવે છે, ને સ્ત્રી સેવે છે. તેમ મનુષ્યને પણ હોય છે: પરંતુ મનુષ્યમાં પશુ કરતાં એક ધર્મનું સ્વરૂપ (વિવેક પૂર્વક સમજી મારે ખરૂં સર્વહિતકર પવિત્ર વર્તન કરવાનું છે ) તે જાણવું એજ વિશેષ છે (તો જો તે ન જાણ્યું તો તે મનુષ્ય પશુજ છે) માટે પ્રથમ ધર્મ ( પોતાની ફરજ ) સમજવાની ખાસ જરૂર છે. જે રાજા લક્ષ્મીવાન બની અને ધર્મને પાળતો હોય તે ધર્મરાજા જ ગણાય. ધર્મને લીધે સર્વ વસ્તુ આવી મળે છે. ધર્મ ન હોય તો કોઇ કોઇને નમે નહિ, ઓળખે નહિં, સત્કાર કરે નહિ, માન આપે નહિ તેથી પરસ્પર કુસંપ વધે અને છેવટે ક્ષય થાય. પરંતુ ધર્મને અંગે સરળતા, નીતિ, વિવેક, સત્પુરૂષને માન, દયા, દાન, અને દીનતા વધે. અધર્મથી ચોર, લુચ્ચા, પાપી, અનીતિને આચરનાર તથા વ્યભિચાર વધે

---

[1] બ્રાહ્મણ ક્ષત્રીઓનો સત્કાર કરે તેને માટે શાસ્ત્ર ઉલ્લેખ હોય તે પ્રમાણે સત્કાર કર્યો.

છે. ધર્મથી નીતિ અને સત્કર્મ વધે છે. રાજાના આચરણ પ્રમાણે પ્રજા આચરણ કરે છે. ઋષિઓએ પૂર્વે સત્કર્મોમાં અગવડ આવતી હતી માટે યજ્ઞ વગેરે પવિત્ર કર્મના રક્ષણ માટે ધર્મરૂપ રાજા એક બળવાન ક્ષત્રીને બનાવી તેને ધર્મ પાળવા રૂપ પવિત્ર કામ સોંપ્યું. જેથી એ ધર્મયુક્ત જે હોય તેજ રાજા. ( धर्मेणराजते **असौराजा** અથાત્ ધર્મથી શોભે તે રાજા ) એમ નિશ્ચય કર્યો. જે રાજા ધર્મને બરાબર સમજી અનુસરે,તે ધર્મરાજાજ ગણાય છે. રાજ્યના પૈસાનું જે તેજ હોય છે તેના કરતાં સત્કર્મ યુકત ધર્મનું તેજ વધારે ઝળકે છે. ધર્મિષ્ઠના મુખની કાંતિ દિવ્ય તેજમય હોય છે. વિશ્વામિત્ર અને વસિષ્ટના સમાગમની વાતથી તે સમજાશે. જંગલમાં વસિષ્ટનો આશ્રમ હતો. સાધારણ પર્ણકુટી હતી છતાં તે બેઠેલા ઋષિનું તેજ અદ્ભુત હતું. વિશ્વામિત્ર એક રાજા હતા. મોટી સેના સાથે આ જંગલમાં ઋષિ પાસે આવ્યા ને તેનું ભવ્ય તેજ જોઈનેજ ચમકયા. પણ વસિષ્ટે તે રાજાની તમામ સેના સાથે એવી આગતા સ્વાગતા કરી અને ખાવા વગેરેની વસ્તુઓ અને સાધનો એવાં આપ્યાં કે વિશ્વામિત્રના મનમાં થયું કે આવી અદ્ભુત વસ્તુઓ ઝુંપડીમાં કયાંથી ? કે જે મારા રાજ્યમાં પણ નથી. ખુલાસો કરવા માટે ઋષિને પૂછ્યું. તેણે ખુલાસો આપ્યો કે, આ કામધેનુ[1] ? અને ધર્મરૂપ ( તેના વત્સ ) નો પ્રતાપ છે. તમને ઇચ્છિત વસ્તુ જો કાંઇ મળી હોય તો તેને અર્થાત્ ધર્મયુકત કામધેનુ ગાયને માન છે. વિશ્વામિત્ર રાજા રજોગુણી હતા જેથી આ સત્વગુણના પવિત્ર સ્વરૂપને ન સમજ્યા, ને સ્વાર્થ પરાયણ બન્યા. મારે આવી વસ્તુ રાજ્યમાં રાખવી માટે આ ઋષિ પાસેથી આ વસ્તુ પડાવી લઉં, તે ગરીબ ભિક્ષુકની શું સત્તા છે ? આમ વિચાર કરી તે

---

૧ કામધેનુ એટલે ઇચ્છિત વસ્તુ આપનાર પ્રભુની અલૌકિક શકની (ભક્તી) ને તેનો વત્સ " વાછડો " અર્થાત ધર્મ. શાસ્ત્ર ધર્મને વત્સ વૃષભ એવું નામ આપે છે. તેથી શંકરને વૃષભ ( પોઠીઓ અર્થાત્ ધર્મ ) વાહન એટલે ફેરનાર નામ જણાવ્યું છે.

કામધેનુને પરાણે પકડી લઇ જવા લાગ્યા. ઋષિને પોતાનું જીવન અને સર્વસ્વ જાય છે હરાય છે. એમ સમજી મનમાં તે ખિન્ન થયા કે તર્ત જ ઋષિ પ્રતાપ અને ગૌ (કામધેનુનો) પ્રતાપરૂપ તેજ ઝળકયું. જેથી રાજાને ગાયની પાસે પોતાની સેનાથી મોટી સેનાનો આભાસ જોવામાં આવ્યો વિકરાળ મુખવાળા ભયંકર પુરૂષોને જોઇ ગભરાયો જે વત્સ સહિત કામધેનુ કે જેને જોર જુલમથી હણતોતો, ને લઇ જતો હતો. અર્થાત્ (વત્સ=ધર્મ અને કામધેનુ—ઇશ્વરની ભકતીને હણવું=નિંદા કરવી) તેને આ ભાસરૂપ કાળપુરૂષ જેવા (ધર્મને ભકિતનો નિંદક કાળનું રૂપ ચારે તરફ જુએ છે ને પોતે તેનાથી ઘેરાયો છે તેવું ભાન થાય છે) નજરે પડતાં છોડી દેવાની ફરજ પડી. (નિંદા પડતી મૂકી). પછી રાજાના મનમાં થયું કે મારા બળ (લશ્કર) કરતાં મેં મોટું જોરાવર સંહારક બળ આ ઋષિનું જોયું. મારા કરતાં અધિક સમૃદ્ધિ જોઇ. મારા કરતાં અધિક પ્રતાપ અને તેજ જોયું. આ બધુ શાને લીધે ! રાજા કરતાં પર્ણકુટિમાં વસનાર અત્યંત વધે ! ! ! કેવું આશ્ચર્ય ! આમ મનમાં થતાં પોતાનો ગર્વ ઓછો થતાં તે ઋષિપાસે નમ્ર બનીને ગયા અને કહ્યું કે રાજ્ય કરતાં આપનું સર્વ બળ અધિક જોવામાં આવ્યું. છતાં તેમાં પ્રત્યક્ષ હથિયારથી મ્હારો કે મ્હારા સૈન્યનો સંહાર થયો એવું કશું ન બન્યું અને સર્વે સેવકો સાથે મને અધિક બળ દેખાયું. હું બળવાન છતાં મને હૃદયમાં ગભરાટ થયો અને હું તદ્દન નમાલા જેવો બન્યો. આ કયા પ્રકારનું સૈન્ય ? કયા પ્રકારનું બળ અને તેજ કે જે હૃદયજ શુન્ય બનાવે ? અને આંખો બંધ કરી છતાં હથિયાર બીલકુલ નથી. પ્રત્યક્ષ ખુન કોઇનું નથી થતું. પરંતુ અંતરના અમારા અભિમાન ક્રોધ અવિવેક એ સર્વ વિકારરૂપ સૈન્યનો તો નાશ તર્ત જ થયો. વસિષ્ટે પુનઃ જવાબ આપ્યો. આનું નામ બ્રહ્મતેજ કહેવાય અને એ તેજ તારા રાજ તેજ કરતાં હજારો ગણું વિશેષ હોય છે. તેની સામે કોઇ થઇ શકતું જ નથી, ને વગર હથિયારે આખી દુનિયાને તાબે કરી

શકે છે. આવા પ્રકારના તેજવાળો, લૌકિક રાજ્યનેજની પરવાજ રાખતો નથી. જેને આ તેજ પામે છે તેને બીજું તેજ ક્ષુદ્ર તુચ્છ લાગે છે. પૈસાનું કે રાજ્યનું તેજ નાશવંત છે ! અર્થાત્ પૈસો કે રાજ્ય અમલ હોય ત્યારે સાધારણ ઝળકે અને નાશ થતાં તદ્દન નિર્માલ્ય થાય છે. એક અમલદાર પોતાની નોકરી પર હશે, ત્યારે તેનાથી ગર્વ કરશે પણ નોકરીપરથી ઉતર્યા પછી તેજ અમલદાર જે ગામમાં હુકમ કરતો હોય તે ગામમાં જાય ત્યારે તેની કોઇ દરકાર નહિ કરે, માટે એ રાજ અમલ બનાવટી છે; પરંતુ બ્રહ્મ તેજ રૂપ અમલ સદાય અવિચળ છે. તે ઝાંખો થતો નથી અને તેના સાધનને માટે આ કામધેનુ—અને તેનો વત્સ છે. અર્થાત્ તે બ્રહ્મતેજ પ્રભુની અવિચળ ભક્તિ અને ધર્મથીજ દેદિપ્યમાન થાય છે તે શિવાય માગમા કશું નથી ગજા વિશ્વામિત્રને આથી અત્યંત જ્ઞાન થયું; જેનુ પરિણામ એ આવ્યુ કે રાજ તેજ કરતા બ્રહ્મ તેજ બહુ બળવાન છે એમ સપૂર્ણ મનમાં થતા રાજ્યને તેણે છોડી દીધું અને જંગલમાં વસવા માંડયુ જંગલમા અત્યંત ઉગ્ર તપ કરી તે બ્રહ્મ તેજ મેળવી રાજર્ષીને બદલે બ્રહ્મર્ષી બનવાની પોતાની તિવ્ર અભિલાશા થઇ, જેને લીધે તમામ દેવો અને ઋષિઓને પોતે તાબે કર્યા અને આખર બ્રહ્મર્ષી બન્યા.

ધર્મના પ્રતાપ માટે મેં તમને આ દ્રષ્ટાન આપ્યું. માટે રાજાને ખાસ એ સાચવવાનુ છે કે રાજ્યદ્વારા રાજ્ય લક્ષ્મી ( પૈસા ) મળે તેથી તેના મોહમા ફસાઇ સાચું તેજ જેમાં છે તે ધર્મ અને ઇશ્વરની ભક્તિ એ બે તો કદી છોડવાં નહિ

આટલી બાબતથી એ તો સમજાયુ હશે કે રાજ તેજ કરતાં બ્રહ્મ તેજ અધિક બળવાન અને અવિનાશી છે જે એક પર્ણકુટીમાં વસતો હોય, તેની પાસે દેખીની સમૃદ્ધિમાં ભલુતીજ હોય, વસ્ત્રો સાદાં હોય, તોપણ તે પોતાના અંતરના બ્રહ્મ તેજના અવિનાશી ચળકાટથી રાજાના અલંકાર ( હીરા મોતીનાં ) બધારના

ચળકાટથી વધારે શોભે છે, માટે તે ખરૂં તેજ જેનાથી આવે, એ ધર્મ અને ઇશ્વર ભક્તિ કદી છોડવાની નથી.

## પ્રબળ સત્તાધીશ તેજ રાજા.

હે માંધાતા ! ધર્મનું પવિત્ર વાતાવરણ રાજાના, કે મહાન પુરૂષના ઘરમાંથી પ્રગટ થઇ ચોતરફ પસરતાં સર્વ વસ્તુ, સર્વે મનુષ્યો ( સ્ત્રી ને પુરૂષો ) અને પ્રાણિઓ પણ પોતાના નૈતિક નિયમમાં કુદરતે પ્રેરાય છે, તેને દોરવાં પડતાં નથી. સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય સમજે, બ્રાહ્મણ વગેરે પોતાની પ્રવૃતિમય બને એટલે અનિતિ છોડે અને આળસ છોડે. જેને લીધે દેશ પવિત્ર પ્રવૃતિ મય બનતાં ધંધો, રોજગાર, દ્રવ્ય, અન્ન સર્વ વધે અને ફળદ્રુપ બને. હવે બીજી બાજુ જોઇએ. તેમાં એવું છે કે જે મનુષ્ય ધર્મને ધંધો તજે કે બેદરકાર રહે, તો તેની લક્ષ્મીને અધર્મની સંગતીથી એક ગર્વનામનો વ્યભિચારજન્ય પુત્ર થાય છે, જેથી લક્ષ્મી ભ્રષ્ટ થાય છે. જેને ભોગવનાર રાજા અને પ્રજા સર્વ ભ્રષ્ટ થાય છે અને એ ગર્વને લીધે અભિમાન અને તેને પરિણામે હું સારો છું એમ થતાં સામાને તુચ્છ ગણતાં તેઓ સાથે દ્વેષ થાય પછી ઇર્ષા થાય. આનું પરિણામ શું આવે ? તે સહજ સમજાય છે, એટલે કે તેને ઇર્ષા દ્વેષમાંજ વખત જતાં બીજું કામ સુજે નહિ. જેથી આળસુ બને તેથી ધંધો રોજગાર ઘટે. દ્વેષ અને હલકી બુદ્ધિથી વ્યભિચાર, જુઠું, એક બીજા ચોરી કરે વગેરે અનીતિ કરવાને સર્વે પ્રેરાય. એટલે આબરૂ દ્રવ્ય અને ઉદ્યોગ ટુંકામાં એ સર્વની એક અધર્મ પુત્ર ગર્વ અને દ્વેષથી પાયમાલી થાય અને ધર્મથી સર્વનો ઉદય થાય છે. આ સ્પષ્ટ સમજાયું.

કોઇ એમ કહે કે ભાઇ ! યુગ બદલાયો માટે લોકો આવાં બન્યાં. મારે તેના ઉત્તરમાં જણાવવાનું કે હે માંધાતા ? યુગ એ કાંઇ વસ્તુ જ નથી. राजाकालस्य कारणम्.

સમયનું કારણ એક રાજા છે. રાજા શબ્દનો હું તને બીજો અર્થ કહું તે એ કે રાજા એટલે સર્વને દોરનાર એક સત્તાવાન પુરૂષ. એટલુંજ ખ્યાલમાં રાખો એટલે ઠીક પડશે. કારણ કેટલીક વખત એવું બને છે કે પ્રજામાંનો કોઇ મહાપુરૂષ કે જેની પાસે રાજસત્તા ન હોય પરંતુ તેનું આત્મબળ અને દૈવીબળ સંયમ, બુદ્ધિ અને સ્વાર્થત્યાગનું બળ એવું હોય કે તે લોકોનો સેવક બનવાથી લોકો તમામ તેનાં દાસ બની રાજાના કરતાં તેને વધારે માને છે. આવો સત્તાધારી **પુરૂષ** પણ મુગટ વગરનો રાજાજ ગણાય છે.

એટલે રાજા અગર સત્તાધારી પુરૂષ કે જે સર્વને દોરનાર છે તેનું જે વર્તન, તેજ યુગધર્મ સમજવો. અર્થાત્ તેઓ સત્તાવાન પુરૂષ પોતાના બુદ્ધિબળથી જેમ દોરે તેમ લોકો દોરાય છે. સત્યયુગ અને દ્વાપરયુગ જેવા કે જે યુગને આપણે ધર્મમય ગણીએ છીએ તે યુગમાં પણ હીરણ્યકશિપુ જેવાની અમુક વખત સુધીની સત્તાથીજ સર્વ દુનિયા આધીન બની હતી. અને યજ્ઞ (સત્કર્મ) અને ધર્મ છોડી દેવાની ફરજ પડી હતી. કારણ સત્તા આગળ શાણપણ શું કામનું ? પરંતુ તે વખતે સર્વે જ્યારે આધીન થયા ત્યારે તેના પુત્રને આધિન કરવા માટે ગમે તેટલો જુલમ કર્યો છતાં સત્ય, ધર્મ, ઇશ્વરપરાયણતા તેણે છોડી ન હતી જેથી તેને પરિણામે સત્ય-યુગમાં પ્રવર્તેલ અધર્મનો વિકરાળ કાળરૂપ (નૃસિંહ પ્રભુએ) નાશ કરી સત્ય યુગની સ્થાપના કરી. તેમજ ત્રેતામાં રાવણ અને દ્વાપરમાં કંસ, જરાસંઘ, શિશુપાળ વગેરે અનેક અધર્મ પ્રવર્તક થયા, જે સર્વેનો કૃષ્ણરૂપ સત્યયુગના (સત્ય ધર્મના) સ્થાપકે સંહાર કર્યો ને ધર્મની સ્થાપના કરી. અર્થાત્ સર્વે યુગમાં જ્યારે કળીયુગ જેટલો બલકે તેથી પણ અધિક અધર્મપ્રવર્તક રાજા થઇ ધર્મની હાની કરે છે. ત્યારે પછી યુગ એ વસ્તુજ રહી કયાં ! ત્યારે તે માટેજ કહું છું કે ॥ राजा कालस्य कारण ॥ એટલે કાળ એટલે યુગપ્રવર્તક હમેશાં રાજા (સત્તાધારી પુરૂષ) જ હોય છે ત્યારે જે સત્તાધારી પુરૂષ પોતેજ અધર્મપ્રવર્તન કરી દુનિયાને તેમ કરવા

પ્રેરે ત્યારે તેના કરતાં વધારે દિવ્ય અલૌકિક અને બળવાન સત્તાવાળો જ્યારે કોઇ પ્રગટ થાય ત્યારે અધર્મી સત્તાધારી પાછો હઠે. અધર્મને પાછો હઠાવવા, તેની સત્તાનો નાશ કરવા અને ધર્મની સત્તાને બળવાન કરવા માટે જે પ્રગટ થાય કે જેની સત્તા એવી મહાન હોય કે જેને કોઇ ક્ષુદ્ર અને નિર્બળ હલકા વિચારનો એટલે રાક્ષસ સહન ન કરી શકે એવો અદ્ભુત સત્તાવાન પુરૂષને પુરૂષોત્તમ કહે છે. તેજ ઇશ્વર. અર્થાત્ તેની સત્તા આગળ બીજા ક્ષીણ તેજ-વાળા બને તો તેને સાકાર થવાનું કારણજ એટલું કે એક પ્રબળ પુરૂષ કે રાજા પોતાના અધર્મથી જગતને દબાવે અને જગત બધાને તે માર્ગ પર દોરે તે ન દોરવાની અને સત્યને માર્ગે દોરવાની પ્રભુની ઇચ્છા હોવાથી તે તેમ કરે છે.

परित्राणाय साधूनां विनाशायचदुष्कृतां
धर्म संस्थापनार्थाय संभवामियुगेयुगे — ગીતાજી

સત્પુરૂષો ( ધર્મમાંજ આસકત અને ભકત પુરૂષો ) ના રક્ષણ માટે અને દુષ્ટ અધર્મપ્રવર્તકનો નાશ કરવા, તથા ધર્મને પ્રવર્તાવવા હું પ્રગટ થાઉ છું આમ શ્રીકૃષ્ણ કહે છે.

હે રાજા ! મારે હવે છેવટ એટલુંજ કહેવાનું છે કે, અધર્મને લીધે માણસ પોતાનું કર્તવ્ય ભુલે છે. એટલે મારે શું કરવાનું છે ને મેં શું કર્યું, તેનું પોતાનેજ ભાન રહેતું નથી; જેથી પોતાને ન કરવાનું કરવા મંડી જાય અને કરવાનું ભૂલી જાય, અને પોતાનું કર્તવ્ય છોડી બીજું જ્યાં કરવા જાય ત્યાં તેમાં તો તેને સમજણ હોય નહિં, એટલે આવડે નહિં અને ખરાબી થાય. એટલે બંને ચુકે અને પછી નાસીપાસ થઇ સત્તાહીન થઇ દુઃખી થાય. આ એક અધર્મ ( અવળે માર્ગે ) જવાનું કેટલું વિચિત્ર પરિણામ આવે છે તે જુઓ. માટે સત્ય માર્ગે પ્રવર્તવા માટે ધર્મરૂપ મહાન સત્તા ધારણ કરી-નેજ રાજાએ ખરા સત્તાવાન ગણાવું.

સત્તાનો ઉપયોગ બીજાના પાલન માટે છે, પણ દબાવવાને માટે નથી એ પણ ધ્યાન રાખવાનું છે. ગરીબની, અનાથની સત્તા રાજાને આધીન છે. અર્થાત્ તેવાનું રક્ષણ અને પોષણ રાજાએજ કરવાનું છે. ગરીબનાં આંસુ લુવાં એ મૂખ્ય કામ છે. માટે સર્વનું રક્ષણ કરી સત્યનું પાલન કરી આંખમાં અમી વરસાવી સતપુરૂષોને સત્કાર કરી ક્ષમા ધૈર્ય અને વિવેકપૂર્વક પોતાનું ધર્મતત્વ સિદ્ધ કરવું. આમ કરવાથી પ્રજા સંતુષ્ટ રહે અને સર્વ દેવ તથા દેવના દેવ ઇશ્વર પણ તારીપર સંતુષ્ટ રહેશે. ઉતથ્ય ઋષિ પાસે આ પવિત્ર સદ્બોધ સાંભળી માંધાતા રાજા ખુશી થયા અને જણાવ્યું કે આપની આજ્ઞા પ્રમાણે સર્વ કરીશ. આમ કહી તેમની રજા લઇ નમન કરી માંધાતા રાજા પોતાને સ્થળે ગયા અને ઋષિની આજ્ઞા પ્રમાણે ધર્માચરણ કરી ઉત્તમપદ પામ્યા.

भवानपित्तथासम्यग् मांधातेवमहीपते.
धर्मकृत्वामहींरक्ष स्वर्गे स्थानमवाप्स्यसि.

હે ધર્મરાજા જેમ માંધાતા રાજાએ ઋષિના કહેવા પ્રમાણે ધર્માચરણ કર્યું તેમ તમો પણ તેવુંજ ધર્માચરણ કરો કે જેથી પરમપદ મેળવશો.

---

## અંતે જાત ઉપર.

ધર્મરાજાએ પૂછ્યું કે દાદા ! ધર્મનું બીજજ જેનામાં ન હોય તેને માટે શું ? તેના જવાબમાં ભીષ્મપિતામહે જણાવ્યું કે, જેના હૃદયમાં ધર્મનું કુદરતી બીજજ નથી તે કોઇ દિવસ ગમે તેટલો સદ્બોધરૂપ જળ સીંચે પણ બીજ વિના વૃક્ષ જેમ થાયજ નહિં; તેમ તે ધર્માત્મા બનેજ નહિ. અને આવી રીતે બીજ વગરનો નીચ અને શૂન્ય હૃદયનો પુરૂષ હોય તેને ઉત્તમપદ આપવાથી તો ઉલટી પાયમાલીજ થાય. કારણ તે પોતે કોઇ દિવસ સુધરે નહિં. અને બીજાને સુધારી શકેજ નહિં.

આને માટે એક માહું દૃષ્ટાંત છે તે એકે આપણે આપણી ઉત્તમતાને લીધે હલકાને બચાવીએ પણ તે બચતાં આપણો ઘાત કરવાજ તૈયાર થાય છે.

शार्दूलविक्रीडितछंद

आरवु पंकनिमग्न पीयरत्तनुं हंसेन दृष्ट्वा तदाः
नीत्वा क्लिन्न हृदं प्रयत्नतरसा गांगांभसिक्षालितः
शीतार्तः पुनरेव पक्षविद्रुतो तत्पक्षमंतर्डोच्यतं॥
दुष्टघानीचजनैः समनमिलनं कुर्वंति विद्वज्जनः ॥ १ ॥

એક ઉંદર કીચડમાં પડી ગયો હતો ને તેમાંથી બહાર નીકળી શકતો ન હતો અને ફૂલી જઇ મરણ સ્થિતિએ પહોચેલ, તેવામાં દયાળુ પક્ષી હંસે તેને તરફડતો અને મરણની તૈયારીની સ્થિતિએ પહોચેલ જોઇ તે પ્રાણી પર તેને દયા આવી અને તેની પાસે જઇ, તપાસ કરતાં છેલા શ્વાસ લેતો હોય તેવો આભાસ થતાં; પવિત્રાત્મા હંસે, વિચાર કર્યો કે હવે છેલી સ્થિતિ છે. બચે કે ન બચે પરંતુ તેને આ કીચડમાંથી કાઢી; પવિત્ર ગંગાજીમાં કીચડવાળો મટાડવાને નિમિત્તે નવરાવીશ તો મરવાથી પણ તે પવિત્ર જળમાં સ્નાનને પરિણામે તેની ઉત્તમ ગતિ થશે. આમ વિચારી; કીચડમાંથી મૃત્યુવશ થયેલ તે ઉંદરને આસ્તેથી લઇ એ જીવના કલ્યાણ શિવાય કશો સ્વાર્થ નથી એવા તે પરમાર્થપરાયણ હંસે, તેને ગંગાજી લઇ જઇ; તેમાં નવરાવી તેનો મેલ ( કીચડ ) ધોયો અને સ્વચ્છ કર્યો; એથી તે ઉંદર જરા સચેત થયો અને ઠંડીને લીધે ધ્રૂજવા લાગ્યો; જેથી હંસ ખુશી થયો કે પ્રભુએ તેને બચાવ્યો, પણ ધ્રૂજે છે માટે તેને મારી પાંખ ઓઢાડું. આમ વિચાર કરી દયાળુ હંસે, તેની ધ્રૂજારી મટાડવા માટે પાંખ, ઓઢાડી. તેની હૂંફ ( ગરમી ) થી ટાઢ ( ઠંડી ) દૂર થઇ અને તે ઉંદર વધારે હુશીયાર થયો. આવી રીતે મરણથી ઉગારી કીચડમાંથી કાઢી અને મહાન શ્રમ ઉઠાવી પવિત્ર ગંગાજીમાં સ્નાન કરાવી જેણે અત્યંત શ્રમ વેઠી પરોપકારજ કેવળ કર્યો અને છેવટ ઠંડીથી રક્ષા કરવા

માટે પોતાની પાંખ ઓઢાડી તે ઉંદરને પાંખમાં રાખી તેનું જીવિતદાન આપી જે હિત કર્યું તેના બદલામાં ઉંદરે એ ઉપકારને બદલે દુષ્ટતાજ કરી; અર્થાત્ તેની પાંખ કાપવા માંડી, એટલે હુંસને તેને છોડી દેવાની ફરજ પડી. જેથી પાછો ઠંડીમાં હેરાન થતો પોતાના દુષ્ટકૃત્ય જે કૃતઘ્નપણું એટલે જે ઉપકાર કરે તેનું પણ બગાડવાનું મહાપાપી કર્તવ્યને પરિણામે આખર નાશજ પામ્યો. આ દૃષ્ટાંતથી વિદ્વાન અને બુદ્ધિશાળી મનુષ્યો દુષ્ટથી દૂરજ રહે છે.

धार्मिकोर्थीनसंप्राप्य राजामात्य प्रबाधितः
च्युतःकाशाचद्राच्च सुखमिच्छन्कथंचरेत्

ધર્મરાજાએ પૂછ્યું કે રાજા પોતે ધર્માત્મા અને ભલો હોય છતાં ઉપર જણાવ્યા પ્રમાણે દુષ્ટ પ્રધાનને આધિન થતાં બેદરકાર રહેવાને પરિણામે તે રાજાની સ્થિતિ પાયમાલ થઇ હોય તો તે બગડયા પછી સુધારવા માટે કયો રસ્તો લેવો ? એ આપને પૂછું છું.

એ પ્રશ્નનો ઉત્તર આપતાં ભીષ્મદાદા બોલ્યા—પૂર્વે કૌશલ દેશના ક્ષેમદર્શી રાજાના પુત્રનું રાજ્ય, લક્ષ્મી, અને સર્વસ્વ મિથિલ દેશના રાજા જનક વિદેહીએ તેને હરાવીને લઇ લીધું. તમને એ વાત સાંભળીને બહુ નવાઇ લાગશે. કારણ જનક વિદેહી રાજા અત્યંત ધર્માત્મા જ્ઞાનનિષ્ટ અને પવિત્ર હતા. તે તો સર્વે કોઇ જાણે છે, છતાં એને પારકું રાજ્ય પડાવી લેવાનો કેમ લોભ થયો ? એ સહજ શંકા થશે. પરંતુ આગળ જતાં તેનો ખુલાસો થશે. એમાં શું હેતુ હતો તે સમજાશે. આ દૃષ્ટાંત બહુ વિવેક અને બોધથી ભરપૂર છે. જનક વિદેહી રાજાએ સર્વસ્વ લઇ લેવાથી નિર્ધન અને દુઃખી થયેલ તે રાજા કાંઇ આશ્રય ન મળવાથી જંગલમાં ગયા. ત્યાં નદીને કિનારે એક પર્ણકુટીમાં ભવ્ય મુર્તી પવિત્રાત્મા એક ઋષીનાં દર્શન થયાં તેની પાસે જઇ રાજા ચરણમાં પડયો, આંખમાં આંસુ આવ્યાં, ઋષિએ આશ્વાસન આપ્યું અને ધીરજ આપી પૂછયું. રાજા ! ગભરાઓ છો શા માટે ! શું કલેશ છે ? જણાવો. પ્રભુ સારૂં કરશે.

તેના જવાબમાં રાજાએ જણાવ્યું કે હું રાજા છતાં આ વખતે દરિદ્રી બન્યો છું. મારૂં તમામ ધન, રાજ્ય, અને સર્વ સુખ જનક વિદેહી રાજાએ લઇ લીધું. અને તેને લીધે હું અતિ દુઃખી છું. જેથી સુખનો માર્ગ પૂછવાને આવ્યો છું. જેમાં કોઇ પાસે દીનતા કરવી ન પડે, કોઈનું નુકશાન ન થાય અને હલકાં આચરણ કર્યા શિવાય સુખનો માર્ગ પ્રાપ્ત થાય. અને રાજ્ય તથા લક્ષ્મી મળે તેવો ઉપાય આપ બતાવો. હું તે પૂછવા માટે આપને શરણે આવ્યો છું. હે ધર્મને જાણનાર ઋષિવર્ય ! હું મારા રાજ્ય અને નાશ પામેલ સમૃદ્ધિનો શોક કરૂં છું અને તેમા કોઇ ક્રૂર કે દુષ્ટ પુરૂષ કે નિર્દય પુરૂષે, મારૂં સર્વ હરી લીધું હત, તો એમ જાણત કે તેના દુષ્ટ સ્વભાવને લીધે તેણે મારી ખુવારી કરી. પરંતુ આતો મારી ખુવારી કરનાર, સર્વે દુનિયાની દૃષ્ટિએ મહાન ધર્માત્મા છે, તૃષ્ણા વગરનો છે; કોઇનું બગાડે નહિ તેવો છે અને કોઇનું ભલું કરીને રાજી થાય તેવો જનક વિદેહી રાજા છે. તેણે જ મારી જીંદગી ધુળ કરી. મને પાયમાલ કર્યો એજ આશ્ચર્ય છે ! આ મારા સંતાપને તમે મટાડશો તો જ મટશે અને તમે સુખનો રસ્તો બતાવશો તોજ હું તે ગયેલ સુખ મેળવી શકીશ.

જે ઋષિની પાસે આ રાજા ગયેલ છે. તે ઋષિનું નામ, કાલક-વૃક્ષીય મુનિ હતું. તે મુનિ બોલ્યા, આમાં તને હૃદયમા શૂળરૂપ તો એકજ અક્ષર છે. જેમકે શૂળની એક ઝીણી અણીજ હૃદયમાં ખૂંચે એટલે હૃદય વીંધાઇ જાય તેમ મનુષ્યને અંહકારને લીધે તેના અંતરમાં " હુ " નામની શૂળરૂપ તિક્ષ્ણ અણી ઉંડી ખૂચી જાય છે કે જે કોઇ રીતે બહાર નીકળતી નથી અને અંદર અત્યંત ગભરાટ મચાવ્યા કરે છે. એ અણી કાઢવાને માટે બહુજ બુદ્ધિ કુશળ વૈદ્ય જોઇએ છીએ. જે વસ્તુને, રાજ્યને, લક્ષ્મીને, સ્ત્રીને, ધનને અને પુત્ર વગેરેને " મારૂં " અર્થાત્ મારા હતાં ને મેં ખોયા, કોઇએ પડાવી લીધાં, મૃત્યુ પામ્યા એમ સમજીને રોવા

બેસે છે. તે પહેલાં તારાં હોવાની ખાત્રી માટે કાંઇક પૂરાવો જોઇએ તો તું જરા બતાવ પછી હું તારી જે વસ્તુ છે તે તમામ અપાવું.

મુખ્ય તો એજ છે કે જો પોતાનીજ વસ્તુ હોય તે પોતાથી અલગ થતીજ નથી. એ દૈવી ન્યાય છે. તું તો દ્રવ્યાદિક રાજ્ય વિગેરેની વાત કરે છે; પરંતુ હું તો આંખ, હાથ, પગ વગેરે ઇંદ્રિયોયુકત આ શરીર કે જેને તું મારૂં શરિર કહીને જણાવે છે તે પણ જો તારૂં હોય તો તારા પિતા વગેરેનાંજ દૃષ્ટાંતોથી જો કે શરીરમાંથી હું અને મારૂં એ અભિમાની જીવ છૂટો થઇ શરીરને પૃથ્વીપર રાખી કેમ ચાલ્યો ગયો ? ( મરણ પામ્યા ? ) જે વસ્તુ નજરે દેખાય છે, તે તમામમાં રૂપાંતર ( ફેરફાર ) થાય છે. એટલે આપણે તેને, નાશવંત છે તેમ માનીએ છીએ, પરંતુ તેમ નથી. માત્ર અમુક સમયે તેના રૂપનો ફેરફાર થાય છે જેમકે જીવ ગયા પછી શરીરને બાળે છે. એટલે એ શરીરનું રૂપાંતર રાખ અર્થાત્ પૃથ્વીનું તત્વજ તેનું ઉત્પાદક હતું માટે એ દેહ રાખરૂપે પૃથ્વીમય બન્યો. એટલે કે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલ અન્નાદિક-થીજ માતાના ઉદરમાંથી જન્મ અને તેનુંજ પોષણ પામી બાળકને યુવાન, વૃદ્ધત્વ વગેરે પ્રાપ્ત થયું અને આખર તેજ વસ્તુમાં સમાવેશ થયો. એટલે જેનો દેહ હતો તેમાં લીન થયો. એટલે એ રાખ થઇ. વગેરે નજરે દેખાય છે. કારણ પૃથ્વી તત્વ દેખી શકાય માટે તેમાંથી થયેલ દેહની રાખ વગેરે નજરે દેખાય છે તે શિવાય શરીરમાં જળ-તત્વ; તેજતત્વ, આકાશ ને વાયું એ તત્વો પૈકી જલતત્વ અગ્નિથી બળી અદ્રશ્ય થયું. અને તેજ આકાશ ને વાયુનો આકાર નથી જેથી તે શરીરમાંથી કેમ છુટાં થયાં તે નજરે ન જોવાયું. તેમજ એ સર્વ તત્વોથી અલગ જીવ જે ગયો તે પણ દેખાયો નહિં.

પરંતુ જે નથી દેખાતાં એવાં તત્વો અને જીવ અનેક રીતે એ છે અને ગયો એ બેનું અંગચેષ્ટાથી ભાન કરાવે છે. અર્થાત્ જીવની હાજરીમાં હાથ, પગ, આંખ વગેરે તમામ ઇન્દ્રીઓ ચાલવું,

કામ કરવું, જોવું, ખાવું વગેરે કામ કરે છે. અને તેની ગેરહાજરીમાં તમામ જડ બને છે અને જીવ ગયા પછી બે દિવસ થાય તો છેવટ શરીર કોહી જાય છે. સડે છે. જીવને લીધે પચાસ વર્ષ, સો વર્ષ સુધી ટકી રહેલ શરીર એ જીવ ગયા પછી ચોવીસ કલાક પણ ટકી શકતું નથી. એ કેટલું આશ્ચર્ય છે? જેનાથી એનો ટકાવ છે એ વસ્તુ "જીવ" જાય છે એ દૃષ્ટિથી તો ખબર પડતી જ નથી ત્યારે એક અદૃષ્ય વસ્તુ કેટલું કામ કરી રહેલ છે? એ વિચારો અને સમજો એજ આપણને શ્રીપુરૂષોત્તમ પ્રભુનું ભાન કરાવે છે. જેમ જીવ દેખાતો નથી. છતાં આખા દેહના તમામ અવયવોને ચલાવી અને પ્રેરી રહ્યો છે. તેવીજ રીતે જગતનો નાથ ઇશ્વર આ વિરાટ દેહરૂપ આખા જગતને દોરી રહ્યો છે. તો તારે તે પ્રભુની સાથે સરખાઈ કરવાની છે અને રાજ્ય, પુત્ર, લક્ષ્મી અને શરીરાદિકને બદલે એ ઇશ્વરને મારૂં. "મારો" એ શબ્દ વાપરવાનો છે. તેં તેમ નથી કર્યું માટે જે તારૂં નહતું તે ગયું.

તમોને દેખાતી વસ્તુ અને નથી દેખાતી એવી બે વસ્તુનું મુખ્ય સ્વરૂપ પ્રથમ કહું છું. જેમકે પૃથ્વી, જળ, તેજ, આકાશ અને વાયું તેમાં પૃથ્વી અને જળ દેખાય છે. તથા તેજ, આકાશ અને વાયું એ દેખાતાં નથી. છતાં અજવાળાથી, ખાલી જગ્યાથી, અને પવનની લહરીથી એક વસ્તુ ચલાયમાન થતાં પવન વગેરે પવન આવ્યો એ વિગેરે ભાન થાય છે, પણ તેનો આકાર-કેવો છે એ તપાસતાં પત્તો નહિં લાગે, કાંઇક વસ્તુ છે એમ ભાન માત્ર થાય છે. આમ દેખાતી અને ન દેખાતી વસ્તુમાં પણ આપણા શરીરમાંની વસ્તુઓ અને શરીર શિવાયની એવા બે પ્રકારમાં દૈવી કૃત્યથી (અકસ્માત્) કારણને અંગે આપણી બહુજ પ્રિય વસ્તુ હોય તેવાં સ્ત્રી, પુત્ર, વગેરેનું રૂપાંતર (મૃત્યુ) થાય છે. તેને જેમ રોકી શકાતું નથી તેમ સ્થૂલ વસ્તુ ધન અને લક્ષ્મી, રાજ્ય વગેરે પણ દૈવ યોગેજ ચાલી જાય છે અને દૈવ યોગેજ આવે

તેને માટે જે માત્ર નિમિત્તરૂપ બનેલ હોય અર્થાત્

અમુક લઇ ગયો એમ આપણને લાગે તેથી તેને તો વૃથા આરોપજ આપીએ છીએ અને મેળવવા માટે અમુકે મેળવ્યું એમ તેને મેળવનાર ગણીએ છીએ પણ લઇ જનાર અને મેળવનાર બન્ને ખરી રીતે નિમિત્તરૂપજ છે. પરંતુ એ તમામ દૈવી સંયોગ પરજ આધાર રાખે છે; અર્થાત્ આ સર્વ તરફ દૃષ્ટિ કરતાં એમજ સિદ્ધ થાય છે કે જેમ દેહના અવયવો આપણા નથી, પુત્રાદિક આપણાં નથી, તેમ વૈભવો અને વસ્તુઓ આપણા નથી. માટેજ જાય છે. માત્ર આપણી પાસે જેની સ્થિતિ હોય તે સ્થિતિ પર્યંત "આપણી" એમ માની લઇએ છીએ. એક વસ્તુ કે જે ચાલી જાય છે અને જડ છે તેને જેમ આપણી પાસે હોવાથી આપણી માની લઇએ છીએ, તેવીજ રીતે જે ચૈતન્ય, પરમપ્રકાશમાન, કોટી સૂર્ય સરખી કાંતિવાન પરમપુરૂષ પુરૂષોત્તમ તો મહાય આનંદ આપે. જે પ્રભુ પણ વસ્તુની માફક આપણી પાસેજ હૃદયમાં પ્રકાશરૂપે છે; તેને "આપણા" એમ જો માની લેવાય તો એ ચાલી જવાના સ્વભાવવાળી વસ્તુ ગયાથી તને જરા પણ ખેદ નહિ થાય. બેશક તારા પક્ષમાં મારે એક કહેવાનું છે કે, એ ચાલી જનારી વસ્તુ ધનાદિક વ્યવહારમાં સાધન છે. અને શરીર હોય ત્યા સુધી તેને પોષણની તો જરૂર હોયજ ત્યારે પોષણ માટે તે વસ્તુની પણ બેશક અત્યંત જરૂર છે. હું તે તારી વાતને પહેલી માન્ય કરૂં છું કે, રાજાના દેહથી કાર્યાંતર એટલે રાજાના દેહના પોષણ માટે તે રાજા મજુરી કરવા ન જઇ શકે એ પણ ખરૂં છે તો તે માટે એટલોજ જવાબ કે નાશ પામેલ કે ચાલી ગયેલ વસ્તુનો ખેદ ન કરવો. ઇશ્વર જે આપણા ખરા સહાયક છે તેને પોતાનો ગણવો એમ જે તને કહ્યું તે પરથીજ જણાવવાનું કે તેને પરિણામે તારામાં ખોટી વસ્તુનો મોહ જતાં અને ખરી વસ્તુનું ભાન થતા તારા શરિરનું પોષણ, જેવી તારી યોગ્યતા છે તેવાજ રૂપમાં તને બેશક મળશે. તારે તો મારૂં હતું ને ગયું એવો કલેશજ કાઢવાનો છે અથાત્ મારૂં કશું હતું નહીં અને કશું ગયું નથી એમ માત્ર હૃદયમાં ધારણ કરવાનું છે. પછી એમ ભાન

થતાં તારા હૃદયમાં સત્ય વસ્તુ પ્રકાશશેજ, અને એ મહાન પ્રભુનો પ્રકાશ થતાં અને સત્ય માર્ગે વર્તન ઉદ્યોગ અને પ્રયાસ કરતાં સર્વ વસ્તુ મળશેજ. પ્રભુનો પ્રકાશ કોઇ નજરે જોઇ શકતું નથી પણ આપણું વર્તન આપણનેજ પ્રથમ ભાન કરાવે છે. એટલે કે કુદરતેજ આપણું પવિત્ર વસ્તુ તરફ મન પ્રેરાય. અને જરા પણ અન્ય અધર્મને રસ્તે દોરવાને માટે કોઇ ગમે તેવો પ્રયાસ કરે છતાં દોરાઇએ નહિં. વૃત્તિજ તે તરફ ન થાય ત્યારે સમજવું કે શરિરમાં પ્રભુનો પ્રકાશ થયો છે. અને સત્યનો ઉદય થયો છે. આવી અત્યંત પવિત્ર વૃત્તિ થતાં આપણું મન સંત સેવા, જગત સેવા, અને પવિત્ર કામ કરવા પ્રેરાશે અને તેવી પ્રેરણા થતાં જગતનાં લોકો દાસ બનશે. જ્યારે જગનાં લોકો દાસ બને ત્યારે પછી શું બાકી રહ્યું ? ભોજન. દ્રવ્ય અને તમામ સમૃદ્ધિને આપણે નહિ ઇચ્છીએ તોપણ પરાણે આવશે. જેથી આપણા એકજ શરિરનું તો શું ? પણ આપણે તેવા વર્તનને અંગે હજારો શરિરના પોષક બનશું. માટે સત્ય સ્વરૂપ શ્રી પ્રભુમય બની પવિત્ર વર્તન રાખતાં સારી વસ્તુ અને સત્યરૂપ પવિત્ર ધર્મ સાચવી ઉદ્યોગપરાયણ થતાં ઇશ્વરે આપણને જે સ્થિતિ દેહ સાધન માટે આપેલ છે તેજ સ્થિતિ મળ્યા વગર રહેતી નથી.

અર્થાત્ આ સર્વમાંથી સાર એ કે તમારૂં રાજ્ય જતાં તમારી વ્યવહાર સ્થિતિ જે આવી બની તેમાં દોષ, રાજ્ય લેનાર જનક વિદેહી રાજાનો નથી; પણ મમતા અને મોહમય તમારો સ્વભાવજ છે, એક વસ્તુ આપણી પાસેથી ખસી જાય તે માટે વિવેક બુદ્ધિથી આપણે વિચાર કરવાનો છે, કે તે શા કારણથી ખશી ?

આમાં બે કારણો છે તે એ કે એક આપણી ભુલથી વસ્તુ ખસે છે અને બીજી રીતે આપણી ભુલ ન હોય તો દૈવી કારણથી (અકસ્માતથી, અગ્નિ કે જળથી બળી જાય કે તણાઇ જાય વિગેરેથી) વસ્તુ ( સમૃદ્ધિ ) ખસે છે. આ બન્ને કારણમાં મારે તો એકજ તારે માટે તો જવાબ આપવાનો છે. એટલે મૂર્ખ કે અપવિત્ર માણસની ભૂલથી જે સમૃદ્ધિ ચાલી જાય. તે તો તેનું ખરાબ ફળજ

ભોગવે; પરંતુ તારા જેવા ડાહ્યા છતાં અકસ્માત્ કોઇ કારણસર અવિવેકી બની જ્યારે ભુલ ખાઇ મમતા અને મોહરૂપ અવિવેક વાપરે અને તેને લીધે જો કે તે ભૂલને પરિણામે સમૃદ્ધિ નાશ પામે છતાં તેમાં પણ કાંઇ દૈવી શુભ હેતુજ હોવો જોઇએ. માટે તારી સમૃદ્ધિ રાજ્ય જે જનક વિદેહી જેવા પવિત્ર ધર્માત્મા અને મોહ વગરના પુરૂષે લઇ લીધેલ છે તો તેમાં ઘણો સારો શુભ હેતુ હશે કે જે તારા ખ્યાલમાંજ નથી.

માટે તને પ્રથમ તો મારે એજ કહેવાનું કે મારૂં હતું તે જતું રહ્યું. મારાં ભાગ્ય ફુટયાં, એમ કહી અમુક માણસે મારૂં બગાડયું. લુટયું. ખુવાર કર્યો વગેરે નબળા વિચારો કરી કોઇને દોષ ન આપવો. તેમ ભાગ્યનો દોષ પણ ન ગણવો. જે તેમ કરે છે તે ક્ષુદ્ર અને અતિ નબળા મનનો, કે બાયલો છે તેમ સમજવું. તેમ કેટલાક એવા હલકા વિચારના પણ થઇને હલકા વિચારો કરે છે કે અમુક માણસ નીચ છે, દુષ્ટ છે છતાં તેને ખુબ ધન ને સંતાન ને સુખ છે ને મને કશું નથી, અને અમો ધર્મ પાળીએ છીએ, નીતિને રસ્તે ચાલીએ છીએ, પ્રભુ સેવા કરીએ છીએ; છતાં અમારી પાયમાલી થઇ ? આવા વિચારો પણ કેવળ મુર્ખતા ભરેલાજ છે.

આપણા વિચારો પવિત્ર હોય છતાં દૈવી આપત્તિથી ( અગ્નિ જળ વિગેરેથી ) જે સર્વ નાશ પામે તેમાં અગર આપણી કોઇ કારણસર ભૂલ થતાં દ્રવ્ય નાશ પામે ત્યારે તારા જેવા પવિત્ર મનવાળાએ એમ વિચારવાનું છે કે શરિરમાં અમુક જાતનો ન મટી શકે તેવો રોગ કોઇ રીતે જ્યારે નીકળે નહિં ત્યારે તે રોગને કાઢવાની ખાતર વિદ્વાન વૈદ્ય જુલાબ આપી અને નસોમાંથી ખરાબ લોહીને પણ કાડી નાખી એક વખત શરિરને તદન દુર્બલ કરી નાખશે, પછી જ્યારે શરીરમાંથી તે રોગ ગયા બાદ શકિતના ઉપચારો કરી નવું લોહી અને સર્વ નવું દાખલ કરશે. તેમ તમારા અંતરમાંથી રજ અને તમ રૂપ રોગ કાઢવા માટેજ અને અહંકાર

અને મમતા કાઢવા માટે, તમારી સમૃદ્ધિ લઈ લેવા રૂપ દૈવ સંકેતથી જનક રાજા નિમિત્ત બન્યા અને સમૃદ્ધી ગઇ. હવે તેને પરિણામે જે ભૂલ રૂપ, અહંકાર ને મમતારૂપ રોગ હતો તે તમારો ગયો. એટલે તમને નવી પોષ્ટિક ઔષધીરૂપ નવી સમૃદ્ધિ તેજ જગનિયંતારૂપ વૈદ્ય તેનેજ શરણે જતાં આપશે અને તમો જેવા હતા તેથી સવાયા થશોજ. માટે પરિતાપને છોડી પવિત્ર બનો. તમને હવે સમજાયું હશે કે તમારી લક્ષ્મી ચાલી ગઇ એ તમારા બુરા માટે નહિં પણ તમારા ભલા માટેજ. એટલે કે તમારી આંખ ઉઘડી, સત્યનુ ભાન તમને થયું; જેથી ભકત બનશો ને ધર્મવાન બનશો તેથી પરલોક તમારો સુધરશે અને આ લોકમા સમૃદ્ધિ તો પાછી આગળ જણાવેલ ઉપાય યોજવાથી મળશેજ. માટે સમૃદ્ધિની ખાતર મારૂં જીવતર છે એ વિચારને બદલે પ્રભુ સેવાની ખાતર મારૂં જીવતર છે અને સમૃદ્ધિ તો પ્રભુ સેવાને ઉપયોગી મારા શરીરના પોષણનું માત્ર સાધન છે. એટલીજ ભાવના રાખશો તો સંતાપ મટશે.

अथचेत्पौरूषंकिंचित्क्षत्रियात्मनि पश्यति
ब्रवामितांतुतेनीतिंराज्यस्य प्रतिपत्तये ॥ १ ॥

તે ઋષિ બોલ્યા—જો તારે તારૂ રાજ્ય મેળવવા માટે કાંઇ પુરૂષાર્થ કરવા તારામા સત્તા હોય તો હુ તને રાજ્ય પ્રાપ્તી માટે રાજનિતિનો ઉપાય બતાવું રાજાએ કહ્યુ મને નિતિ બતાવો મારામાં સત્તા છે પરંતુ એકલી સત્તા કામની નથી પણ સાથે બુદ્ધિબળ જોઇએ છીએ " यस्य बुद्धिर्बल तस्य "

જે પોતે શરીરે ઓછો બળવાન હોય પણ બુદ્ધિરૂપ બળજેનામા હોય તે મહાન બળવાન સમજવો. તો એ બુદ્ધિબળ મારૂ દુ ખને લીધે ચાલ્યુ ગયુ છે. અને આપ તો દૈવી સત્તાવાન છો એટલે આપમા અમારા કરતા અક્કલ ( બુદ્ધિ ) વિશેષ હોયજ માટે કહો

ઋષિએ[1] કહ્યું—જો તારે તારું રાજ્ય અને પરમ સુખ મેળવવું હોય તો રાજાઓએ, પોતાનો હેતુ સાધવા માટે, કેટલીક યુક્તિ સાથે જેની પાસેથી કામ લેવું હોય તેની પાસેજ રહી; 'હું તમારોજ છું' એમ ઉપરનો દેખાવ કરી, તેને વિશ્વાસમાં રાખી કામ સાધવાનું છે. માટે દંભ ક્રોધ અને ભયને છોડી તારે શત્રુની પાસે જવું અને તેને નમવું અને તેને આધીન સંપૂર્ણ રીતે રહેવું. તે કહે તેમ કરવું. આમ કરવાથી તે શત્રુ તારી લાગણી જોઇ તને મિત્ર ગણી પાસે રાખશે અને તર્તજ પ્રથમ તારા પોષણ માટે સારી સગવડ કરી આપશે અને તારી બુદ્ધિ અને યુક્તિપ્રયુક્તિથી અનેક રીતે તેનો તું, વિશ્વાસપાત્ર બનીશ. અને તેનો લાભકર્તા અને ન્યાયપૂર્વક કાર્યકર્તા થઇશ. એટલે તેજ રાજા તારી પ્રતિષ્ઠા સારી વધારશે અને તું તેના પ્રધાનમંડળમાં અને સર્વ સેવકોમાં રાજાના માનને લીધે માનીતો થઇશ. જેથી સર્વ નોકરો અને પ્રજા, તારી ખુશામત કરશે, જેથી તે તમામને પણ તારા સદ્ગુણથી ને રાજાને વશ કરેલ હોવાથી તેની પાસે તેઓનાં કામ કરી આપવાથી તેને તું વશ કરી શકીશ. આસ્તે આસ્તે સર્વ વશ થયા પછી રાજાને તારે દ્રવ્યમાં અને સ્ત્રીઓમાં અને ખાવા પીવાના પદાર્થોમાં મોહ ઉત્પન્ન કરાવી તેને વશ કરવો. જેથી તે રાજા લોભી, કામી અને વ્યસની થશે એટલે તેની બુદ્ધિ મંદ થશે. પછી તે મંદબુદ્ધિ થતા તે નિર્બળ થશે તે સાથે તેના ખજાનાને પણ નિર્બળ ( ખાલી ) કરવાની જરૂર છે તો તેને માટે પણ તારે યુક્તિપ્રયુક્તિ વાપરી, દ્રવ્ય ખુટે તેમ કરવું. જેમાં મોટું ખર્ચ થાય એવા મહેલો, બગીચાઓ અલંકારો વગેરે જે પ્રિય લાગે અને રાજાને ખર્ચવા માટે શોભ વધે તેવા કામમાં પ્રથમ ખુબ ખર્ચ કરાવવું. અને પછી બ્રાહ્મણોની પ્રસંશા કરીને દાન પણ અપાવવું કે જેથી તે બ્રાહ્મણો દેશદેશાવરમાં તારી પ્રસંશા કરે અને તે સાથે મોટા યજ્ઞો પણ કરાવવા કે જેથી દ્રવ્ય, સારી રીતે

---

૧ આ પ્રસંગથી ઋષી રાજાની પરિક્ષા લે છે કે મારા બોધથી મોહ ગયો કે કેમ ? અને તે પરિક્ષા માટે કપટ દંભની યુક્તિ બનાવે છે.

વપરાય અને લોકો સારૂ કહે અને દેવો પણ પ્રસન્ન થાય છેવટ વિશ્વજીત યજ્ઞ કે જેમા તમામ દ્રવ્ય દાગીના વૈભવ અને પહેરેલા વસ્ત્ર શિવાય તમામ વસ્તુઓ બ્રાહ્મણોને સત્પાત્રોને આપી દેવાનીજ હોય છે, ઘરમા કાંઇ રખાતુજ નથી તે યજ્ઞ કરાવી તદન ખાલી તારા શત્રુને કર

જ્યારે દ્રવ્યહીન મનુષ્ય થાય છે ત્યારે શરીરથી નિર્બળ થયેલ હોય તેના કરતા પણ વધારે નિર્બળ " ક્ષીણ " થાય છે એટલે તદ્દન પરાધીન થાય છે જ્યારે આમ એક બાજુ શત્રુને પરાધીન કરવો અને બીજી બાજુ તેના કારભારી ને નોકરવર્ગને આપણે યુકિતથી દ્રવ્ય અપાવી કામ કરી આપી તાબે જ કરેલા હોય એટલે તે સૌ આપણાજ પક્ષમા રહેલ એટલે ક્ષીણ થયેલ શત્રુને જીતતા જરા પણ વાર ન લાગે આ યુકિતમા લડાઇ કરવી પડતી નથી જેથી હિંસા થતી નથી અને રાજ્ય જલદી તાબે થાય છે

પછી એ પરાધીન થયો ત્યારે હવે મારે શુ કરવુ એમ કહી આપણીજ સલાહ લેવા માડે ત્યારે 'હવે ભજન કરો, કા ઘરમા બેસી રહો, કા વનમા જાઓ, હુ તમારા વતી બધુ કરીશ ' આમ કહેવાથી સહજે સર્વ સોપવાની ગરજ પડશે ને તનેજ સોપશે બીજાઓ તો તાબે થયા છે માટે તારૂજ રાજ્ય થયુ શત્રુ તાબે થયો. આમ કરવાથી અપકીર્તિ થતી નથી અને સર્વ તાબે બને છે અને રાજ્ય મળે છે માટે આવો દભ ( આડબર ) રાખી તારે કામ કરવાનુ છે

॥ एतेन्नान्येच बहवाडंभयोगा सुचिंतिता
दाक्यानिह्रसताकर्तुं पुरुषेणकृतात्मना ॥ १ ॥

આ જે યુકિત બતાવી તેવા અનેક દભ ( ખોટા આડબર ) ના ઉપાયો છે તો તે નહુનપલ વાપરી તાબેદારો સ્વીકારીને કરવાના છે માટે તને યોગ્ય લાગે તો કર ઋષિવર્યના તે વચનો સાભળીને રાજાએ તેને વિવેકપૂર્વક જણાવ્યુ કે આપ પવિત્રાત્મા છો અને

તેને માટે જે કહો તે યોગ્યજ હોય, એમ એક વખત માની લઉં છું અને આપશ્રીએ જે રસ્તો બતાવ્યો તે બેશક મ્હોટો અને શક્ય છે; પરંતુ તે આસુરી ઉપાય છે. જેમાં અન્યાય સાથે અધર્મનું મીશ્ર છે.

न निकृत्या नदंभेन ब्रह्मन्निच्छामिजीवितुम्
ना धर्मयुक्ता निच्छेय मर्थान सुमहो प्यगम् ॥ १ ॥

જેમાં ગુપ્ત રીતે અંદર કપટ હોય એ દંભવાળાં ધર્મનાં કાર્યો પણ અધર્મમયજ ગણાય. જેથી હે ગુરૂ ! હું તેવા કામને અંગે ભલે ઘણો લાભ થતો હોય તો પણ તે લાભ અપવિત્ર હોવાથી લેવાની ઇચ્છા નથી રાખતો, જેમાં કોઇને ઠગવાનું ન હોય, સર્વનું હિત સચવાય અને મને રાજ્ય અને સુખ મળે એ રસ્તોજ મારે લેવાની ઇચ્છા છે. ન્યાયમય જીવતરને હું જીવન ગણું છું અને અન્યાયથી ગમે તેવું સુખી જીવન હોય તો પણ તે અપવિત્ર જીવન મૃત્યુરૂપજ છે. એટલે કે જગતમાં જેને માટે સારૂં કહેવાય એમ વર્તન કરી પોતે પવિત્રપણે વર્તી જીવન ગાળે તેજ જીવે છે અને જેને માટે જગતમાં પોતાનાં હલકા કૃત્યથી નિંદા થાય છે તે જીવતા છતાં મરણ પામેલજ છે એમ હું જાણું છું. (આબરૂ ગઇ તે મરી ગયો) તો આપ તે પવિત્ર રસ્તે મને જે લાભ થાય તે બતાવો એ મારી વિનંતિ છે. રાજાનું વચન સાંભળી ઋષિએ જણાવ્યું કે ભાઇ તારી પરિક્ષા થઇ ચૂકી. મેં તને જે આવો રસ્તો બતાવ્યો તે તારી પરિક્ષા લીધી છે. તે એ કે જે દુઃખી હોય છે દીન બનેલો હોય છે તે હમેશાં પોતાની કફોડી સ્થિતિમાં નિરૂપાયે કાંઇ રસ્તો ન સૂઝતાં પોતે સારો હોય છતાં તેને આમ કરવાની ફરજ પડે છે. રાજાએ કહ્યું ગુરૂવર્ય ! આપ યોગ્ય કહો છો, પરંતુ

कूटोलूकनख प्रपात विगलत्पक्षा अपिस्वाश्रयम्
येनोज्झति पुरीपरूप वपुष स्तेकश्चिदन्येद्विजा
ये तु स्वग तरिगिरिकिसलयन्तोयेन सवर्धिता.
तोयगांग मवित्यजति कलुशं ते राजहंसावयम्

ક્રોધિલા ધ્વડના નખના પ્રહારથી પાંખો પણ જેની કપાયેલ છે. અને તેજ કારણથી પોતાનો આશ્રય પણ જે છોડીદે છે તે વિષ્ટા ખાઇને પુષ્ટ બનેલા પક્ષીઓ (કાગડા) અમે નથી. અમો તો સ્વર્ગમાં વસનારી અને પ્રભુ ચરણરજથી પવિત્ર થયેલી તેમજ નિર્મલ જળવાળી ગંગાજીમાં પણ મલિનતા (મેલું પાણી) જોઇએ તો તેનો પણ ત્યાગ કરીએ એવા રાજહંસ છીએ. અથાત્ ગુરૂવર્ય! આપનિર્મલ ગંગાના જળ જેવા પવિત્ર જ્ઞાનરૂપ જળથી પરિપૂર્ણ છો છતાં એ પવિત્ર જળમાં પણ આ દંભયુકત રાજ્યનીતિ વાપરવાના બોધ રૂપ આપશ્રીની મલિનતાથી ભરેલી વાણી ભલે ગંગાજળ જેવા પવિત્ર ધર્મકાર્ય સાથે યુકત હોય તો પણ તે રાજહંસરૂપ મને ગમતી નથી.

ઋષિએ જણાવ્યું હું તારી પર ઘણો પ્રસન્ન છું અને તેથી હવે હું તને તમામ રહસ્ય સમજાય, એમ જણાવું છું. તારો શત્રુ વિદેહ રાજા છે. તેજ તું વિચારી જો કે તું ભાગ્યવાન છે. અર્થાત્ જગતની દ્રષ્ટિએ અને તારી માયામય દ્રષ્ટથીજ એ તારો શત્રુ તને ભાસે છે. કારણ બાહ્યદ્રષ્ટિથી તેણે તારૂં સર્વસ્વ લીધું છે. પણ તે સર્વસ્વ લઇ તને સર્વસ્વ તેણે આપેલ છે. તું નિર્ધન હતો તને તેણે ધનવાન બનાવેલ છે. હવે તે ધન સમજવા માટે હું તને સમજણ પાડું તેના કરતાં તે રાજા જનક વિદેહીજ તને વધારે સમજણ પાડશે. તે મારે ત્યાં આવનાર છે, જેમ તું સજ્જન છો, તેમ તે રાજાતો મહાન સજ્જન ધર્માત્મા અને આત્મતત્વને જાણનાર અનેક સત્કર્મો કરનાર અને બ્રહ્મ મયજ છે. હું તેને બોલાવું છું, આમ કહી તે ઋષિએ જનક રાજાને બોલાવવાને પોતાના શિષ્યને મોકલ્યો. જેથી તર્તજ જનકરાજા આવ્યા અને ઋષિને પ્રણામ કરી પૂજન કરી તેની પાસે બેઠા. પાસે બેઠેલા રાજાને જોઇ તેની આગતા-સ્વાગતા કરી અને પોતાના શુદ્ધ ભાવથી આ શત્રુ છે. એને બદલે પરમમિત્ર છે એવુંજ વર્તન કર્યું. અને શરૂઆતમાં તે વિવેકથીજ રાજાને સંતોષ આપ્યો. પછી મુનીએ કહ્યું આ પુરૂષને તમે સારી રીતે જાણો છો.

મેં એની સર્વ રીતે તપાસ કરી છે, તેમાં જણાયું છે કે તેનું અંતઃકરણ ચંદ્રમા સમાન અતિ નિર્મળ છે, રાજકુળમાં તેનો જન્મ છે, જેથી એ વિદેહ રાજા ? જેવો તમે મારીપર વિશ્વાસ કરો છો તેવોજ તેની પર વિશ્વાસ કરવો, એણે પવિત્ર માર્ગ સ્વીકાર્યો છે, નિષ્કપટ બનેલ છે. માટે આ ધર્માત્માજ છે એમ સમજી તમારે એને તમારી સમાન જ ગણવાનો છે. હમેંશા જય અને પરાજય બેય સમાન છે તેમાં એની કાંઇ ભૂલથી એનો પરાજય થયો અને તમારો જય થયો પણ તેથી જે તેની ભૂલ હતી તે તેમની તેમ રહેલ છે તેમ ન સમજવું. મનુષ્યની એક વખત ભૂલ થયા પછી જે એની માઠી દશા થાય છે ત્યાર પછી તેને ખ્યાલ આવે છે અને પછી તેની ભૂલ. સુધારે છે. તેમજ આ રાજાનું બનેલ છે તેણે હવે ભૂલ. સુધારી છે જેથી દુષિત મટેલ છે. નિર્મળ થયેલ છે. માટે તે ઉત્તમ પવિત્ર પદ ( રાજ્યાસન ) ને યોગ્ય બનેલ છે. જેમ એક પવિત્ર સાથે ભોજન કરવા માટે તેવી પવિત્રતા ધરાવતો હોય તેજ બેસી શકે તેવી રીતે આપની પવિત્રતા પ્રમાણેજ તેની પવિત્રતા હવે તેમાં છે જેથી તમારી સાથે ભોજન ( ज्ञानामृतं भोजनम्–ज्ञान રૂપ ભોજન ) કરવાને તે લાયક છે. જ્ઞાન, ધર્મ, નીતિ પવિત્રતા અને સત્યતા એ સર્વેમાં તમારી સમાન હોવાથી તમારી સાથેજ બેસવાને અને તમારી પ્રમાણે દૈવી અને વ્યવહારી આનંદ લેવાને તે લાયક છે.

જનક વિદેહી બોલ્યાઃ—હે ગુરૂવર્ય ! આપશ્રીનું વચન હું માથે ચડાવું છું. અને જેને માટે આપશ્રીએ પ્રમાણ આપ્યું તે અંતર દૃષ્ટિથી પણ તપાસ કરીનેજ આપ્યું હોય અને બહાર દૃષ્ટિ તો સહુ કોઇ કરી શકે એટલે હવે મારે પણ તે રાજા વંદનીય છે. ધર્માત્મા પુરૂષનો હું દાસ છું, અને તેને હું સર્વસ્વ આપું છું અને અધર્મપરાયણનો હું પરાજય કરૂં છું. આમ કહી પછી જનક વિદેહ રાજાએ તે કોશલ રાજાને જણાવ્યું કે, મેં તમારૂં રાજ્ય હરી લીધું તેથી તમે મને શત્રુ ગણ્યો હશે પણ ખરૂં જોતાં હું તમારો શત્રુ નહતો.

આને માટે અલર્ક રાજા કે જે ગુરૂ દત્તાત્રયના મુખ્ય સેવક હતા તેની તમને ખબર હશે, તેની કથાપરથી તમારૂં રાજ્ય હરી લીધું, તે શા કારણથી તે સમજણ પડશે. કોશલ રાજાએ પુછયું મને જણાવો, તે વ્યાખ્યાન સાંભળવું છે.

## મદાલસા પુત્ર અલર્કનું વ્યાખ્યાન.

મદાલસા નામે મહાપતિવ્રતા સ્ત્રી હતી, તે ગંધર્વરાજાની પુત્રી હતી અને વિશ્વજીત નામના રાજાના પુત્ર રુતુધ્વજને તે પરણેલી હતી. મહાન વિદ્વાન અને જ્ઞાન કુશળ હતી, તેની પર અનેક સંકટો આવેલાં હતાં, છેવટ તેનો પુનર્જન્મ થયા પછી રાજાની રાણી તરીકે સ્વસ્થ મનથી રહ્યા પછી તેને ચાર પુત્રો થયેલા. તેમાં માતાના ઉપદેશને પરિણામે સુબાહુ વગેરે ત્રણ પુત્રો બાળક અવસ્થાથીજ વૈરાગ્યવાન થઇ સન્યાસી બનેલા આવી રીતે ત્રણ પુત્રોને ઉપદેશ આપી વૈરાગ્યવાન બનાવ્યા પછી અલર્ક નામના ચોથા પુત્રને પતિની આજ્ઞાથી બાલ્યાવસ્થાથીજ ધર્માચરણ રાજ્યનીતિ અને ગૃહસ્થાશ્રમનો ઉત્તમ બોધ આપ્યો જેથી તે અલર્ક મહાન બુદ્ધિશાળી થયો. પછી રુતુધ્વજની વૃદ્ધાવસ્થા થતાં પુત્ર અલર્કને રાજ્ય સોંપી મદાલસા સાથે તપ કરવા જંગલમાં જવા નીકળતાં છેવટનો બોધ આપતાં મદાલસાએ પુત્રને જણાવ્યું કે આ એક સુવર્ણ પદક ( માદળીયું ) તને આપું છું તે તને અત્યંત કષ્ટ પડે તે વખતે ઉઘાડી જોજે એટલે સમજણ પડશે, પરંતુ બહુ કષ્ટ વિના સાધારણ કષ્ટમા તે ખોલવાનું નથી. આમ કહી તે માદળીયું આપી બન્ને વિદાય થયાં. પછી અલર્કે રાજ્ય ચલાવવા માંડયું કેટલેક સમયે રાજ્ય મદથી લોભ ઉત્પન્ન થયો. પછી નવી નવી વાસનાઓ ( ઇચ્છા તૃષ્ણા ) ધીમે ધીમે વધવા લાગી. જેમ શરીરમાં સહજ રોગ થાય પછી તેની બેદરકારીથી તેને લીધે બીજા નવા નવા રોગો જાગે અને પછી મૂળ રોગ જડ ઘાલે જેથી આખરતે મટે નહિં તેવો ( અસાધ્ય ) બને છે જેથી શરીર ક્ષીણ થઇ છેવટ નાશ પામે છે,

અલર્ક રાજાનું તેમ બન્યું. માનસિક રોગો લોભ, ક્રોધ, મોહ, તૃષ્ણા વગેરે વધવા માંડયા જેથી રાજ્યની બેદરકારી રાખી અને મોજ શોખમા પડયો ખુશામતીઆ વધ્યા, અ ધેર ચાલવા લાગ્યું, રાજ્યની અવ્યવસ્થા ને ઘરની અવ્યવસ્થા થવા માંડી ટુંકામા એક સાધારણ માણસ બ ગડે તો તેનો જેને આધાર હોય તેનીજ ખુવારી થાય, પણ રાજાની બુદ્ધિ બગડતા અને તે વિષયાધ બનતા તેનો તો આખા દેશનો આધાર હોવાથી તેની ખરાબી થાય છે. સો બેદરકાર બનતા અન્યાય ને અધર્મ વધે, ચોરી વધે, વ્યભિચાર વધે, કોઇ કોઇનું માને નહિ, ન્યાય બરાબર અપાય નહિ તેથી નિર્બળ કુટાઇ જાય અને બળવાન ફાવી જાય આવી ખરાબી રાજાની બેદરકારીથી થાય છે. અલર્ક રાજાનુ આખર તેમ બન્યું.

અલર્કના મોટા ભાઇ સુબાહુ કે જે સન્યાસી થઇ ગયેલ છે તેને ખબર પડી કે મારો ભાઇ વિષયાધને મોહાધ બન્યો છે જેથી રાજ્યની પાયમાલી થાય છે એટલે તેણે વિચાર કર્યો કે જેનો પિતા ઋતુધ્વજ હોય અને જેની માતા મદાલસા હોય તેના પુત્ર આવી રીતે મોહમા ફસાય, એ એના માતા પિતા અને કુટુંબને પણ લાંછન છે માટે મારે તે સુધારણા કરવી જોઇએ પણ હુ સન્યાસી છું અને આ રૂપમા એને બોધ આપી સુધારવા જઇશ તો તે માનશેજ નહિ બલકે મારૂ સાભળશેજ નહિ માટે મહા મોહરૂપ રાક્ષસને મારવા માટે તો ભય દામ વગેરે મહાન શિક્ષા જોઇએ આમ વિચારી કાશી રાજાને મળીને જણાવ્યુ કે, મારો ભાઇ ઉદ્ધત થઇ ગયો છે તેથી પ્રજા હેરાન છે જેથી પ્રજાને સુખી કરવા ખાતર તે રાજ્ય મારે લઇ લેવુ છે કારણ મોટો પુરૂષ ( પુત્ર ) હકદાર કહેવાય તો ખરી રીતે ઋતુધ્વજનો મોટો પુત્ર હું હોવાથી રાજ્યનો હકદાર છુ પણ મે સન્યાસ લીધેલ છે જેથી મારો ભાઇ રાજા થયો; પરંતુ પ્રજા બહુ રીબાય છે જેથી તેના કલ્યાણ ખાતર મારે સન્યાસ તજી રાજ્ય સાચવવાની ફરજ પડે છે અને હુ હવે તેની પાસે જઇને તેમ કહેવા જઇશ તો તે અત્યારે મોહાંન્ધ બનેલ હોવાથી અભિમાની બનેલ છે

માટે મારૂં માનશેજ નહિં. જેથી તમો સહાય કરો તો યુદ્ધ કરીએ અને યુદ્ધમાં તેને જીતવાની દેશના ભલાની ખાતર જરૂર છે.

કાશી રાજાએ તે કબૂલ કર્યું અને મોટા સૈન્ય સાથે તૈયારી કરી. અલર્કને જીતવાને ચાલ્યા. સુબાહુએ અલર્કને કહેવડાવ્યું કે હું તારો મોટો ભાઇ છું ને રાજ્યનો હું અધિકારી છું માટે મને રાજ્ય તું આપી દે અગર યુદ્ધ કર. અલર્કને અભિમાન હતું. મોટા ભાઇના આ શબ્દો તેને રૂચ્યા નહિં. સન્યાસીને માન આપવાની ઇચ્છા ન થઇ અને યુદ્ધમાં તેને હરાવી મારવાની ઇચ્છા કરી અને બોલ્યો, "જોગી બની ભોગી થવા ઇચ્છનાર તમો મને કશું કરી શકનાર નથી."

માણસને મોહ શિવાય અભિમાન અને ગર્વ પણ પાયમાલ કરે છે, **बुद्धिः कर्मानुसारिणी** બુદ્ધિ હમેશાં ભાગ્યને અનુસરે છે. ખરૂં જોતાં આમાં સુબાહુનો શું હેતુ છે એ સમજાઇ ગયું હશે. પરંતુ આગળ ખુલાસો કરવામાં આવશે. અલર્ક પણ મોટી સેના સાથે મોટાભાઇ સામે લડવાને આવ્યો. આપણે જાણીએ છીએ કે અલર્ક પાસે ફકત સેનાનું એકજ બળ છે જ્યારે સુબાહુ પાસે કાશીરાજાની સેનાનું તથા બ્રહ્મચર્યના તેજનું ને યોગનું તથા શ્રી પ્રભુની સેવાનું બળ એટલાં બળ છે. તેને તે કેમ જીતી શકે? આખર લડાઇ ભયંકર ચાલી ને ટુંકામાં અલર્ક હાર્યો, શરમાયો, ગભરાયો, અને સૈન્ય છોડી પકડાઇ જવાના ભયથી વધારે ગભરાઇ ઘરને બદલે જંગલ તરફ ઘોડાપર ચડી ભાગ્યો ને ઘોર જંગલમાં આવ્યો. ઘર ગયું, વૈભવ ગયો, રાજ્ય ગયું અને આબરૂ પણ ગઇ. આથી એકાંતમાં ખૂબ રોયો, અત્યંત મુંઝાવાથી કાંઇ રસ્તો ન સૂઝયો. ભુખ્યો થયેલ, હજારો નોકરો જેને હાજરી આપે તે એકલોજ વનમાં એક ઝાડ નીચે બેસી આંસુ સારે છે. આખર એક વસ્તુ યાદ આવી. માતાએ જે સુવર્ણ પદક ( માદરડી ) આપેલ તે યાદ આવી. હાથેજ બાંધેલ હતી તે છોડી ઉઘાડી અને જોયું તો તેમાંથી એક પત્ર નીકળ્યો તેમાં લખેલ હતું કે,

महाव्याधि समुत्पत्ते कर्तव्य स्साधुसगमः ॥ १ ॥

મહાન વ્યાધિ ( દુઃખ ) માં આવી પડતાં તે દુઃખમાંથી છુટવા માટે સાધુને સંગ કરવો. અર્થાત્ મહાન દુઃખમાંથી સાધુ છોડાવશેજ. રાજા વિચારમાં પડયો. માતાનો આ અંતિમ બોધ છે; કે સાધુ સમાગમ કરવાથી કષ્ટમાંથી છુટાય છે. પણ કષ્ટના પણ ભેદ છે. આ કષ્ટમાં મારામારી ચાલે છે તેમાં સાધુ શું કરે ? આમાં જ્ઞાન શું કામ લાગે ? અસ્તુ. માતાનું વાકય માથે ચડાવવું. અને ભલા આ વખતનું મારૂં દુઃખ તેમ કરવાથી કેવી રીતે ટળે છે. પણ અહીં તે કયાંથી મળે ? આમ વિચાર કરે છે ત્યાં એજ જંગલમાં દૈવી પ્રેરણાથી ગુરૂ દત્તાત્રયનાં દર્શન થયાં તેનું દિવ્ય તેજ, અદ્દભુત આકૃતિ. વૈરાગ્યમય સ્વરૂપ અને શાંત મુખાકૃતિથી એકદમ પ્રેમ વધ્યો. અંતર પ્રસન્ન થયુ. રાજા ઉભો થયો ને ચરણમાં નમ્યો. આંખમાંથી આસુ પાડી, તે અશ્રુજળથી ખુબ ચરણ ધોયા. ગુરૂજીએ બેઠો કર્યો. ભાઈ ! જગત માટે શોક શાનો કરે છે ? શોકના સ્થાનો હજારો છે અને આનંદનું સ્થાન શ્રી પ્રભુ છે. સૂર્ય એક છતા અંધકાર નાશ કરે છે. તે દિવ્યપ્રકાશ હજારો ભયરૂપ અંધકારનો નાશ કરે છે માટે તેનુ નામ લે. શરણે જા. બોલ શા માટે રડે છે ? આમ કહી પ્રભુ શ્રી ગુરૂદત્તાત્રેયે માથે અત્યંત સ્નેહથી હાથ મુકયો. તેથી સૂર્ય જેમ ઝાકળનો નાશ કરે તેમ તેના કલેશનો તેજ વખતે નાશ થયો જેમ દીવો આવતાંજ અંધકાર નાશ પામે તેમ સંતના તેજરૂપ દીવાથી તતજ અંતરમાં પ્રકાશ અજવાળુ થાય છે. તિર્થો અને દેવ મુર્તી તો થયેલાં પાપો નાશ કરે છે પરંતુ પાપનાં મૂળરૂપ જે કામ ક્રોધ, મોહ, તૃષ્ણા વગેરે અંતરના વિકારો હોય છે તે નાશ કરવાની તેની સત્તા નથી. એ તો સંતજ પોતાના સદ્દબોધ રૂપ જળથી અંતરનું મોહાદિકથી મલિન થયેલ હૃદયને વીંછળી ઘસીને સાફ કરે છે જેથી સંતો સર્વથી અધિક છે અને આવા મહાત્માનું તો એકજ વચન બસ છે. આમ પોતાનો ઉપદેશ સંય બુદ્ધિથી જે બીજાને સુધારે; કલેશ ટાળે, રસ્તો બતાવે અને ખરે રસ્તે દોરે. તેજ સાધુ.

ગુરૂ દત્તાત્રીએ માથે હાથ મૂકયા પછી આમ પ્રેમમય દષ્ટિ કરી જેથી અંતરમાં અમીરસ રેડાયો. તેમનાં નિર્મળ ચક્ષુમાંથી ઝરતા અમીથી અને સુંદર હાસ્યમય શબ્દોથી અપૂર્વ આનંદ અને ઉત્સાહ વધ્યો. અને રાજ ગયું, ઘર ગયું, સ્ત્રી ગઇ એ વિશે જે ખેદ થયો હતો તે ભુલાઇ ગયો અને ફક્ત દર્શન માત્રથીજ નવી દુનિયાનો અનુભવ કર્યો. અદ્‌ભુત આનંદમાં લીન થયો. શ્રી પ્રભુએ કહ્યું, ભાઇ હિંમત ધર બોલ શું દુઃખ છે. ત્યારે અલર્કરાજા પ્રેમ નમી બોલ્યો અને ભાઇ સાથે યુદ્ધ થયું વગેરે સર્વે હકિકત જણાવી ત્યારે ગુરૂજીએ જણાવ્યું.

आत्मैव ह्यात्मनो शत्रुरात्मैवरिपुरात्मन
अनात्मनस्तुशत्रुत्वे वर्तेतात्मैवशत्रुवत् ॥ १ ॥

તું એમ સમજે છે કે મારો ભાઇ મારો શત્રુ છે. ત્યારે હું એમ કહું છું કે તુજ તારો શત્રુ છે, અર્થાત્ પોતેજ પોતાનો શત્રુ અને મિત્ર બની શકે છે. જે આત્મ સ્વરૂપને નથી ઓળખતો સત્યને નથી જાણતો, જે ધર્મથી ભ્રષ્ટ થાય છે. તે પોતે પોતાનો શત્રુ થાય છે. જ્યારે પોતેજ શત્રુ પોતાનો થયો ત્યારે પછી આખું જગતજ શત્રુમય થયું. કારણ આંખની પીળાશથી બધું પીળુ દેખાય અને પોતે પવિત્ર હોય અને ઇશ્વર સ્વરૂપને જાણે તો આખું જગત્ પ્રભુ મય દેખે અને તેથી સર્વ તેને મિત્રજ ગણે.

ભાઇ ! પગ નીચે તો અગ્નિ જોવાની ટેવ રાખવાની જરૂર છે. હૃદયમાંના અંધકાર તરફ લક્ષ રાખવાની જરૂર છે. તમે તમારૂં હૃદય જુઓ. તમારી માતા કોણ ? પિતા કોણ ? તેનો સ્વભાવ શું હતો ને તમારો સ્વભાવ શું થયો. તેઓએ પવિત્ર જીવન ગાળ્યું. પ્રજાને સુખી કરી ત્યારે તમે મોહ અને તૃષ્ણા તથા મોજ શોખથી અપવિત્ર જીવન ગાળ્યું. અને પ્રજાની ફરિયાદ ન સાંભળી ન્યાયનું લક્ષ ન આપી પાયમાલી કરી જેથી તે તમામ પ્રજા શત્રુ થઇ એ પ્રજાના કલેશ સહન ન થવાથી પ્રજાનું ભલું કરવાની ઇચ્છાથીજ તમારા ભાઇએ એ કર્તવ્ય આદર્યું છે. અર્થાત્ તમારો

અંધકાર મટાડવા તમારી આંખ ઉઘાડવા અને તમને ધર્મને રસ્તેથી ભ્રષ્ટ થયા છો માટે તે પવિત્ર રસ્તે દોરવા ખાતર એ કર્તવ્ય કરે છે. તે તમારા રાજ્યની ખાતર કે સંન્યાસ તજી સંસારાનંદ લેવા ખાતર નથી કરતા; પરંતુ મોહથી અંધ બનેલ તમો હોવાથી એમના એ પવિત્ર હેતુને સમજ્યા નહિ માટે તેને તમે શત્રુ માની લીધા. હવે તમારે એજ કરવાનું છે કે જેમ નાસીને આ બાજુ આવ્યા તેમ તેની પાસે જાઓ અને તે મારો શત્રુ છે માટે હું ક્ષત્રી થઇ શત્રુને શરણે કેમ જાઉં ! એવા નબળા વિચારો કરી તેને શત્રુ ન ગણતાં મોટા ભાઇ છે, પૂજ્ય છે એમ ગણો.

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापते-
भ्राता मरुत्पते र्मूर्तिर्माता साक्षात्क्षि ते स्तनुः ॥ १ ॥

શ્રી ભાગવત ષષ્ઠ સ્કંદ.

આચાર્ય ( ગુરૂ ) એ તો પ્રત્યક્ષ બ્રહ્મ પ્રભુની મૂર્તિ છે. પિતા પ્રજાપતિ ( બ્રહ્મ ) ની મૂર્તિ છે. ભાઇ વાયુની મૂર્તિ છે. અને માતા એ પૃથ્વીની ( પોષક ) મૂર્તિ છે. અર્થાત્ પૃથ્વી અન્ન પેદા કરી આપણું પોષણ કરે છે ત્યારે માતા દૂધ દ્વારા પ્રથમ પોષણ કરે છે અને જન્મ આપી પોષે છે અને ભાઇ એ વાયુ અર્થાત્ આપણો પ્રાણ છે એમ શાસ્ત્ર કહે છે ત્યારે કોઇ પોતાના પ્રાણનું બુરૂં ન કરે તે ન્યાયે ભાઇ આપણું બૂરૂં કરેજ નહિ પણ આપણી કુબુદ્ધિ થતાં આપણેજ આપણા પ્રાણનું બૂરૂ વગર સમજ્યે કરીએ એટલે પ્રાણરૂપ ભાઇજ બુરૂ કરે છે. તેમ આપણે મિથ્યા કલ્પના કરીએ છીએ તો મીથ્યા કલ્પનાથી ભાઇને બદલે આપણો સ્વભાવ સુધારી પવિત્ર આચરણ કરીને તે શત્રુ માનેલ છે તેને મિત્ર અને મોટા ભાઇ પિતા સમાન છેતેમ ગણી શરણે જઇ ક્ષમા માગો. એટલે તમારી બાજી સુધરી જશે અને પછી મારી પાસે વિશેષ જ્ઞાન લેવા આવજો અગર હું તમારી પાસે આવીશ. જાઓ હાલ ભાઇની ક્ષમા માગો. કારણ તમારો અપરાધ છે. આમ કહી ગુરૂજી ચાલતા થયા કયા પધાર્યા તે ખબર ન પડી.

. ' ગુરૂજી શ્રી દત્તાત્રેયના બોધથી સંતોષ થયો. હૃદયમાં વૃત્તિનો ફેરફાર થયો. અને ભાઇ પાસે આવ્યો. આંખમાંથી આંસુ વહ્યાં. ચરણમાં પડયો, ક્ષમા માગી નમ્ર બન્યો. મોટા ભાઇ તો દયાળુજ હતા, પવિત્ર હતા. તેને રાજ્ય લઇ તેનો નાશ કરવાને બદલે તેના અવગુણો નાશ કરવાનીજ ઇચ્છા હતી. તેતો ગુરૂકૃપાથી થયું જેથી ક્ષમા આપી. કાશીરાજા સાથે ગામમા આવ્યા સર્વે ખુશી થયા. સત્કાર કર્યો અલર્ક રાજા મુખથી બોલ્યો. આપનુ રાજ્ય છે. કારણ મોટાભાઇ છો તેથી હકદાર આપ છો માટે આપનો અભિશેક કરી હું સેવક થઇ રહુ. પ્રેમાશ્રુપૂર્વક સુબાહુએ કહ્યું ભાઇ તને મારવો ન હતો પણ તારા વિકારો મારવા હતા. તારૂં રાજ્ય મારે જોઇતું ન હતું પણ તારો પવિત્ર સ્વભાવ મારે જોઇતો હતો. તું મારો શત્રુ નથી. પરંતુ જે શત્રુ હતા તે આપણને પરસ્પર શત્રુ બનાવતા હતા. હવે ક્રોધાદિક શત્રુ તારા નાશ પામ્યા. એટલે શત્રુ વિનાનો તું થતાં આપણે તો પરસ્પર ભાઇ રૂપેજ હતા તે તેવા જણાયા. વાદળ ખસતાં સૂર્યનો પ્રકાશ ચોખ્ખો દેખાય છે તેમ તારૂં અજ્ઞાનરૂપ વાદળ ખસ્યું. અને તે ખસેડવાનોજ મારો પ્રયાસ હતો તારા અંતરના અંધકારને લીધે આખા રાજ્યમા અંધકાર ફેલાયો છે. હવે તું અજવાળામાં આવ્યો, તારો આત્મા શુદ્ધ બન્યો, માટે તે તારૂં અજવાળું જગતમાં પડતા તેમાં પ્રકાશ થશે, તેથી પ્રજા સંતુષ્ટ થશે. માટે હું તો સન્યાસીજ છું અને હવે જે ગુરૂ પાસેથી પ્રકાશ અજવાળુ મેળવેલ હોય તેનો સંગ કાયમ રાખજે અને નિર્મલ થઇ જગતનું (પ્રજાનું) હિત કરજે. આમ કહી કાશીરાજાનું સન્માન કરાવી સુબાહુ ગયા.

હે કોષલાધિપતી જેમ તે સુબાહુ રાજા કે જે અલર્કનો ભાઇ થાય તે જેમ તેનો શત્રુ હતો નહીં છતાં અજ્ઞાનતાથી મારો શત્રુ છે, રાજ પચાવે છે તેમ પોતાની ભુલથી માનતો હતો તેમ તું પણ એ મોહ, લોભ અને તૃષ્ણારૂપ વિકારથી અંધ બનેલ હતો, તેથી મેં તારૂં અજ્ઞાન ટાળવા માટેજ તારૂં વિવેકરૂપ રાજ્ય મેં લીધેલ. હવે તે

મોહ ટળી જતાં તારું તને સહજ પ્રાપ્ત થયું તેમ તું જાણ. જેમ અલર્કને દત્તાત્રેય મહારાજ ગુરૂ મળ્યા તેમ તમને આ પવિત્રાત્મા મુનીવર્ય ગુરૂ મળ્યા અને તેના ચરણ પ્રતાપથી તમારા જ્ઞાનરૂપ ચંદ્રનો ઉદય થયો એટલે તમને વિવેકમય રાજ્ય સહજ પ્રાપ્ત થયું છે તેમ તમે જાણો અને તે સાથે મારી પુત્રી હું તમને આપું છું તે મારી પુત્રી શુદ્ધ વૃત્તિરૂપ છે તેમ સમજજો. તેના સમાગમથી તમારૂં જીવન નિર્મળ અને યશમય બનશે. આમ કહી તેને લઇ પોતાના રાજ્યમાં આવી પોતાની પુત્રી તથા રાજ્ય પણ આપી સંતુષ્ટ કર્યો.

ભીષ્મ પિતામહ બોલ્યા ભાઇ ધર્મરાજા ! આ દષ્ટાંત પરથી તો ઘણું સમજવાનું છે. રાજા પોતાનું રાજ્ય, વૈભવ, આ લોકનું સુખ અને પરલોકનું સુખ; એ સર્વ પોતાના નૈતિક સ્વભાવથી મેળવે છે, અને અનીતિથી ખોવે છે. ખોયા પછી પાછું મેળવવાનો રસ્તો પણ એજ કે પેહેલું પોતે સુધરવું. એ આ દષ્ટાંતનો સાર છે.

## મુખ્યધર્મ ગુરૂસેવા.

ધર્મરાજાએ જણાવ્યું ( પૂછ્યું ) કે ધર્મના ભેદ અને શાખાનો પાર નથી માટે તે ધર્મમાં મુખ્ય જે આધાર ભૂત હોય તે કહો કે જે એકમાં સર્વનો સમાવેશ થાય. ભીષ્મ પિતામહે જણાવ્યું કે ગુરૂ, માતા, અને પિતા, એ ત્રિમુર્તિની સેવા એ મુખ્ય ધર્મ છે. તેને આધારે સર્વ છે, તે ત્રણ આપણને જે આજ્ઞા કરે તે ધર્મ શાસ્ત્ર છે. ત્રણેય આપણા ગુરૂ છે, તેમા માતા એ જન્મ આપનાર પોષક અને મુખ્ય શિક્ષક છે. પિતા એ બીજપ્રદ અને બીજા શિક્ષક છે, અને ગુરૂ એ બુદ્ધિરૂપ કમળને ખીલવનાર, જીંદગી સફળ કરનાર, ધર્મ અને ન્યાયને રસ્તે દોરનાર ત્રીજા શિક્ષક છે. ત્રણેમાં જુદાં જુદા તત્વો છે અને એ ત્રણેયની જરૂર છે. તેમાં એકેય વિના ચાલે તેમ નથી. અર્થાત્ છેક બાલ્યાવસ્થામાં દૂધથી પોષણની જરૂર છે અને બોલતાં ન આવડતું હોય તે વખતે તે ઉચ્ચાર શીખવાની જરૂર છે એ વખતે જે જે ધર્મનાં તત્વો રોપવા ધારે તે રોપી શકે છે. અર્થાત્ માતા બાલ્યાવસ્થામાં જે શીખવે તેવું;

બાલક બને છે. જે બાલ્યાવસ્થામાં પવિત્ર બીજ રોપાય છે તે પછી નથી રોપી શકાતાં માટે તેની જરૂર છે. અને તે રોપેલા ધર્મનાં પવિત્ર અંતરનાં બીજનું વૃક્ષ થતાં વિશેષ જ્ઞાન આપીને પિતા પોષે છે. માટે તેની પણ જરૂર છે અને તે બન્નેએ પોપેલ ધર્મનાં વૃક્ષને સારી રીતે ખીલાવી તેમાં સારાં ફળ પાકે સડે નહિં, વગેરે સંભાળવાનું મોટામાં મોટી બાબતનું પછીનું કર્તવ્ય ગુરૂનું છે, જેથી ત્રણમાંથી એક પણ વિના ચાલે તેમ નથી જેથી શાસ્ત્ર કહે છે કે,—

मातावैभूर्लोकश्च पिताप्रोक्त प्रजापते
गुरुर्वैब्रह्मणोलोक स्त्रयोलोका.प्रकीर्तिता.

માતા એ પૃથ્વી લોક છે પિતા એ બ્રહ્માનો પ્રજાપતિ લોક છે. ગુરૂ એ પરબ્રહ્મલોક છે. એ ત્રણે લોક ઓતપ્રોત છે અર્થાત્ શરૂ-આતમા પૃથ્વીમાં અવતાર લેવાની અને મનુષ્યદેહ ધરવાની પ્રથમ જરૂર હોવાથી પૃથ્વીની (માતાની) ખાસ જરૂર છે એટલે પૃથ્વીમાં જન્મ લેવાથીજ માતા પિતા અને ગુરૂની કૃપાથી ભકિતને જ્ઞાન દ્વારા બ્રહ્મલોક સધાય છે. માટે ઉત્તમ લોક સાધવા માટે માતા, પિતા અને ગુરૂ એ ત્રણેની જરૂર છે. માટે તે ત્રણેય ત્રણ લોકજ ગણાય છે તેવીજ રીતે એ ત્રણે ત્રણ આશ્રમ એટલે માતા, એ બ્રહ્મચર્યાશ્રમ. પિતા, એ ગૃહસ્થાશ્રમ અને ગુરૂ એ જ્ઞાનરૂપ પરમ આનંદ આપનાર હોવાથી સન્યસ્તાશ્રમ ગણાય છે. ત્રીજી રીતે માતા દક્ષિણાગ્નિ છે એટલે બ્રહ્મચારીનાં મુખ્ય પૂજ્ય કર્તવ્યરૂપ અગ્નિ છે અને પિતા એ ગાર્હપત્ય અગ્નિ એટલે ગૃહ-સ્થીનાં મુખ્ય પવિત્ર કર્તવ્યરૂપ અગ્નિ છે અને ત્રીજા ગુરૂ એ આહ-વનીય. એટલે સ્વાર્થ ત્યાગ, પવિત્રતા અને ધર્મમય જ્ઞાનરૂપ અગ્નિ છે. આવા પવિત્ર હેતુરૂપ એ ત્રણે પ્રભુની મુર્તી છે માટે એ ત્રણેય સદાય પૂજન કરવા લાયક, પવિત્ર કરનાર અને ઉપર જણાવેલ પવિત્ર લોકનાં સાધન છે. એટલે કે માતાની આજ્ઞા પાળવાથી આ લોક સાથે પવિત્ર લોક મેળવી શકાય છે તેમ પિતાની આજ્ઞા

પાળવાથી અને ગુરૂની આજ્ઞા પાળવાથી આ લોક અને પરલોક બન્ને સધાય છે એટલુંજ નહિં પણ આપણા હૃદયમાં પરમ આનંદ પસરે છે. અને જગતમાં ઉત્તમ માન પ્રતિષ્ઠા અને સત્કાર મેળવી શકાય છે. અને તે માતા, પિતા ને ગુરૂને તિરસ્કાર કરનાર જગતમાં નિંદા પામે છે અને નીતિથી ભ્રષ્ટ થઇ નીચ બને છે. હવે તે ત્રણેને પૂજવાનો અર્થ એ છે કે, આપણામાં ગમે તેટલું બુદ્ધિ કૌશલ્ય અથવા વૈભવનાં સાધનો હોય તો પણ તે ત્રણેથી વૈભવમાં વધવું નહિ ને બોલવામાં પોતાનું ડાહાપણુ બતાવવા સલાહ આપવા મંડી ન જવી. અને પોતાની અક્કલ સારી છે તેમ બતાવવા ખાતર તેનો તિરસ્કાર ન કરવો. તેમ તેમની ભૂલ થાય તો તેથી નિંદા ન કરવી પણ વિવેકપૂર્વક સ્મૃતિ આપવી અને સેવા અર્થાત્ વચન પાળવામાંજ તત્પર રહેવું. એટલે કે માતાનો હુકમ તે પૃથ્વી દેવીનો હુકમ છે. પિતાનો હુકમ તે બ્રહ્માનો હુકમ અને ગુરૂનો હુકમ તો સાક્ષાત્ પ્રભુ પરબ્રહ્મનો હુકમ છે એમ સમજી માથે ચડાવી તે પ્રમાણે વર્તન કરવું. જે મનુષ્ય એ ત્રણનો સત્કાર કરે છે તે આખા જગતનું સન્માન પામે છે અને તિરસ્કાર કરનાર અને આજ્ઞા ન પાળનાર જગતમાં નિંદાને પામે છે. અને તેની કોઈ સ્થિતિ ન બંધાતાં યશનો નાશ થાય છે અને તે કોઇ કાર્યમાં ફાવતો જ નથી. તેનું અપમાન કરનારનું સર્વ જગત અપમાન કરે છે ધિક્કારે છે. મારૂં ભીષ્મ જે નામ પડયું તે પિતાની સેવાનુંજ પરિણામ છે. મને જે અત્યારે આ સર્વ જ્ઞાન સુઝે છે, ત્રણ લોક મારી નજરે જોઉં છું, પ્રભુની સેવામય બનું છું, ધર્મનું તેજ મારામાં ઝળકયું છે અને મોત (મૃત્યુ) ને પણ હું અટકાવી શકું છું. આ સ્થિતિમાં પણ અસહ્ય બળ મારામાં ભર્યું છે, તેમ સર્વે ઉત્તમ વર્ણના બ્રાહ્મણો ઋષિઓ દેવો અને ગાંધર્વો ને ઇન્દ્ર પણ મને જે નમે છે. તે સર્વ પ્રતાપ, પિતાના ચરણ સેવનનાજ સમજવા. આજ સુધી સત્કર્મો કરી કીર્તિ મેળવી. દિગ્વિજય કર્યો, ગુરૂ શ્રી પરશુરામને જીત્યા તે બધું એકજ પવિત્ર પિતાના ચરણ બળનોજ પ્રતાપ. આમ માતા

અને પિતા બેશક અધિક કલ્યાણકારી છે. તેમ ગુરૂ, આપણને નવીન અદ્ભુત બળ આપે છે. ગુરૂ વગરનો માણસ નિર્બળ ગણાય છે અને જેને માથે ગુરૂ છે તે બળવાન ગણાય છે. અંતર ધોઇને સાફ કરનાર, હૃદયમાં અજવાળું પાડનાર, જગતમાં કીર્તિ ફેલાવનાર અને મહાન પુરૂષ તરીકેની કીંમત કરાવનાર ગુરૂજ છે તે આપણને એક એવી જાતનું અદ્ભુત તેજ અને બળ આપે છે કે જે બળને તેજથી દુનિયાને આપણે નમાવી શકીએ છીએ, વિવેક પસરાવી શકીએ, સર્વ સુખ અને આનંદ મેળવી શકીએ છીએ ગુરૂએ આપેલ વિદ્યાથીજ આમ દ્રવ્ય, કીર્તિ, સન્માન એ સર્વે મેળવ્યા ઉપરાંત વારંવાર આપણી ગરજ સૌને પડે જેથી લોકનાં કાર્ય સાધવાની આપણી ગુરૂના બોધથી ઉત્તમ વૃત્તિ થતાં અને લોકના કાર્ય સાધી પરોપકાર કરતાં લોકો આપણા દાસ બને છે, ચરણમાં નમે છે અને લક્ષ્મીના ઢગલા ચરણમાંજ થાય છે એ લક્ષ્મીને લીધે જે કર્તવ્ય કરવા ધારીએ તે કરી શકીએ તે સર્વ, ગુરૂ અને તેણે અર્પેલ વિદ્યાનોજ મહાન પ્રતાપ માટેજ માતા, ધર્મ અને સુખનું બીજ રોપનાર છે તથા પિતા તે વૃક્ષને વધારનાર છે અને ગુરૂ તેજ વૃક્ષને ફળ પેદા કરાવનાર થાય છે જેથી અત્યંત નમન કરવા યોગ્ય છે. કદાપિ તેના અનેક અપરાધો હોય છતાં વંદન કરવું અને સેવાં કરવી તેનું જરાપણ અપમાન કરનાર તેની મરજી વિરૂદ્ધ ચાલનાર અને તેનું મન દૂભવનાર ગર્ભ હત્યાનું મહાન ઘોર પાપ ભોગવે છે. એટલે ગર્ભ હત્યા કરવાનું જે પાપ છે તેવો પાપી તે બને છે માટે તેનું વચન પાળવા રૂપ સન્માન કરવું. માત પિતા અને ગુરૂની સામો થનાર, વિરૂદ્ધ વર્તનાર, અનાદર કરનાર કોઇ રીતે પાપથી છુટતોજ નથી. માટે હે ભાઇ ! આ પરમ કલ્યાણકારી સર્વ ધર્મના સાર રૂપ પવિત્ર ગુરૂ પૂજન કર્તવ્ય કે જેનાથી વધારે શ્રેય બીજું કશું નથી તે કર્તવ્ય તમે જણાવ્યું જેથી તે સ્વીકારી પવિત્ર બનવું.

## સત્ય સ્વરૂપ.

ધર્મ રાજાએ પૂછયું. દાદા ! મને સત્ય અને અસત્ય સમજાવો. કારણ તેમાં ઘણી વખત શંકા થાય છે. ભીષ્મપિતામહે જણાવ્યું. સર્વથી ઉત્તમ સત્ય છે પણ તેમાં જે સમજફેર થાય છે તે જણાવું છું. જેને આપણે સત્ય જાણતા હોઇએ એ સત્ય બોલવા જતાં કોઇનું પણ બૂરૂ થતું હોય કે કાંઇ પણ ખરાબ પરિણામ આવે તો તે સત્ય છતાં અસત્ય સમજવું. અને અસત્ય બોલવાથી કોઇનું શ્રેય થતું હોય તો તે સત્યજ માનવું. પણ તે જુઠું એવું ન હોવું જોઇએ કે એકનું શ્રેય થતાં બીજાનું ખરાબ થાય. આવી કફોડી સ્થિતિમાં મારે એજ પાછું ફરીને જણાવવાનું કે જે બોલવાથી કોઇને પણ નુકશાન કશું ન થતાં સર્વના ઉપકારનું સાધન મળતું હોય તે વચન અને કર્તવ્ય સત્યમય છે. જેમાં નુકશાનજ વધારે અને થોડો લાભ હોય તે કર્તવ્ય સત્ય છતાં અસત્ય છે. આમ શાસ્ત્રકારો જણાવે છે. એક ચોરી કરનાર કે એક ખૂની માણસને સાચું બોલી ચોરીનો રસ્તો ને ખુની ચંડાળને મારવાનું સાધન બતાવવું તે સાચું છતાં પાપમય અને નર્કનું ઘરજ છે એમ જાણવું. તેમ હિંસા એ જો કે પાપ છે છતાં ગંગાનો કાંઠો કે જ્યાં બહુ લોકોનું જવા આવવાનું થાય તે ઠેકાણે મૂકેલ સર્પનાં ઇંડાંનો નાશ કરનારને મહા પુન્ય પ્રાપ્ત થયું. કારણ તેમાંથી સર્પો થયા હત તો હજારોનો નાશ કરત. તેવી રીતે સર્વ સત્યાસત્ય અને ધર્માધર્મ માટે ઉંડા ઉતરીને સમજવાનું છે. ઇશ્વરે "ધર્મ" એવા જે શબ્દનું નિર્માણ કર્યું છે. તે ધારણ કરવા એટલે જગતને પોષણ કરવાનો અર્થ સુચવે છે. તો જે કર્તવ્યથી જગત વધે, પોષણ પામે, સુખ મેળવે, એવું જે કર્તવ્ય તેજ ધર્મ અને તેજ સત્ય. બાકી અસત્ય સમજવું. સર્વનો ઉદય થાય, રક્ષણ થાય અને પવિત્ર બળ સચવાય તે સત્ય અને ધર્મ. વળી જણાવવાનું કે એક ચોરી કરનારને આપણે શાહુકારનું ઘર બતાવવું એ અધર્મ છે. પરંતુ એક દીન દુઃખી અને દયાને પાત્ર મનુષ્યને દાનવીર, સત્પુરૂષ ઉદાર ચિત્ત ગ્રહસ્થનું ઘર બતાવવું

એ મહાન ધર્મ ને સત્ય છે. કારણ તેથી બન્ને એટલે દાન આપનાર સંતને દુઃખી મળવાથી તે રાજી થતાં સંતોષ થાય છે અને દાન લેનારને જીવન સુધરવાથી આનંદ થાયછે. આમ બન્નેને જે પરસ્પર આનંદ કરવો એ સત્ય અને ધર્મ છે. તેમ કોઇનો નાશ થતો બચાવવા માટે તે લાયક હોય તો, સોગન ખાઇને પણ જુઠું બોલી, બચાવવો એ ધર્મજ છે પણ અધર્મી, પાપીને બચાવવો નહિં.

બીજું કોઇ નિંદા કરે તે સહન કરવું એ પણ સત્ય સ્વરૂપજ છે

---

## નિંદા સહન અને શીયળવ્રત.

विद्वान् मूर्खप्रगल्भेव मृदुतीक्ष्णेन भारत
आकृष्यमाणः सदसि कथंकुर्यादरिंदम ॥ १ ॥

ધર્મરાજાએ પૂછયું કે હે દાદા ! કેટલાક મુર્ખ પુરૂષો વિદ્વાનની સભા વચે અગર પાછળથી નિંદા કરી નાહક વગોવે તેને માટે આપણે શું ઉપાય લેવા ? ભીષ્મદાદાએ જવાબ આપ્યો કે જે નિંદા પોતાની સાંભળી નિંદા કરનાર પર દ્વેષ નથી કરતો તે મોટા મનવાળો અને મહાત્માજ ગણાય છે. વિદ્વાન પુરૂષો કહે છે કેઃ—

मन्निंदया यदिजनः परितोषमेति, नन्वप्रयत्न सुलभोऽय मनुग्रहोमे
श्रेयार्थिनोहिपुरुषाःपरतुष्टिहेतोर्न्दुःखार्जितान्यपिधनानिपरित्यजंति

મારી નિંદા કરીને કોઇ પણ રાજી થતો હોય તો તે નિંદા કરનાર વગર મહેનતે મારીપર મોટી કૃપા કરેછે, એમજ હું સમજું છું. કારણ કે મનુષ્યને પાપ ધોવા માટે, વૃતો, ઉપવાસો, દાન, પુન્ય, તિર્થયાત્રા વગેરે અનેક કર્તવ્યો કરી ધનનું ખર્ચ કરવું પડે છે. ત્યારે એ ખર્ચમાંથી મારી નિંદા થતાં હું બચું છું. કારણ કે શાસ્રમાં લેખ છે કે; નિંદા કરનાર તો પાપ ધોવે છે, ત્યારે વગર મહેનતે અને વગર ખર્ચ કર્યે મારાં પાપ ધોવાતાં હોય તો તેથી વધારે

શું સારૂં ? એમ વિચારી નિંદા કરનાર મોટો ઉપકાર કરે છે. એમજ વિદ્વાનો માને છે. તેમજ બીજાનું શ્રેય કરનાર મનુષ્ય પોતાની નિંદાથી કાંઇ પાછો હઠતો નથી પણ વધારે પવિત્ર કર્મ કરવાને પ્રેરાય છે. અને નિંદાથી કદાપી યશનો નાશ થાય એમ કદી તે પવિત્ર મનુષ્ય ખેદ કરે છે એમ પણ સમજવાનું નથી. કારણ જેનો અંતરાત્મા પવિત્ર છે તે, ન્યાયથી મેળવેલ ધનની પણ દરકાર નથી કરતા તો પછી યશની શી દરકાર કરે ? એ તો તેના પવિત્ર કર્તવ્યની ખબર પડતાં કુદરતે એની મેળેજ પ્રાપ્ત થાય છે. જેથી નિંદા કરનાર પ્રત્યે જરા પણ દ્વેષ ન કરતાં તેની તરફ પણ આપણી તો પવિત્ર ભાવના રાખવી અને તેનું પણ કલ્યાણ કરવું. જો કે દુષ્ટ નિંદા ખોરતો ઉપકારનો પણ ઉંધોજ અર્થ કરે કે એ તો મરાથી ડરીને તેમ કરે છે; પરંતુ તે તરફ પવિત્ર મનુષ્યે જોવાનું નથીજ. તેણે તો પોતાના સ્વભાવ પ્રમાણે સારૂંજ કર્યા કરવું. નિંદા કરનારો મનુષ્ય પોતાને ડાહ્યો ગણે છે અને હું યુક્તિથી કામ કઢનાર છુ તેમ માને છે પણ તે તરફ જોવાનું નથી. દુનિયાંમાં જે જેવો હોય તેની કીંમત તેવી અંકાયજ છે. આપણે વિવેક વાપરી એટલુંજ સમજવાનું છે કે જેમ કોઇ ગાળ દેશે કે તારો પુત્ર, પિતા કે અમુક મરી જાઓ, આમ તેના કહેવાથી કાંઈ મરણ થતું નથી. કારણ તે તેના હાથમાં નથી. માત્ર ફક્ત વાણીનું બળ છે તેમજ એક મનુષ્ય આમ મિથ્યા નિંદા કરે તો તે કદી સત્ય ઠરતીજ નથી. એ નિશ્ચય સમજવું. કારણ આખર નિંદાખોરનીજ ખરાબ કિંમત અંકાય છે, ને જેની નિંદા થાય, તે સાચો હોય તો પવિત્રજ ગણાય છે. અર્થાત્ અંતે સત્યનોજ ઉદય છે એમ સમજી પવિત્ર મનુષ્યે નિંદાથી કદી ડરવાનું નથી.

મોર કળા પૂરીને ( પોતાના પીચ્છ ઉંચા કરીને ) નાચે છે. ત્યારે તેને બહુ આનંદ થાય ખરો પણ પોતાનો ગુહ્યનો ભાગ ઉઘાડો થાય છે એ જેમ તેને ભાન રહેતું નથી તેમ નિંદાખોર બીજાની નિંદાના રસમાં ઉતરી બુદ્ધિ ભ્રષ્ટ થાય ત્યારે પોતાની જાત અને આબરૂ જવારૂપ ઉઘાડો થાય છે એ તેને ભાન રહેતું નથી.

અર્થાત્ નિંદાખોર મનુષ્ય, વિદ્વાન કે કુળવાન હશે તોપણ લોકો તેને નિંદાખોર ગણી તેને હલકોજ ગણશે. તે બીજાં ગમે તેવાં દાન પુન્ય વગેરે સત્કર્મ કરે પણ, તેની દુષ્ટ નિંદાખોર જીભને લીધે તે તમામ પુન્ય ધોવાઇજ જાય છે. માટે ડાહ્યા મનુષ્યે નિંદાનું કામ કદી કરવું નહિં. અને નિંદા કરનારથી ધર્માત્મા પુરૂષે કદી ન ડરવું.

चिगर्हणां परम दुरात्मना कृतां सहेतयः संसदि दुर्जनान्नरः
पठ दिदं चापिनिदर्शन सदा नवाङ्मयं सलभति किंचिद प्रियम् ॥

જે મનુષ્ય આપણી જાહેરસભામાં નિંદા કરી હોય તે પણ સહુન કરીને આ ઉપર જણાવેલ હકિકત અને દૃષ્ટાંતનો મનમાં વિચાર કરે તે મનુષ્યને પછી મનમાં ખેદ રહેતો નથી. માટે આ દૃષ્ટાંત મનન કરવા યોગ્ય છે.

જેમ નિંદાથી ડરવાનું નથી એમ જણાવ્યું તે સાથે મારે તને એક ખરી ભલામણ એ કરવાની કે આપણે પોતે તે સાથે એક પણ નિંદા પાત્ર કામ તો નજ કરવાં જોઇએ. જો આપણે નિંદિત કામ કરીએ, તો જગતમાં સાચી નિંદા થાય, તેનો ડાઘ તો ભુસાતો નથી. ખોટી નિંદા ભુસાય પણ સાચી તો પાયમાલી કરે છે. માટે જગતમાં દરેક ધર્માત્માએ પોતાનું શિયળ સાચવવાની તો ખાસ જરૂર છે.

આ વિષયમાં દુર્યોધનની એક વાત કહું. તમોએ રાજસૂય યજ્ઞ કર્યો તેના તેજથી અંજાઇ તે દુર્યોધન બહુ પરિતાપ કરવા લાગ્યો, ત્યારે ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે તને શું સંતાપ છે? તે કહે ત્યારે દુર્યોધને જણાવ્યું કે ધર્મરાજાના યજ્ઞમાં સોનાની થાળીમાં બ્રાહ્મણો જમતા હતા ને પછી તે થાળીજ બ્રાહ્મણને દાનમાં અપાતી હતી અને લાખો બ્રાહ્મણોનું ભોજન થતું હતું છતા ધન ખુટયું નહિં. એટલી લક્ષ્મી તેની છે તેથી મને ખેદ થાય છે. ત્યારે ધૃતરાષ્ટ્રે જણાવ્યું કે તે લક્ષ્મી ધર્મરાજાને તેનાં પવિત્ર આચરણ ને શિયળવ્રતથી મળી છે. તું તેમ કરીશ તો તને મળશે.

આ સંબંધે એક દૃષ્ટાંત કહું. પ્રહ્લાદે શીયળ વ્રત ધારણ કરી ઇન્દ્રનું આખું રાજ્ય છતેલ, ત્યારે ઇન્દ્ર બ્રહુસ્પતિ પાસે જઇ પૂછે છે કે તે રાજ્ય મારે કેમ મેળવવું ? ત્યારે જવાબ આપ્યો કે તમો બ્રાહ્મણ થાઓ અને પ્રહ્લાદને ગુરૂ કરો અને તેની પાસેથી (શીયળ શીખો). ઇન્દ્રે તેમ કર્યું. પ્રહ્લાદ પાસે ગયો અને સેવા કરી શીયળ માગ્યું. ઇન્દ્રને તે પ્રહ્લાદે રાજી થઇને આપ્યું અને જણાવ્યું કે મારી પાસે લક્ષ્મી આવવાનું કારણ મારૂં ઉત્તમ વ્રત છે. હું ગુરૂની આજ્ઞા બરાબર પાળું છું, સંતોનાં ચરણ સેવું છું. ધર્મ ખરો છોડતો નથી, કોઇની નિંદા કરતો નથી, મનમાં ક્લેશ કરતો નથી, સત્યજ બોલું છું. આમ કહી રહ્યા પછી ઇન્દ્રે તેમ કરવા માંડયું અને તે પ્રહ્લાદ અસુર હતો છતાં તેના શીયળ ને ધર્મ વ્રતને આધીન થઇ ઇન્દ્રે તેના ચરણ સેવ્યા અને શીયળ માંગ્યું જેથી પ્રહ્લાદે આપ્યું. (શીયળ વ્રત શીખવ્યું) એટલે લક્ષ્મી સ્ત્રી રૂપે ચાલવા લાગી. પ્રહ્લાદે પૂછયું પરમ તેજોમય તમે કોણ અને કયાં જાઓ છો ? ત્યારે લક્ષ્મીએ કહ્યું હું લક્ષ્મી છું અને તમે શીયળ જેને આપ્યું તે ઇન્દ્રને ત્યાં જાઉં છું. પ્રહ્લાદે કહ્યું પધારો. જ્યારે લક્ષ્મી ચાલવા લાગી, ત્યારે લક્ષ્મી વિના ધર્મ કેમ થઇ શકે ? તેથી તે પ્રકાશમય મુર્તીવાન બની ધર્મ પણ ચાલવા માંડયો ત્યારે તેને પૂછ્યું, તમે કોણ ? તેણે જવાબ આપ્યો હું ધર્મ છુ અને લક્ષ્મી પાછળ જાઉં છું આમ કહી તે જવા લાગ્યા. પછી તેના ઘરમાંથી બળ, તેજ, નીતિ વગેરે મુર્તીમાન થઇ જવાં લાગ્યાં, ત્યારે છેવટ મહાન સત્યમય શ્રીપ્રભુનો પ્રકાશ જણાયો. ત્યારે પ્રહ્લાદ નમ્યો ને પૂછયું આપ કોણ ? ત્યારે કહ્યું કે તારૂં કલ્યાણ કરનાર નૃસિંહ રૂપ સત્ય પ્રભુ, મ્હારી સ્ત્રી લક્ષ્મી જ્યાં ગઇ ત્યાં જઇશ. પ્રહ્લાદે પૂછયું કૃપાનાથ ? મારે તે કોઇની દરકાર ન હતી, અને આપ રૂપ સત્યની ખાતરજ મેં શીલ વગેરેનો બોધ કર્યો છે તો જો સત્ય રૂપ પ્રભુની ખાતર જ કર્યું છે અને સર્વ ત્યાગ્યું, સ્વાર્થ છોડયો તો હવે સત્યને કેમ છોડું ? ત્યારે પ્રભુ પ્રસન્ન થયા અને બિરાજ્યા, એટલે પ્રભુથી

ખેંચાઇ જે ગયાં હતાં તે સર્વે લક્ષ્મી, શીયળ, ધર્મ વગેરે પાછાં આવ્યાં. તો જણાવવાનું કે તે સત્ય, શીલ વગેરે પ્રભુને ન છોડવાથી સર્વ વસ્તુ એની મેળે ખેંચાઇને આવે છે.

---

## આશાનું રૂપ.

ધર્મરાજાએ પૂછયું આશાનું રૂપ કહો. કારણ આશામાં સર્વે અથડાય છે અને આશા એક જાતનું બળ પણ આપે છે. આશા, એ મને આકાશ કરતાં પણ મોટી લાગે છે. ભીષ્મ પિતા મહે આ વિશે જણાવ્યું કે આશાના વિષયમાં તને જણાવું છું. હૈહય દેશનો સુમિત્ર નામનો રાજા જંગલમાં મૃગયા માટે ગયો તેમાં એક મૃગને બાણ મારતાં તે બાણ લઇને દોડયો. રાજા તેની પાછળ પોતાના બળના અભિમ નથી દોડયો. મૃગ ઘડીમાં દેખાય ઘળી ઝ.ડીમાં અદૃષ્ય થાય, પાછું મોઢું દેખાડે આમ કરી રાજાને અકળાવે પણ હાથમાં ન આવે. રાજાએ ક્રોધ કરીને બાણ માર્યું તે બાણ ચૂકાવ્યું અને મૃગ નિડર થઇને સામે ઉભો અને પાછો રાજાને શંકામાં નાખી, ગભરાવી, ચાલતો થયો. રાજાએ તેને પકડવા દૃઢ નિશ્ચય કર્યો ને દોડયો, પછી બહુ થાકયો તેમાં નદી કિનારે ચાલતાં એક આશ્રમ જોયો. મૃગની પાછળ જવાનું થાકી જવાથી છોડી, રાજા તે આશ્રમમાં ગયો. ત્યાં મહામુનિનાં દર્શન કર્યાં ચરણમાં નમ્યો યથા વિધિ પરસ્પર સત્કાર થયા. કુશળ પ્રશ્ન પૂછયા અને રાજાને આવવાનું કારણ તે મુનીએ પૂછયું. હે રાજા ! તમો ધનુષ લઇ આવ્યા છો તો શી ઇચ્છા છે ? આપનું નામ શું ? રાજાએ જવાબ આપ્યો; હૈહયકુળનો સુમિત્ર નામનો રાજા છું. એક મૃગની પાછળ દોડતાં અચાનક સારા ભાગ્ય યોગે આપનાં દર્શન થયાં, હું થાકી ગયો છું અને મૃગના નાસી જવાથી આશા ભંગ થયો છું; જેથી મારૂં બળ ને તેજ હરાઇ ગયા જેવું થયું છે, મને રાજ્ય, ધન એ કશું છોડવાની ઇચ્છા થતી નથી જેથી છોડયાં નથી; પણ આ મૃગ

ને પકડવા રૂપ આશા ભંગથી તો જાણે મારૂં રાજ અને લક્ષ્મી (અંતરનો ઉત્સાહ) વગેરે સર્વ હરાઈ ગયા જેવું થયું છે એક આશા ભંગ થતાં મનનો હૃદયનો આટલો બધો ફેર થતો હશે એ આજ પહેલો અનુભવ થયો. મારૂં હૃદય એટલું બધું એ આશા ભંગથી નરમ પડી ગયું છે કે હું અત્યંત પરાધીન અને ભિક્ષુક બન્યા જેવું મને લાગે છે અને તેમાં કારણ એ બન્યું કે તે મૃગ વારંવાર મારી સામાં ઉભો રહી હસતો હોય તેમ લાગે, કેમ જાણે મારી મશ્કરી કરતો હોય ? તેવું કરે. અને મેં બહુ ખીજાઇ જ્યાં બાણ માર્યું ત્યાં તે બાણ તેના શરીરમાં પેઠું કે કેમ ? એ પણ સમજાયું નહિ પણ બાણ દૂર ગયું અને તે તો હસવાની ચેષ્ટા કરતો મને ખીજવવા સામોજ ઉભો રહ્યો અને મારી ક્રૂરતા છતાં મારાથી જરા પણ ડર્યો નહિ. હું આશ્ચર્ય પામ્યો અને ખૂબ ક્રોધ કરી પકડવા દોડયો. પણ તે શાનો હાથ આવે ? કયાં ગયો તે ખબર ન પડી, પણ તેને પકડવાની આશાએ દોડતાં આશાતો નિષ્ફળ થઇ. પકડાયો નહિં. પરંતુ આપનાં દર્શન રૂપ અકસ્માત્ આ નવો લાભ થયો. મને લાગે છે કે નિરાશ થતાં જે હું તદન નિર્બળ જેવો થયો છું તેમાં આપશ્રી ખરી વાત સમજાવી મને નવું પવિત્ર બળ આપશો. મારે પૂછવાનું એકે જેઓએ પોતાના મનમાં મોટી આશા ધારી (રાખી) હોય તે અકસ્માત્ નિરાશ થાય તો તેની આવી દશા થતી હશે ? સર્વસ્વ નાશ થયા જેવું લાગતું હશે ? બુદ્ધિમંદ થતી હશે ? રસ્તો કાંઇ નહિ સૂઝતો હોય ? ચારે તરફ અંધારૂં દેખતો હશે ? ઘરબાર અને સ્ત્રી દ્રવ્ય વૈભવ વગેરે શૂન્ય ભાસતાં હશે ? શું એક નિરાશામાં આટલો ફેરફાર ?

तानिन्द्रियाणि सकलानितदेव कर्म साबुद्धिर प्रति हता वचनं तदेव
अर्थो ष्मणा विरहितः पुरुष स्सएव अन्यःक्षणेनभवतीति विचित्रमेतत्

એનો એ મનુષ્ય છે. તેનાં નાક, કાન વગેરે ઇન્દ્રિઓમાં પણ કશો ફેર થયો નથી, બુદ્ધિ પણ તેની તેજ છે અને બોલવાનું બળ અને

કુશળતા પણ ઓછી નથી થઇ; છતાં આશા ભંગ થવાથી કેમ જાણે સર્વ ધન નાશ પામ્યું હોય ? એમ માની તેના સંતાપથી તેજ પુરૂષનું આખું સ્વરૂપ બદલાઇજ જાય છે. પોતે અંધકારમય વિચિત્ર દુનિયાનો અનુભવ કરે છે. તેજ બુદ્ધિ છતાં તે બુદ્ધિ કશું કામ કરી શકતી નથી, રસ્તો સૂઝતો નથી, અકળાય છે, ગોથાં ખાય છે, ગભરાય છે, અને નિરાશ થતાં ભાન વગરનો બને છે. આમ એક ક્ષણ વારમાં જ એ શું થતું હશે ? તે હું મારા ગભરાટની શાંતિ માટે આપને પૂછું છું. મને આકાશ કરતાં પણ આશા મોટી થઇ પડી. કારણ મને મારી આશા કયાં ગઇ ? તે સૂઝતુંજ નથી; કારણ એ આશા ( દિશા ) નું મને ભાનજ નથી. તો મહારાજ આશાને આધિન થતાં મારી આ દશા ( દિશા ) થઇ છે. જેથી તે આશા મારે આધિન થાય તે રસ્તો મને બતાવો. આજ સુધી હું એમ ધારતો હતો કે દ્રવ્યનું બળ, રાજ્યનું બળ, સૈન્યનું બળ અને શરિરનું બળ જેનામાં હોય છે તે બહુ બળવાન ગણાય અને તેજસ્વી ગણાય. પણ એક આશાભંગથી મને સમજાયું કે મારાં એ સર્વ બળ નકામાં છે. પરંતુ આપશ્રીનું તપોબળ, જ્ઞાનબળ અને બુદ્ધિબળ એજ મહાન તેજસ્વી ને ખરાં બળ રૂપ છે કે જે તમારા પરમ બળથી જ, આશાને સમજી બળવાન થઇશ આપનો તપ પ્રભાવ હું બહુ મોટો દેખું છું. તો

> एतत्कारणसामर्थ्यं श्रोतुमिच्छामितत्वतः
> भवंतोपितपोनित्या द्युयुरेतत्समन्विता ॥ १ ॥

હે પ્રભો મુનીવર્ય ? એ મહાન તપથી આપ અત્યંત સામર્થ્ય-વાન ( સમર્થ ) છો કાર્યકુશળ છો, બુદ્ધિ કુશળ છો, અનુભવી અને વિદ્વાન છો જેથી. સર્વ રીતે બીજી પણ અનેક સત્તા આપમાં છે તો એ સત્તાથી આશાનાં કારણ અને તત્વો અને હેતુ, આપ જાણતા હો માટે તે હેતુ મને સમજાવી આનંદ આપો અને પવિત્ર રસ્તો બતાવો આ પર્ણકુટીમાં રાજા આવેલ છે એમ ખબર થતાં આ વાત જ્યાં થાય છે ત્યાં; બીજા આસપાસ રહેનારા મુનીઓ પણ આવ્યા. રાજાએ

ઉભા થઇ સર્વને પ્રણામ કર્યા અને સર્વે બેઠા. આથી પર્ણકુટી ઋષિમય થઇ એટલે આ ઋષિ કે જેનું નામ ઋષભ[1] ઋષિ (ધર્મપ્રવર્તક) હતું તે ઋષિ સંતુષ્ટ થયા અને સર્વ સભા સમક્ષ ધર્મમય પ્રવચન કરવા લાગ્યા.

ततस्तेषांसमस्ता नामृषिणामृषिसत्तमः
ऋषभोनामविप्रर्षि र्विस्मयन्निदमब्रवित

પછી તે સર્વ ઋષિઓના અગ્રણી તે શ્રેષ્ટ ઋષભ ઋષિ હાસ્યપૂર્વક તે રાજાને સર્વ ઋષિ સમક્ષ, આવી રીતે કહેવા લાગ્યા.

હે સુમિત્ર રાજા ! હું એક વખત તિર્થયાત્રા કરતાં ફરતો ફરતો બદ્રિકાશ્રમ તરફ ગયો અને ત્યાં નરનારાયણના આશ્રમમાં જઇ પવિત્ર મૂર્તિનાં દર્શન કર્યા અને ત્યાં થોડી વાર બેઠો. ત્યાં એક તનુ નામના ઋષિવર્ય ત્યાં પધાર્યા તેને જોઇ હું અત્યંત આશ્ચર્ય પામ્યો. મારા જીવનમાં કોઈ દીવસ પણ મેં એવું શરીર ન જોયેલ કે ન સાંભળેલ, તે એટલા દુર્બળ હતા કે, ફક્ત આપણી કનિષ્ટિકા આંગળી એટલે છેલ્લી આંગળીની જોડની આંગળી જેવુંજ તેનું શરીર હતું અને એક મનુષ્યની સાધારણ ઉંચાઇથી આઠ ઘણું ઉંચું તેનું શરીર હતું એટલે લગભગ ત્રીસથી બત્રીશ હાથની તેની ઉંચાઇ હતી, તેના બન્ને હાથ તો સળી જેવાજ લાગે, મુખ અતિશય નાનું, કાન, નેત્ર વગેરે તમામ અવયવો તેના શરીરના પ્રમાણમાં તદન સૂક્ષ્મજ હતા. છતાં તેનું બોલવું, ચાલવું વગેરે સર્વ મનુષ્યની સમાનજ હતું. પ્રથમ એ મોટું અને વિચિત્ર શરીર જોઇ હું આશ્ચર્ય સાથે ભય પામ્યો અને તે તો મારી પાસે આવીને ઉભા રહ્યા. પણ તપોબળના પ્રતાપે મને ડર ગયો અને હિંમત આવી અને તેના ચરણમાં નમ્યો અને મારૂં નામ ગોત્ર તેમને જણાવ્યું. તે

[1] ઋષભ—એટલે ધર્મ એમ શાસ્ત્રકારો કહે છે. પણ તેનો શબ્દાર્થ ઋષભ એટલે બળદ થાય છે તે પરથી શંકરનો પોઠીઓ (બળદ) વાહન ઠરાવ્યું છે તેનો એજ હેતુ છે કે બ્રહ્મરૂપ શંકરને ધર્મજ વહન કરે છે, પ્રેરે છે; અર્થાત્ ધર્મથી પ્રભુ પ્રેરાય છે.

મુનીએ બહુ વિવેક કર્યો. હસ્યા અને નિર્મળ વાણીથી જણાવ્યું કે મારા આ શરીરથી તમે જરાપણ ગભરાશે માં.

તેમનાં એટલાં વચનથી મને શાંતિ અને આનંદ મળ્યો એટલે કાંઇ પૂછવાની જ્યાં હિંમત કરૂં છું ત્યાં તો આસપાસ રહેનારા ઋષિઓ પણ આ આશ્ચર્યરૂપ શરીર જોવા આવવા લાગ્યા. સ્ત્રીઓ પણ નવાઇ જોવા આવવા લાગી. સર્વ મંડળ એકઠું થયું અને બેઠા. તેવામાં એક ઘોડેસ્વાર રાજા પણ ત્યાં ઓચિંતો આવ્યો અને વિચિત્ર રૂપ જોઇ ઘોડાપરથી ઉતરી તે સર્વેની પાસે આવી બેઠો. અને તે રાજાની સેના તથા સ્ત્રી મંડળ પણ સાથે હતાં તે પણ સર્વે આવ્યાં ને બેઠાં. રાજા બહુ ગભરાયેલ હતો. આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. છાતી ધડકતી હતી તેની સ્ત્રી પણ માથું પછાડતી હતી. આવી રહાકૂટજ થઇ રહેલ હતી ત્યારે તે આશ્ચર્યરૂપ દુર્બળ અને બત્રીશ હાથ લગભગ ઉંચાઇવાળા તે તનુ ઋષિ કે જેને જોઇ સર્વે આશ્ચર્ય પામ્યાં છે તે ઋષિ આ રાજાને પૂછવા લાગ્યા ભાઇ! શા માટે તું આંહી રોતો રોતો આવ્યો છે? તારી સ્ત્રી, માથા શા માટે કૂટે છે??

ત્યારે શરીર જોઇનેજ આશ્ચર્ય પામેલ તે રાજા બોલ્યો હે ધર્માત્મા? મારો એકનો એક પુત્ર આ જંગલમાં ખોવાઇ ગયો છે. તે પવિત્ર હતો, આજ્ઞા પાળક હતો તેના વિના હું અને મારી સ્ત્રી બહુ ગભરાઇ ગયાં છીએ અને અમને કશું સૂઝતું નથી. રાજ્ય, વૈભવ, ખાવું પીવું, એ સઘળું અમારૂં આ વખતે પુત્ર વિયોગથી ધૂળ થયું છે. જગતમાં ચારે તરફ અંધકાર અમને લાગે છે. અમારી બુદ્ધિ કાંઇ કામ કરતી નથી. પુત્રની આશાથી મેં અને મારી સ્ત્રીએ સર્વ સુખ તજ્યાં છે, ઘરબાર તજ્યાં છે. કશામાં સ્વાદ નથી. પુષ્પની શય્યા પણ શૂળ જેવી લાગે છે જેથી એ પુત્રની આશામાં અત્યંત ગભરાઇ ચારે તરફ ભમું છું તે ક્યાં હશે, શું કરતો હશે? શું તે રીસાયો હશે? તે ભૂખ્યો થયો હશે તો કોણ ખાવાનું આપતું હશે? અરેરે બિચારા તેની પણ દુર્દશા થઇ હશે? ક્યાંય ભૂલો પડયો હશે? જો તે મને નહિં મળે તો એ પુત્રની આશામાંજ મારૂં ને મારી

સ્ત્રીનું મરણ થશે તો મારી એ આશા (પુત્ર મળવા રૂપ આશા) આપ સફળ કરો. તનુ ઋષિ બોલ્યાઃ તપોબળથી અને દિવ્ય શક્તિથી મેં જાણી લીધું છે કે તારા પુત્રે મુર્ખ બુદ્ધિથી કોઇ ઋષિનું અપમાન કર્યું છે અને આશા ભંગ કરી છે. એ ઋષિએ સુવર્ણ (ઉત્તમ) કળશ અને વલ્કલ વસ્ત્ર માગેલ તે ન આપ્યાં અને તિરસ્કાર કર્યો તેથી તેની દુર્દશા થઇ. રાજા, પુત્રની આ મુર્ખાઇથી ખેદ પામ્યો અને જણાવ્યું કે તે બાળક બુદ્ધિવાન બન્યો અને ભુલ થઇ, તો આપ તે ભૂલ સુધારો. ત્યારે ઋષિએ કહ્યુંઃ તમે ચિંતા કરો માં અને બેસો. આમ કહી એ રાજાની આગતા સ્વાગતા કરી તેને અને તેની સ્ત્રીને તે ઋષિએ ધીરજ અને હિંમત આપી એટલે રાજા સ્ત્રી સહિત ઋષિનું શરીર જોઇ આશ્ચર્ય પામતો ત્યાં બેઠો, પછી ઋષિવર્યે નામ વિગેરે પૂછ્યું. ત્યારે રાજાએ જણાવ્યું કે

वीरद्युम्नइतिख्यातो राजाहंदिक्षुविश्रुतः
भूरिद्युम्नंसुतनष्टं मन्वेष्टुवनमागतः ॥ १ ॥

મારૂં નામ વીરદ્યુમ્ન રાજા એવું જગતમાં પ્રખ્યાત છે. અને હું ભુરીદ્યુમ્ન નામનો મારો પુત્ર વનમાં ખોવાઇ ગયો છે તેને ખોળવા માટે આવ્યો છું. રાજાનું વચન સાંભળી થોડી વાર સુધી મૌન રહ્યા પછી તે તનું ઋષિએ આગળ વાત ચાલાવી બોલ્યા કે, તારા પુત્રે જે ઋષિનો તિરસ્કાર કર્યો હતો તે ઋષિ આશાભંગ થવાથી બહુ ખેદ પામી તપ કરવા મંડયા અને નિશ્ચય કર્યો કે આજથી, રાજા કે કોઇની પણ આશા રાખવી નહિં. અને કોઇ પાસે કાંઇ પણ માગવુંજ નહિં. જે વસ્તુ નહિ હોય તેથી ચલાવવું. ભુખ વેઠવી, કષ્ટ વેઠવું, ખુવાર થવું, તે બધું સહન કરવું, પણ માગ્યા પછી નિરાશ થવું એ અતિ કષ્ટરૂપ છે.

देहीतिवचनंश्रुत्वा देहस्थाःपंचदेवताः
मुखान्निर्गत्यगच्छंति श्रीह्रीधीधृतिकीर्तयः ॥ १ ॥

કોઇની પાસે આશાથી જઇ માગવાનું કરતાં "આપો" એ વચનજ સાંભળીને તર્તજ લક્ષ્મી (તેજ) લાજ, બુદ્ધિ, ધીરજ અને

કીર્તિરૂપ પાંચ દેવતાઓ મુખમાંથી નીકળીને ચાલતા થાય છે. અર્થાત્ માગવાની સાથેજ તેજ વગરનો ઝાંખો થઇ અને પોતાનો મોભો (લાજ) હલકો કરે, અકલ વગરનો છે માટે અને એને બીજી આવડત નથી માટે માગે છે એમ લોકો કહે. બુદ્ધિવાન છતાં બુદ્ધિહિન ગણાય અને તેથી આબરૂ ખોયાથી કીર્તિ અને ધીરજને પણ ખુએ. એક કોઇની આશા કરવામાં આવું અધમ પરિણામ આવે છે માટે હું એ આશાને દૂરજ કરીશ. કારણ આશા એજ માણસને દુર્બળ કૃષ બનાવે છે. રાજાએ પુનઃ તે ઋષિને પૂછ્યું. આશાનું દુર્બળપણું મને કહો. ત્યારે ઋષિએ જુનીવાત સંભારતા હોય એ રૂપમાં બોલ્યા અને કહ્યું કે આશામાં ગોથાં ખાઇ અકળાયા કરવું ને તેને આધીન થવું તે દુર્બળ (કૃષ) અને આશાને જીતવી ને તાબે કરવી આનું નામ પુષ્ટી ( સંતોષ ) સમજવો.

પાછું રાજાએ પૂછયું. મહારાજ મને એક એ શંકા થઇ છે કે આજ સુધીના મારા જીવનમાં મેં તમારા જેવું કોઇનું પણ દુર્બલ અને આવડું બત્રીશ હાથ મોટું શરીર જોયું નથી. તો આવું તમારૂં શરીર છે તેનું શું કારણ ? તેના જવાબમાં તનુઋષિ બોલ્યાઃ રાજા આ શરીરપરથીજ સહજ સમજાય છે છતાં તું સમજતો નથી. આ મારા શરીરની લંબાઇ અને દુર્બળતા છે. તેજ આશા છે, આશા હંમેશાં દુર્બળ ( પરાધીન ) અને લાંબીજ હોય છે. તેનો અંત સહજમાં નથી આવતો, આ પરથી તારે એમ સમજવાનું કે સંતોષ એ જાડાપણું. અને અસંતોષ એ દુર્બળપણું છે. તો જે આશા રાખનાર, અને બીજાની ઉપર આધાર રાખનાર હોય તે હમેશાં દુર્બળજ હોય છે. કારણ, પરની આશા રાખનારમાં સંતોષ હોતોજ નથી. અને તેમાં પણ જેની આશા રાખે તેની પાસે આશા સફળ ન થાય તો તેની નિંદા ન કરવી અને સંતોષ માનવો. એવાતો કોઇકજ હોય છે. ભાઇ ! આશા ભંગ થતાં જે સંતાપ થાય છે તે સંતાપવાળી નિરાશા અત્યંત મારા કરતાં પણ દુર્બળ હોય છે અને તેમાં પણ જેની આશા રાખીએ તે મનુષ્ય આશા સફળ ન કરે એવા નીચ સ્વભા-

વનો હોય, દુષ્ટ હોય, ક્રોધી હોય અને તેથી નિરાશ કરનારો, કૃતઘ્ની આળસુ અને કોઇનું ભલું ન કરે તેવો હોય તેવાની આશા રાખવી, એતો અત્યંત દુર્બળતા સમજવી. એકજ પુત્રના પિતાની આશા તેનો પુત્ર ખોવાઇ જતાં તેનો પત્તો ન લાગે તે વખતે તેની આશા મારા જેવીજ દુર્બળ જાણવી; અર્થાત્ તારી પુત્ર મેળવવાની આશા, મારા કરતાં વધારે લાંબી અને દુર્બળ છે. વંધ્યા સ્રીને બહુ કાળે સગર્ભા થતાં પુત્રની આશા અને પુત્રને વૃદ્ધ મૃત્યુવશ થનાર પિતાની આશા, તેમજ વૃદ્ધાવસ્થામાં સ્રી કરીને પુત્ર મેળવવાની આશા, દુષ્ટ સ્વભાવવાળા ધનવાનની આશા, એક યુવાન કન્યા બીજે આપી દીધેલ હોય તેની આશા, એ તમામ આશા મારા કરતાં વધારે દુર્બળ અને લાંબી અને નિરાશારૂપજ છે. એમ આ શરીર પરથી તારે સમજવું.

રાજા, તે ઋષિનાં વચન સાંભળી ચરણમાં પડયો, નમ્યો આંખમાંથી આસું પાડયાં અને ક્ષમા માગી કહ્યું કે ઓ પ્રભુ ! હવે હું સમજ્યો કે મને બતાવવા માટે આશારૂપજ આપનું આ શરીર છે. તો હવે આપ મારા પુત્રને મેળવી મારી આશા આપજ સફળ કરો. હું આપને શરણે છું અને આપના બોધથી સમજ્યો કે જે મારા પુત્રે આપના શરીર જેવી કોઇને લાબી આશા આપી પછી મુર્ખાઇને લીધે નિરાશ કરેલા તેનુંજ આ ફળ હું ભોગવું છું તો હવે આશા આપ્યા પછી કોઇ દિવસ કોઇને નિરાશ નહિ કરૂં માટે મારી આશા સફળ કરો. તનુઋષિએ કહ્યું રાજા ! તને બોધ આપવા અને આશાનું રૂપ સમજાવવા માટેજ મેં આ સ્વરૂપ તને દર્શાવ્યું. લાંબી આશા આપી જે નિરાશ કરે તેવા પુરૂષનું આ રૂપ છે. જે બીજાની લાંબી આશા રાખી ને પછી પાછળથી ખરે સમયે નિરાશ થાય છે તે અત્યંત દુર્બળ અને સંતાપ પામી કષ્ટ ભોગવી જે નિશાસો નાખે છે તે નિશાસો ( ઉષ્ણ નિશ્વાસ ) આશા આપનારનાં પુન્ય, ધર્મ વગેરે સર્વ બાળીને નાશ કરે છે, માટે આશા, બનતાં સુધી ન આપવી અને આપ્યા પછી કોઇને નિરાશ તો નજ કરવો. વગર આશા આપ્યે

કોઇ આપણે આંગણે આશા કરીને આવ્યું હોય તેને પણ આપણી સત્તા પ્રમાણે સંતોષ આપવો, પણ નિરાશ ન કરવો એ આ મારા શરીરપરથી સર્વેએ સમજવાનું છે. આમ કહી તે આશાનું રૂપ જે બતાવેલ તેને બદલે પછી નિરાશ ન કરવાની રાજાને શિખામણ આપ્યા પછી યોગ બળથી તે રાજાના પુત્રને લાવી આપીને ઋષિએ તે રાજાને સંતુષ્ટ કર્યો અને પછી ધર્મનું અદ્દભુત દિવ્ય રૂપ ધારણ કરી સર્વના હૃદયમાં પ્રકાશ કરી કોઇને નિરાશ ન કરવા અને સર્વની આશા સફળ કરવી એવો બોધ આપીને ઋષિ ત્યાંથી ચાલતા થયા અને તે રાજાએ બોધ લઇ તે પ્રમાણે ઘેર જઇ સર્વની આશા સફળ કરવાનું વ્રત લીધું.

ઋષભમુનીએ પછી સુમિત્ર રાજાને જણાવ્યું કે તું પણ નમાલી મૃગ પશુની આશાને દૂર કરી પવિત્ર આશાઓ જે કોઇ તારે માટે રાખે, તેની આશા સફળ કરવાની ટેવ રાખીશ તો તારી આશા સફળ થશે. જે જગતને નિરાશ નથી કરતો તેની આશા સફળજ થાય છે. આ વચન સાંભળી તે રાજા સંતુષ્ટ થયા ને તે ઋષિને નમન કરી જણાવ્યું કે આપશ્રી કહો છો તે બરાબર છે. આપણે બીજાની આશા સફળ કરીએ તો આપણી આશાઓ સફળ થાય છે જ. આમ કહી ઋષિને નમીને સંતુષ્ટ થઇને તે રાજા પોતાને ઘેર ગયો. આ દ્રષ્ટાંતપરથી તમારે એ સમજવાનું કે આશા એ જગતનું જીવન અને પોષણનું સાધન છે. કોઇને એક વખત આશા આપી તેને નિરાશ કરવો એ મહા ઘોર પાપ છે. એના કરતાં આશા નજ આપવી એ વધારે સારૂં છે.

છતાં સત્તાવાન, ધનવાન, દયાવાન અને ઉદારતાવાળા પુરૂષ પાસે તો આશા આપ્યા વિના લોકો તેના ધન અને ઉદારતાના ગુણ સાંભળીનેજ અર્થી જનો આશા માટે આવે છે, તો તેઓએ પોતાનું ઘર, આબરૂ, ધન અને પ્રતિષ્ટા તરફ નજર કરીને આંગણે આશા કરીને આવનારને નિરાશ નજ કરવો; એજ ખરૂં ધનવાન ગૃહસ્થનુ લક્ષણ છે.

## મહાપાપ લોભ.

ધર્મરાજાએ પૂછ્યું ખરૂં પાપનું મૂળ જણાવો.

ભીષ્મ દાદાએ જવાબ આપ્યો કે લોભ, એ મુખ્ય પાપનું મૂળ છે. લોભને લીધે મનુષ્યો ન કરવાનાં કર્તવ્યો કરે છે. સ્મશાન વાસ કરે, પરદેશ જાય, ચોરી કરે, લુચ્ચાઇ કરે, અનીતિ કરે, સગાવહાલામાં વેર કરે .વગેરે લોભને લીધેજ સઘળું થાય છે. લોભિષ્ટ મનુષ્ય નિર્લજ થાય છે. અને ચાહુન ઉઘાડીરીતે પોતાના સ્વાર્થની ખાતર બીજાનું ગમે તે થાય તે તરફ જોતોજ નથી. તેનું હૃદય, પથ્થરથી પણ વધારે કઠણ બને છે. દયા તેના હૃદયમાં લેશ પણ હોતી નથી. તેને, અપકીર્તિની દરકાર રહેતી નથી તેવો મનુષ્ય દ્રવ્યનેજ મુખ્ય વસ્તુ, દેવ સમાન ગણે છે. જેથી ન્યાય અન્યાય ગમે તે રસ્તે તે એકત્ર કરવું અને સાચવી રાખવું, વાપરવું નહિ, એ સિદ્ધાંત વાળો બને છે. હવે લોભ એ વસ્તુના કેટલાક અવળા અર્થ કરે છે. તે એ કે બહુ ઉદ્યોગ કરનાર અને પૈસા એકત્ર કરનારને પણ કેટલાક લોભી કહે છે. પણ પૈસા ન્યાયને રસ્તે એકઠા કરવા એનું નામ લોભ નથી, પણ પૈસાની ખાતર કે પોતાના કોઇપણ પ્રકારના અંગત સ્વાર્થની ખાતર બીજાને નુકશાન કરીને પણ પોતાનો સ્વાર્થ, લાભ સાધવો એ એક લોભનું લક્ષણ છે. કેટલાક એવી રીતે પૈસા એકઠા કરીને પછી અનીતિને રસ્તે વાપરે, ઉડાવે, તેમ લોકમાં સારૂં કહેવડાવવા ખાતર દાન પણ કરે તો આવી રીતે પારકાનું નુકશાન કરી હેરાન કરી પૈસા એકત્ર કરી વાપરવું અમે એને પણ કીર્તિનો લોભજ ગણીએ છીએ એ પુણ્ય નહિજ.

હવે લોભનું બીજું રૂપ એ કે પૈસો ન્યાયથી મેળવે, જુઠું ન બોલે, કોઇનો દ્વેષ ન કરે એ બધા સદ્ગુણો હોય; છતાં એકત્ર કરેલ પૈસામાંથી જરાપણ વાપરે નહિં, પણ માત્ર એકઠોજ કરી જાણે તો તે મુખ્ય લોભનું લક્ષણ છે. ભલે સારે રસ્તે દ્રવ્ય મેળવે પણ તેનો સારે રસ્તે પાછો ઉપયોગ ન કરે તો તેનું મન મલીન,થાય છે.

જેમ એક વહેતું નદીનું પાણી હોય છે તે ચોખ્ખું ને પીવા લાયક હોય છે. પણ એક ખાડામાં ભરાઇ રહેલું પાણી ભલે ગંગાજળ જેવું પવિત્ર હોય પણ તેમાં કીચડ થાય, જંતુ પડે, ગંધાઇ જાય અને પીવાને કે સ્નાન કરવાને કશાને ઉપયોગી રહેતું નથી. તેમ ઘરમાં એકઠું કરેલ દ્રવ્ય, સારા જળ સમાન સારે રસ્તે આવેલ હોય તોપણુ તે એકઠું રહેવાથી હૃદયને મલીન કરે છે. મોહ કરે છે. કોઇ ભુલેચુકે વધારે વાપરે તો તેવો લોભિષ્ટ, મનમાં કલેશ કરે છે. મારી કમાણીનું નાણું, વાપરી નાખે છે એમ મનમાં ખરાબ અસર થવા રૂપ મલીન જંતુઓ તેના હૃદયમાં દાખલ થાય છે તેથી બુદ્ધિ ને જ્ઞાનરૂપી જળ બગડે છે.

लोभोद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः
स्मृतिभ्रंषाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति

લોભથી મોહ “ વસ્તુ મેળવવાની અતિ આતુરતા ” થાય છે. અને પછી તે આતુરતા એટલી વધે છે કે તે ધારેલી વસ્તુ ન મળે તો બેભાન થાય છે. અને તેથી બુદ્ધિ નાશ ( ભ્રષ્ટ ) થાય કે જેથી તે મેળવવા માટે ન કરવાનાં કૃત્ય કરવાનું મન થાય અને તેમ કરતાં દુનિયામાં બે આબરૂ થાય, ધિક્કાર પામે, નાક કપાય, એટલે જે માણસની આબરૂ ગઇ તે મુવેજ છે. માટે ગીતાજીમાં કહે છે કે બુદ્ધિનો નાશ પામતાં તે મરે છે. તે મરણનો અર્થજ આબરૂ જવી, દુનિયાનો ફિટકાર, અપકીર્તિ વગેરે સમજવાનું છે. એક લોભનું આ પરિણામ આવે છે. એક ઇન્દ્રિ બગડતાં બધી બગડે છે. એક વૃત્તિ બગડતાં બધી વૃત્તિ બગડે છે અર્થાત્ લોભની ખાતર ન કરવાનાં કૃત્ય બધાં કરે તેમાં સર્વ આવી ગયું. ન ખાવાનું ખાય. પરસ્ત્રી સેવન લોભ ખાતર કરે અને તે પોતાના દુર્ગુણો ઢાંકવા બીજાની નિંદા પણ કરે છે, જેથી વાણી બગડે, બહુ વિષય સેવનને લીધે સારૂં ખાવાનું મન થાય છે, જેથી જીભ બગડે, પોતાથી બીજો સારો હોય તે જોઇ ન શકે. બીજાની સ્તુતિ ને પોતાની નિંદા સહન ન કરે તેથી ઇર્ષ્યા ઉત્પન્ન થાય

પોતાની સ્તુતિ કરવાને દોરાય, સાહસ કરે, આવાં અનેક દુષ્ટ કર્મો એક લોભને લીધે વધે છે. લોભિષ્ટ મનુષ્યને ગમે તેટલું મળે તો પણ સંતોષ તો થતોજ નથી. આશ્ચર્ય તો એ છે કે સારા સારા વિદ્વાન, ડાહ્યા અને બુદ્ધિશાળી પણ લોભમાં ફસાય છે. લોભિષ્ટની વાણી મધુર હોય પણ ઝેરથી ભરેલ હોય છે, એ અનેક વેશ કરી જગતને ઠગે છે. વળી વિદ્વાન લોભી હોય તો તે ધર્મને બહાને ને શાસ્ત્રને બહાને અનેક દુષ્કર્મો કરે અને ધર્મને બહાને સ્ત્રી વગેરે પાસે અનીતિ કરાવે અને ધન લુટે; એટલે કે તેની લાજ અને દ્રવ્ય બેય લુટે અને આબરૂ ગુમાવે અને ધર્મ શાસ્ત્રનું બહાનું આપે. તેવા ધર્મને નામે અંધ બનેલ વિદ્વાનો, તેનો ગેર ઉપયોગ કરતાં ભોળી સ્ત્રી વગેરેને સમજાવીને કહે છે કે येनकेन प्रकारेण सतोषंजनयेत्सुधीः

ગમે તે પ્રકારે અનીતિની દરકાર કર્યા વિના સૌને રાજી કરવા. સંતોષ આપવો અને સારા વિદ્વાનની સેવા કરવી એજ ઉત્તમ માર્ગ છે. આમ સંતોષ આપનારને तदेवेश्वर पूजनम् તેજ ઇશ્વર પૂજન છે એમ ગણી વિદ્વાનનું સન્માન અને આશા સફળ કરનાર ઉત્તમ પદને પામે છે. આમ કહી અધર્મને રસ્તે દોરે છે અને જ્ઞાનનો ઉંધો અર્થ કરે છે. આમ સારા વિદ્વાનો અને ડાહ્યા પુરૂષો જ્યારે કરવા લાગે ત્યારે લોકો પણ તેને અનુસરે અને તેથી જગત અવળે ચગડોલે ચડે તો વિદ્વાન અને બુદ્ધિશાળી આમ જગતને દોરે છે તેથી તે તો લોભને લીધે અતિશય પાપી બને છે. આ એક પૈસાના લોભનીજ વાત નથી પણ દરેક સ્વાર્થ સાધવાને ઇન્દ્રિ તૃપ્ત કરવા રૂપ લોભની ખાતર આવાં કૃત્યો કરનારાની વાત છે અને એમ ધર્મને બહાને અધર્મને રસ્તે પોતે દોરાય અને બીજાને દોરે તે સારૂં નહિં પણ તે ધર્માત્મારૂપે મોટો દંભી અને ઢોંગી પુરૂષજ ગણવો. એવી વિદ્વત્તા કેવળ નકામીજ છે માટે તેવા લોભિષ્ટથી દુર રહેવું. [illegible] સત્પાત્ર હોય, પવિત્ર હોય, અવળે રસ્તે ન પ્રેરે તેવો [illegible]વાની સંગતી જરૂર કરવી. જે પોતે પવિત્ર હોય તે બીજાને [illegible] બનાવે.

જે પોતે ઉદાર હોય, ધર્મપરાયણ હોય તે બીજાને તેવો બનાવે છે. માટે તેવા આચરણવાળો વિદ્વાન હોય તેજ ખરો વિદ્વાન સમજવો. પણ લોભિષ્ટ ને લાલચુ અને નીચ વિચારવાળા ભલે શાસ્ત્રના અભ્યાસી હોય છતાં તે અભ્યાસ અને શાસ્ત્રરૂપ ઉત્તમ જ્ઞાનરૂપ ગંગાજળ એક ખાળના પાણીમાં રેડવાથી તે ગંગાજળ જેમ ખાળના પાણી જેવું બને છે. તેમ તેની વિદ્યારૂપ ગંગાજળ લોભ મોહ અને તેને લીધે કરેલ દુરાચરણરૂપ ખાળના જળ સાથે મળવાથી તે પવિત્ર વિદ્યા દુર્ગંધમયજ બને છે. માટે તે પુરૂષોનો સંગ ન કરતાં નિરભિમાની, પવિત્ર, વિદ્યાવાન અને જેનું અંતર નિર્મળ છે તે પુરૂષના હૃદયમાં રહેલ વિદ્યા અને જ્ઞાનરૂપ જળ કેવળ ગંગાજળરૂપજ હોવાથી જેમ ખાળમાં એક કળશો ગંગાજળ નાંખતાં તે ખાળરૂપજ બને છે તેવીજ રીતે એક ખાળમાંથી લીધેલ પાણીનો લોટો ગંગાના નિર્મળ પ્રવાહમાં પડે તો તે ખાળનું પાણી ગંગાજળરૂપજ બને છે. તેમ, આપણું અજ્ઞાનરૂપ ખાળનું પાણી હોય પણ નિર્મળ જેનો વાણીનો પ્રવાહ વહે છે એવા જ્ઞાની પવિત્રાત્મા પુરૂષના સમાગમથી આપણું અજ્ઞાન મટી જઇ જ્ઞાનરૂપ જ બને છે. માટે નિર્મળ પ્રવાહવાળા વિદ્વાન પવિત્ર આત્માનો સંગ કરવો કે જેમાં અપવિત્ર લોભ વગેરે દુર્ગુણ નજ હોય. એવા નિમળ પુરૂષો હંમેશાં પવિત્રજ હોઇ બીજાનું શ્રેય કરવાને માટેજ આતુર રહે છે તેથી તેઓમાં દૈવી બળ હોવાથી તેને સર્વે માન આપે છે અને તેનો બોધ આપણા હૃદયમાં સચ્ચોટ અસર કરે છે. આપણું મન ફેરવી અવશ્ય નિર્મળ બનાવે છે.

धर्मप्रियां स्तान्सुमहानुभावान् दांतोप्रमत्तश्च समर्चयेथाः
देवात्सर्वे गुणवंतोमयंति शुभाशुभे वाक्प्रलापास्तयान्ये ॥१॥

માટે ધર્મપ્રિય અને પવિત્રવૃત્તિવાળાજ મહાન પુરૂષો ગણી તેનું પૂજન કરવું અર્થાત્ તેની આજ્ઞામાં રહેવું. કારણ તેવા ગુણવાનનાં

વચનો શુભ અને પવિત્ર હોય છે તેથી સર્વને દૈવી તત્વવાન ને ગુણવાન બનાવે છે. એવા સત્પુરૂષો અજ્ઞાન મટાડે છે.

ધર્મરાજા કહે છે મને અજ્ઞાનનું રૂપ; પ્રવૃત્તિ, સ્થાન, ક્ષય, ઉદય, મૂળ યોગ અને ગતિ તથા તેથી થતાં દુઃખ મને જણાવો.

ભીષ્મ કહે છેઃ રાગ ( પ્રિતી ) દ્વેષ મોહ હર્ષ, શોક અભિમાન, કામ ક્રોધ, ગર્વ આશા તૃષ્ણા, દ્વેષ સંતાપ, ઇર્ષ્યા અદેખાઇ. એ સર્વ અજ્ઞાનનાં લક્ષણો છે. તને ટૂકામાં જણાવું છું કે અતિ લોભ એજ અજ્ઞાન અને એ બન્ને સમાન પાપ ફળ આપનાર છે અર્થાત્ લોભ વધવાથીજ અજ્ઞાન વધે છે, અને લોભ જેમ ઓછો થાય તેમ અજ્ઞાન ઘટતું જાય છે. તેથી તેનો ખરો આધાર લોભજ છે એટલે ૧ અજ્ઞાનનું પ્રત્યક્ષરૂપ લોભ છે. ૨ એનું કર્તવ્ય લોભથીજ છે. ૩ તેનું સ્થાન લોભજ છે. ૪ વધે છે લોભને લીધે. ૫ તેનો નાશ પણ લોભના નાશ સાથેજ છે. અને ૬ તેનો ઉદય પણ લોભથીજ છે. આમ છ પ્રકારથી લોભમયજ અજ્ઞાન સમજવું. હવે તારૂં સાતમું પ્રશ્ન તે અજ્ઞાનનું મૂળ શું ? એ છે. તો તેના જવાબમાં જણાવવાનું કે અજ્ઞાન જન્ય લોભનું મૂળ મોહ છે; અર્થાત્ મોહ અને લોભ એ બંનેના સંયોગથીજ અજ્ઞાન અત્યંત વધે છે. તેથી મોહનો નાશ થતાંજ અજ્ઞાનનો નાશ થાય છે, લોભનો નાશ એ અજ્ઞાનનો નાશ થઇ ચૂકયો સમજવો. જનક અને માંધાતા વગેરે રાજાઓ લોભ તજવાથી ઉત્તમ ગતી મેળવી ગયા માટે જણાવવાનું કેઃ—

> मत्स्यक्षंतुकुरुश्रेष्ठत्यजलोभ मिहात्मना
> त्यक्त्वा लोभं सुखं लोके प्रेत्य चानु चरिष्यसि

તું ખરી રીતે લોભનો ત્યાગ કરી હે ધર્મરાજા અજ્ઞાનનો નાશ કર કારણ તેમ કરવાથી પવિત્ર લોકમાં વાસ થશે.

ધર્મરાજા કહે છેઃ—હવે મારે જે આચરણ કરવાનાં હોય તે કહો. ત્યારે ભીષ્મ કહે છેઃ પ્રથમ મન અને ઇન્દ્રિયો વશ રાખવી, જીભ વશ રાખવી, આગળ પાછળ નજર કરવી, બોલવું તેજ પાળવું. અને

સાચું બોલવું એ ટેવ રાખવી, સંતોષ રાખવો, વચનમાં મીઠાશ રાખવી, કોઇના મનને દુભવવું નહિ, સૌપર દયા રાખવી, કોઇના કહેવાથી એકદમ કોઇપર ખોટો વહેમ ન રાખવો અને સાંભળેલ વાત પરથી કોઇને વગર તપાસ્યે દોષિત ન ગણવો. ક્રોધ ન કરવો, પોતાની સ્તુતી ન કરવી, જેમાં લોક નિંદા થાય તે કર્મ ન કરવું ને તે માર્ગે ન જવું, કદી સારૂં કામ હોય પણ દુનિયાદારીમાં ખરાબ લાગે તે ખરાબજ ગણી તજવું. કોઇનું સારૂં જોઇ રાજી થવું, સર્વ તરફ ( શત્રુ પર પણ ) અમી નજરજ કરવાની ટેવ રાખવી, આવા સ્વભાવવાળો સર્વત્ર નિર્ભય થઇને ફરે છે અને જગત સમગ્ર તેને મીઠી નજરથીજ જુએ છે. માટે આવા સ્વભાવ સાથે સત્યવૃતવાળું થવું. ધર્મરાજા કહેવા લાગ્યા કે મને આપ હજી સત્ય સમજાવો, કારણ સત્ય એ શું ? તે મારે હજી જાણવું અને સમજવું છે. ધર્મરાજાએ વધારે સત્ય સ્વરૂપ જાણવાને પૂછતાં ભીષ્મપિતામહ બોલ્યાઃ સત્યના ૧૩ તેર ભેદ છે ૧ સત્ય, ૨ સમાન બુધ્ધિ, ૩ ઇન્દ્રિય દમન, ૪ માત્સર ત્યાગ, ૫ ક્ષમા, ૬ લજ્જા ૭ સહનશીલતા, ૮ અનુસૂયતા, ૯ ત્યાગરૂપ ધ્યાન, ૧૦ આર્યપણું, ૧૧ ધૃતિ, ૧૨ નિરંતર દયા, ૧૩ અહિંસા.

૧ સત્ય—સત્ય મુખ્ય ભેદ સત્ય શું તે જણાવ્યું છે. છતાં જણાવું છું કે સત્ય સદાય નિર્વિકાર તત્વ છે, સ્વયં પ્રકાશી બ્રહ્મ સ્વરૂપ છે, જગતને પોષણ કરનાર, વધારનાર, આનંદ આપનાર ને સર્વનું હિતકર જે હોય એ સત્યજ છે. તેથી જે કાંઇ કામ કરતાં પૂરેપૂરો ધર્મ સચવાય, પોષણ થાય, કોઇને નુકશાન ન થાય અને સર્વને આનંદ સાથે જે કામ પવિત્ર ને નિર્વિકારમય હોય એ કર્તવ્ય ને શાસ્ત્રકારો સત્ય કહે છે.

धाम्नास्वेनसदानिरस्त कुहकसत्यंपरधीमहि.

પોતાના તેજથી, આત્મ બળથી, જગતમાં અજવાળું પાડે, અંધારાનો નાશ કરે, એવું જે સ્વરૂપ અને આચરણ તેજ સત્ય સ્વરૂપ શ્રી પ્રભુજ તેમા વસેલ છે એમ સમજવું; અર્થાત્ એવાં સ્થો

જેમાં વસેલાં છે તે પુરૂષ મનુષ્યોમાં ઉત્તમ હોવાથી પુરૂષોત્તમ જ ગણાય. માટે તેવા પુરૂષોત્તમનું હું ધ્યાન કરૂં છું ચિંતવન કરૂં છું.

૨ **बीजोगुण समानता ॥ शुनिचेवश्वपाकेच पंडिता समदर्शिनः ॥** શ્વાન અને ચંડાળમાં પણ સમાન ભાવ રાખે તેજ પંડિત ગણાય. અર્થાત્ ક્ષુદ્ર, શ્વાનજેવા, હલકા સ્વભાવનો મનુષ્ય અને ઘાતકી દ્વેષિ મનુષ્ય હોય તેનીપર એમ સર્વ પર સમાન મીઠી નજર રાખવી એ સત્યનોજ ગુણ છે; એટલે કામ, ક્રોધ તથા લોભને તજે ત્યારે એ ગુણ મેળવી શકાય છે.

૩ **त्रीजो प्रकार सत्यनो दम नामनो छे**—કોઇમાં પણ લાલચ ન રાખતાં કોઇ ચીજ કે મનુષ્ય તરફ અન્યાયને રસ્તે અપવિત્ર અનીતિમય ભાવના થાય તેને ન થવા દેતાં મનને નીતિ તરફજ દોરવું. એને દમ કહે છે. આને માટે ધીરજ અને સહન શીલતા એ ખાસ જોઇએછીએ; માટે તે સહન શીલતારૂપ ઔષધથી વિકારરૂપ રોગ વાળી થતી ઇન્દ્રિને રોકી નીતિને રસ્તે, પવિત્ર રસ્તે ઇંદ્રિને શાંત કરવી. આ ગુણ પણ સત્યનોજ છે કારણ તેમ કરી નીતિને રસ્તે ચાલવાથીજ સત્ય પ્રકાશે છે.

૪ **अमात्सर्य**—ચોથો ગુણ દાન અને ધર્મમાં વૃત્તિ રાખવી પરંતુ તેવા શુભ ધર્મ કાર્યમાં બેદરકાર ન રહેવું. તેને અમાત્સર્ય કહે છે. અને આવી રીતે દાન કરવાથી નાદાન મટાય છે અને ધર્મને લીધે ઉજ્વળતા પ્રાપ્ત થાય છે.

૫ **क्षमा**—પાંચમો સત્યનો ક્ષમા ગુણ છે. સત્પુરૂષ હમેશાં પોતાનીપર આવેલ કષ્ટને અને કરેલ અપરાધને ભુલી જાય અને અપરાધ કરનારને તે લાયક હોય કે નાલાયક હોય પરંતુ માફી જ આપે છે. એ ક્ષમા ગણાય. કેટલાક પુરૂષો આ વિષયમાં વિરૂદ્ધ થાય છે તેનું કારણ એ કે તેજસ્વી પુરૂષ હમેશાં ક્ષમા આપનારને બાયલો ગણે છે અને નમાલો, હીનસત્વ કહે છે. પરંતુ વિદ્વાન મનુષ્યે તે તરફ નથી જોવાનું; માત્ર એજ

કે તે ક્ષમાને માટે સામાની લાયકાત કેટલી છે ? અશ્વત્થામાને ક્ષમા આપી તો પાછો તે પાંડવોને ( તમોને ) મારવાનેજ તૈયાર થયો. આવે પ્રસંગે શું કરવું ? તેનો ખુલાસો એ કે જે માણસને ક્ષમા આપવાની હોય તેના પ્રથમ દુર્ગુણોનો સંહાર કરવો અગર એ દુર્ગુણોનો ઉપયોગ ન કરી શકે એવી રીતે સત્તાહીન કરીને પછી તેના શરીરને ક્ષમા આપવી કે જેથી તેના દુર્ગુણો સત્તાહીન થતા પાછું ખરાબ કરવાનું મન ન થાય. આને માટે ઘણા ઉપાયો છે. તે એ કે જે સુધરે તેની બુદ્ધિ સુધારીને દુર્ગુણો ટાળવા અને ન સમજે તેને ભય આપીને એટલે એક વખત માફી આપીએ છીએ પરંતુ બીજી વખત જો અપરાધ થશે, તો ભયંકર કષ્ટ આપશું વગેરે ભય જણાવવો કે જેના ડરથી કે (જામીન લઇને) ક્ષમા આપવી.

૬ लज्जाः—જે હમેશા હું કોણ છું ? મારૂં કુળ શું છે ? વગેરેનો વિચાર કરે છે. ઉત્તમ માનવજાતી બનીને અધમ કરૂં તો લોકમાં મારૂં ખરાબ કહેવાય એમ લોક લજ્જાથી પણ ખરાબ કરતાં અટકે તે લજા ગુણ કહેવાય. અગર નિંદાના ડરથી શરમાઇને આડે રસ્તે ન દોરવાય અને શરમનો માર્યો ઝાઝું બોલી ન શકે જેથી આડે રસ્તે ન દોરવાય એ લજ્જાના ગુણ સમજવા. આપણામાં સ્ત્રીઓમાં લાજ કાઢવાનો રિવાજ છે તેનો ખરો અર્થ એજ છે કે લજ્જા એટલે શરમને લીધે બોલવા ચાલવામાં અને વ્યવહારમાં મોટાઓ અને પવિત્ર અન્ય પુરૂષોની મર્યાદા સાચવીનેજ નિયમમાં રહે. ઉછાંછળા ન થાય-વગેરે જે હેતુ છે તે સત્યના પ્રકાશ રૂપજ છે.

૭ तितिक्षाः—સહન શીલપણુ–અકસ્માત કષ્ટ આવી પડે અગર કોઇ અનેક કારણોથી અગવડો આવે તે વખતે ગભરાવું નહિ પણ સહન કરી રસ્તો કાઢવાની ટેવ પાડવી તેને તિતિક્ષા " સહન શીલતા " કહે છે.

૮ अनसूयता—કોઇના ગુણ દોષ જોવા અને નિંદાખોર થવું એને અસૂયા કહે છે. અને તે ટેવ ન રાખવી તેને અનસૂયા કહે છે.

नगुणान्गुणिनोहंति स्तौतिमंदगुणानपि।
नान्यदोषेपुरमते सानसूयाप्रकीर्तिता:

કોઇ ગુણવાન પુરૂષની નિંદા ન કરતાં અલ્પ ( સાધારણ ) પણ તેના જે ગુણો હોય તેટલા ગુણો માટે પણ તેની પ્રસંશા કરે એવી જે વૃત્તિ તે અનસૂયાગુણયુક્તવૃત્તિ જાણવી અને તે વૃત્તિ એ સત્યનુંજ સ્વરૂપ છે.

૯ त्याग—નવમું ત્યાગ, એ નામનું સ્વરૂપ છે. દુષ્ટ શબ્દો ન બોલવા, ખરાબ રસ્તા તરફ દૃષ્ટિ ન કરતાં તેવાં અવળાં આચરણો તજવાં એને ત્યાગ ગણેલ છે, તેમજ सर्वकर्मफलत्याग प्राहुस्त्यागं विचक्षणा: ॥

સર્વ કર્મ કરે પણ કોઇનું કામ કરતાં આશા ન રાખતાં નિસ્વાર્થ વૃત્તિથીજ કામ કરવાની વૃત્તિ રાખવી એને શાસ્ત્રકારો ત્યાગજ કહે છે. તેમ કોઇ સાથે દ્વેષ ન રાખવો એ પણ ત્યાગ કહેવાય છે.

૧૦ आर्यता—અહંકાર કે ખોટો ડોળ ( દંભ ) ન રાખતાં ખરો રસ્તોજ પકડે, ધર્માચરણ કરે ને પોતે પવિત્ર બને ને બીજાને તેવા બનાવે તે આર્યતા કહેવાય છે.

૧૧ धृति—જે મનુષ્ય સુખ દુ:ખથી વિકારવાન ન બને અને વિપત્તિ આવતાં શાંત બને, ગભરાય નહિં. તે ધૃતિગુણ સમજવો.

૧૨ दया—જે કોઇનો દ્વેષ ન કરે તથા સામાનાં દુઃખ જોઇ તેનાં દુ:ખ ટાળવાને માટે લાગણી થઇ આવે તે દયા ગણાય.

૧૩ अहिंसा—તેમ જે કોઇનું મનવાણીથી ખરાબ ન બોલે, કોઇના મનમાં દુ:ખ થાય એવા શબ્દો ન બોલે ને કોઇનું બગાડે નહિ તે અહિંસા ગણાય છે. તેમજ જે કોઇનો પ્રાણ બચાવે તે પણ અહિંસા કહેવાય. આમ અહિંસાના બે ભેદ છે અને તે સત્યનો પ્રકારજ છે.

આવી રીતે સત્યના તેર પ્રકારનું વર્ણન તમોને કહી સંભળાવ્યું. સત્ય પાળનાર દેવ ગણાય છે, વેદમાં સત્યનેજ પ્રકાશમાન ઇશ્વર ગણેલ છે.

---

## ૧૩ દુર્ગુણો અને કૃતઘ્ની.

ધર્મ રાજા કહે છેઃ જેમ ૧૩ સત્યના ભેદ કહ્યા તેવી રીતે તેર દુર્ગુણો છે જેવા કેઃ—

૧ ક્રોધ, ૨ કામ, ૩ શોક, ૪ મોહ, ૫ વિધિત્સા, ૬ પરાસુતા, ૭ લોભ, ૮ માત્સર્ય, ૯ ઇર્ષ્યા, ૧૦ કુત્સા, ૧૧ અસૂયા, ૧૨ કૃપા, અને ૧૩ ભય એ તેર દુર્ગુણો કેવી રીતે પેદા થાય તથા તેનો નાશ કેમ થાય તે કહો.

ભીષ્મ બોલ્યા—જે પોતાના પવિત્ર કર્તવ્યમાં બેદરકાર રહે તેને વરૂની પેઠે તે દુર્ગુણો ભ્રષ્ટ કરે છે તો તે દુર્ગુણો કેમ વધે છે, તે કહું છું.

૧ ક્રોધ—પ્રથમ ક્રોધની વાત કહું છું. અતિશય લોભને લીધે ક્રોધ વધે અને તે ક્ષમાથી નાશ પામે છે.

૨ કામ—સંકલ્પ વિચારો અને સ્ત્રી સંગથી કામ વધે છે. અને બીજા વિચારોમાં ઉતરી જઇ મનને ફેરવી નાખવાથી તે કામ શાંત થાય છે.

૩ શોક—દુઃખ સહન ન થવાથી ને સગા સ્નેહિના વિયોગથી કલેશ અને શોક થાય છે, અને સહન કરવાની ટેવ પાડવાથી તે મટે છે.

૪ મોહ—મોહ અવિવેક ને અજ્ઞાનથી થાય છે અને પાપકર્મ કરવાથી વધે છે, જ્યારે બુદ્ધિમાન પુરૂષના સમાગમથી તે મટે છે.

૫ વિધિત્સા—( આત્મશ્લાઘા ) પોતાનાં વખાણ કરવાની વૃત્તિને વિધિત્સા કહે છે. તે વધારે અનુભવ થતાં ને બોહોળો અભ્યાસ થતાં નાશ પામે છે.

૬ ક્રૂરતા—એટલે અઘટિત કામ કરવાની વૃત્તિ. આ વૃત્તિ ક્રોધ ને લોભને લીધેજ થાય છે અને દયા રાખવાની ટેવ પાડવાથી ક્રોધથી થએલ એ વૃત્તિ નાશ પામશે અને ધન નાશવંતજ છે એવો વૈરાગ્ય થવાથી લોભથી થએલ અઘટિત કામવૃત્તિ નાશ પામશે.

૭ લોભ—અજ્ઞાન ને અવિવેકથી લોભ વધે છે પણ આખર બધુ અસ્થિર છે એવી વૃત્તિ થવાથી તે નાશ પામે છે.

૮ માત્સર્ય—સત્યના ત્યાગથી અને નઠારાના સેવનથી માત્સર્ય એટલે અદેખાઇ વધે છે. અને સત્પુરૂષોના બોધથી તે નાશ પામે છે.

૯ ઈર્ષા—કામથી અને હૃદયની નબળાઇથી અજ્ઞાનતાને લીધે બીજાનું સારૂં દેખી ન શકવાથી ઇર્ષા ઉત્પન્ન થાય છે; પરંતુ વિવેક વૃત્તિથી ખરી સ્થિતિનું ભાન થતાં તે નાશ પામે છે.

૧૦ કુત્સા—( નિંદા ) ન સાંભળવા જેવી કોઇની વાત સાંભળવાથી પોતાની વૃત્તિ બગડતાં ને દ્વેષ કરવા જેવાં વચનો સાંભળવાથી બુદ્ધિ બગડતાં, નિંદા કરવાનું મન થાય છે. પરંતુ પછી સારાની સંગતથી સારો અનુભવ થતાં વૃત્તિ સુધારતાં તે નાશ પામે છે.

૧૧ અસૂયા—પોતે નિર્બળ હોવાથી ઉપકારનો બદલો ન વળી શકે, તેથી એક ઇર્ષા અદેખાઇ પ્રગટ થાય છે તેને અસૂયા કહે છે. બીજાનું ભલું થતું હોય તે ન સહન થવાથી આ ઇર્ષાગુણ પ્રાપ્ત થાય છે. પણ પવિત્ર બોધથી જો હૃદયમાં દયા પ્રગટ થાય છે તો તે શાંત થાય છે.

૧૨ કૃપાઃ—કૃપાને દુર્ગુણમાં ગણેછે. તેનું કારણ એ કે નાલાયક પર પણ કૃપા કરવી તેથી અનર્થજ થાય છે. માટે ક ઠેકાણે કૃપા ન કરવી. અને ધર્મના તત્વને સમજવું.

૧૩ ભય—એકદમ અકસ્માત્ અદભુત દેખાવ કે ત્રાસથી ભય થાય છે. તે દુર્ગુણ ધીરજથી ટળે છે.

एतेहि धार्तराष्ट्राणां सर्वे दोषा त्रयोदश
त्वया सत्यार्थिना नित्यं विजिताज्येष्ट सेवनात्

ઉપર જણાવેલ ૧૩ દુર્ગુણો દુર્યોધનાદિ ભાઇઓમાં હતા અને હે ધર્મરાજા ! તમોએ મહાન પુરૂષોની સેવા કરી તેના સંગમાં રહ્યા તેથી તમોએ તો એ દુર્ગુણોને જીત્યા હતા અને એ દુર્ગુણો જીતવાથીજ રાજ્ય મેળવી શકયા છો. ભીષ્મ વિશેષ કહેવા લાગ્યા કે સર્વ દુર્ગુણોમાં કૃતઘ્નતા નામનો દુર્ગુણ છે તે બહુજ ખરાબ છે. આ સંબંધે એક વ્યાખ્યાન કહું :– એક નાનું ગામડું કે જેમાં તમામ હલકા લોકો ભીલ, કોળી વગેર રહેતા હતા. તે ગામમાં ગૌત્તમ કુલનો એક ભિક્ષુક ને અભણ બ્રાહ્મણ ગયો. ગામમાં કોઇ બ્રાહ્મણ નહિ તેથી સર્વનો ગોર બની રહેવાની ઇચ્છા કરી અને તે સર્વેએ મળીને તેને મોટા રાજાના હુકમથી રાખ્યો અને તેને હલકી જાતની સ્રી પણ આપી. દુષ્ટના સંગથી તેની બુદ્ધિ ભ્રષ્ટ થવા લાગી અને સર્વે નીચ લોકો સાથે તે પણ જીવ હિંસા કરી ઉદર પોષણ કરવા લાગ્યો અને શુદ્રજ બન્યો. એક દિવસે તેનો સગો કોઇ તેને ત્યાં આવેલ તે દિવસે હંસોને મારવાથી, તેનું લોહી શરીરપર ટપકે છે એવી રીતે તેને તેના સગાએ જોયો ને કહ્યુઃ બ્રાહ્મણ થઇને આવાં ઘાતકી કામ કરે છે, માટે તારે ઘેર રહેવું યોગ્ય નથી. આમ કહી જમ્યા વગર તે ચાલ્યો ગયો. પછી તે કૌશિક બ્રાહ્મણને મનમાં ખેદ થયો કે હું બ્રાહ્મણ થઇ આ કરૂં છું તે ઠીક નહિ. પછી ખેદ થતા, પોતાનુ ઘર છોડી જંગલમા ગયો. ત્યા તેને રાજધર્મા નામના એક મહાત્માનાં દર્શન થયાં. તેને નમ્યો પછી પાસે બેઠો. ભુખ્યો થયેલ તેથી ખૂબ કલેશ કરી દીનતા કરવા લાગ્યો. પેલા મહાત્માએ તેને શાંત કરી ખાવાનું આપ્યું જમ્યો શાંત થયો. પછી મહાત્માએ કહ્યું ભાઇ ! હવે તારે કાંઇ ઇચ્છા છે ? ત્યારે પેલા ગૌત્તમ બ્રાહ્મણે જણાવ્યું કે હું દરીદ્રી ને દુઃખી છું માટે મારૂં દારિદ્રય મટે અને સુખી થાઉં એ રસ્તો મને બતાવો.

મહાત્માને દયા આવી અને તેણે જણાવ્યું કે અહીંથી ત્રણ કોશ દૂર વિરૂપાક્ષ નામનો રાક્ષસ રહે છે, કે જે મારો પરમ સેવક છે. તેની પાસે જા તેને મારૂં નામ આપીશ તો તને તે મારશે નહિં, અને તને પુષ્કળ ધન આપશે અને સંતુષ્ટ કરશે.

આ બ્રાહ્મણ ત્યાં ગયો. રાક્ષશને મળ્યો. તેને ગુરૂજી રાજધર્માએ મોકલેલ છે તેથી તે પણ ગુરૂ છે એમ જાણી બહુ સન્માન કરી સેવા કરી અને પુષ્કળ ધન આપ્યું. આ ધન લઇ તે બ્રાહ્મણ તેની રજા લઇ રાજધર્મા પાસે આવ્યો એટલે રાજધર્મા તેની વાત સાંભળી રાજી થયા. બે દિવસ તે બ્રાહ્મણને રાખ્યો.

બ્રાહ્મણ નીચની સંગતીથી નિચ બનેલ હતો તેથી તેણે ઘણા વખત માસ ભક્ષણ ન કરેલ તેથી તે ખાવાની ઇચ્છા થઇ અને તેની બુદ્ધિ બગડી. રાત્રીના તે રાજધર્માએ ઠંડીને લીધે તે બ્રાહ્મણની સેવા કરવા ખાતર અગ્નિ સળગાવી તેને તાપવાની સગવડ કરી આપી; પણ દુષ્ટબુદ્ધિવાળા તે ગૌતમે બળતા અગ્નિમાં પાછળથી ધક્કો મારી તે રાજધર્માને હોમ્યો અને એને અગ્નિમાં નાખી શેકી તેનું માંસ ખાવાની ઇચ્છાથી શેકવા લાગ્યો.

વિરૂપાક્ષ રાક્ષસ કે જેણે આ બ્રાહ્મણને ધન આપેલ છે, તે ગુરૂનાં દર્શન કરવા ઓચિંતો આવ્યો. ત્યાં આ દુષ્ટ બ્રાહ્મણ, તેને શેકે છે, તે જોયું. તેથી એકદમ તે બ્રાહ્મણને પકડી તથા મરી ગયેલ રાજધર્માના મડદાને પણ સાથે લઇ પોતાને ઘેર આવ્યો અને રાક્ષસોને હુકમ કર્યો કે, આ દુષ્ટ ગુરૂદ્રોહી અને કૃતઘ્ની કે જે ભલું કરનારનું પણ ભૂંડું કરનાર છે તેના ટુકડા કરીને ફેંકી દો. પણ તેનું માંસ તમો ખાશો માં, કારણ તમો ખાશો તો પાછા તમો પણ તેના જેવા કૃતઘ્ની ને ઘાતકી થશો. રાક્ષસોએ તેમ કર્યું. ને તેના ટુકડાને ગીધો ( હિંસક પક્ષી ) પાસે નાખ્યાં તો તેણે પણ તેને ન ખાધો તેથી આશ્ચર્ય પામ્યા કે આવા ઘાતકી કૃતઘ્નીને હિંસક પ્રાણિઓ પણ

અઠતાં નથી તો એથી વધારે શું ઘાતકીપણું ? માટે તેને કેંકીજ દીધો કોઇએ ન ખાધો.

છેવટ દેવલોકથી બ્રહ્મદેવ આવી અમૃત વૃષ્ટી કરી રાજધર્માને સજીવન કરે છે, ત્યારે રાક્ષસ તેને નમે છે. ત્યારે રાજધર્મા બ્રહ્મદેવને કહે છે કે મારૂં શ્રેય કર્યું તેમ આ ગૌતમ બ્રાહ્મણને પણ બચાવો. આ વચન સાંભળી દયાળુ બ્રહ્માએ રાજધર્માના વચનની ખાતર અમૃત વૃષ્ટીથી તેને પણ સજીવન જો કે કર્યો પણ આખર તેના દુષ્ટ કર્મથી તે છેવટ મૃત્યુજ પામ્યો માટે જણાવવાનું કે કૃતઘ્ની પુરૂષ સર્વેથી ઘોર પાપી ગણાય છે માટે તેવા કૃતઘ્ની પુરૂષનો તો ત્યાગજ કરવો. ભાઇ ! તને આ મિત્રદ્રોહી કૃતઘ્નીની વાત કહી. હવે બીજી આવતી કાલે કહીશ. માટે એક ભજન કરો. અર્જુને ભજનનો આરંભ કર્યો

## પહાડી.

કોઇ જાય રસીલે શ્યામસે મેરી ખબર કર દે.
મેં ભૂખા એ ચરણ રજકા જીગરમે વો ચરણ ધર દે. કોઇ૦
મેં ઝાડુ આપની પલ્કો સે પ્રભુકા પ્રેમ મંદિરકો
યે હો બ્રજનાથ સદા બ્રજમેં ગુજર મેરા સદા કર દે. કોઇ૦
બડી વૃજ રાજધાની હૈ તલપ મેરી પુરી કર દે
હુમેરી યે પરમ તૃષ્ણા અમી રસસે સફળ કર દે. કોઇ૦
મેં રાજી હું સદા વજનાથ તુમ ભેજો વાહી જાનેકો
તેરી યક મેહરબાની હો જીધર ચાહે ઉધર કર દે. કોઇ૦
દામોદર દાસ હૈ તેરા શરણમેહીં સદા રખલે
જૈસે નૃજ જન કીયે અપને વૈસે મુજકો સદા કર દે. કોઇ૦

---

## દિવસ ૫ મો.

### મોક્ષ ધર્મ પ્રકરણ.

રાત્રી પૂરી થતાં શ્રીકૃષ્ણ પ્રભુ અને બંધુઓ સાથે પાછા હાજર થઇને ભીષ્મ પિતામહને ધર્મરાજાએ સવિનય પ્રણામ કર્યાં અને કુશળતા પૂછી તેનો સંતોષકારક જવાબ આપી ભજન માટે દાદાએ અર્જુનને આજ્ઞા કરી.

**આઢ.**

એક તેજ જલે તુજ નયન નમે રસ રૂપ નિહાળી નમું હું નમું.
નભમાં નભરૂપ છવાઇ રહ્યો પ્રભુ તેજમાં તેજ સ્વરૂપ રહ્યો;
જળમાં સ્થળમાં ,સઘળે પસર્યો. રસરૂપ૦ ૧
જય ઘોષ કરી નિજ બ્રહ્મરૂપે રસ સિંચન પૂર્ણ પસારી રહ્યો;
કર્યું અંતર તૃપ્ત અમી રસથી. રસરૂપ૦ ૨
જગમાં જ્યમ સૂર્ય રૂપે વિકસો અમ અંતર તેમ ઉજાસ કરો
અમીથી ઝરતાં નયને નિરખો. રસરૂપ૦ ૩
પ્રભુતા પ્રભુ તારી અગાધ ગણું નહિ પાર કદાપી પમાયવિભો;
દામોદર બ્રહ્મ સદા ગુણથી પ્રભુ નિર્ગુણ રૂપ વિકાસ કરો. એક ૪

ભજન પૂરૂં થતાં સંતુષ્ટ થઇ ધર્મરાજા, શ્રી પ્રભુના ચરણમાં નમી દાદાને પૂછવા લાગ્યા ! દાદા ! મનુષ્યને સગાં સંબંધી પુત્રાદિકનો નાશ અને ધનનો નાશ, આ બન્ને પ્રકારના નાશથી કલેશ બહુ થાય છે. તો તેની શાંતિ કઇ રીતે થાય ? દાદાએ જવાબમાં જણાવ્યું કે દરેકનું મૂળ શોધવાથી કલેશ મટી આનંદ આવે છે. જેમ કે પુત્ર જન્મ થયા પહેલાં, તેના જન્મની ખબર હોતી નથી. પણ જન્મ્યા પછીજ ખબર પડે છે. એટલે ઓચીંતું આવ્યું તે ઓચીંતું જાય; અર્થાત્ મરણની પણ આજ મરશે એ ખબર નથી હોતી ત્યારે હવે જન્મ અને મરણ એ બન્નેની વચલી સ્થિતિમાં આ "મારૂં" એમ

માનવા પૂરતોજ એટલે કે એનાથી મને સુખ પૂર્ણ મળશે, એવી આશાથીજ તેનો નાશ થતાં સુખનો નાશ થયો એમ માની બેસી કલેશ કરીએ છીએ તેવીજ રીતે ધન મળવાથી અને જવાથી સમજવાનું છે. આ માટે પીંગલાનો દાખલો છે. વિદેહ નગરમાં કે જ્યાં બધા સજ્જનોજ રહેતા હતા ત્યાં આ વેશ્યા આવી વસી; અને મોટા ધનવાન મનુષ્યોને જોઇ આશામાં લપટાણી, પણ ત્યાંની પ્રજામાં ઝળકી રહેલ ધન, કયા પ્રકારનું હતું, તે પોતાના લાલચુ અને સ્વાર્થી સ્વભાવથી સમજી શકી નહિં. અર્થાત્ જેવા રાજા તેવી પ્રજા એ ન્યાયે રાજા દૈવી ધનવાન હતો અને પ્રજા પણ સત્ય, દયા, વિવેક અને ધર્મરૂપ અવિનાશી સ્વયં પ્રકાશી ધનવાન હતી. ધનનુ ધર્મોવયિક પીંગલા એ ધનને જાણતીજ ન હતી. એ ધનના અધિપતિ પ્રભુ અંતરમાંજ બિરાજ્યા છતાં મીથ્યા લોભ ને આશાના અંધકારથી ઘેરાયેલ હોવાથી તેને દેખી નોહતી શકતી.

રાત્રીમાં પૂર્ણ શૃંગાર ધારણ કરી, પોતાને જોઇતાં નાશવંત ધનની લાલચમાં અને આશામાં લપટાઇ દ્વાર પાસે બેસી તે ધન આપી વાસનામાં લીન કરનાર પુરૂષની રાહ જુએ છે પણ તેવા પુરૂષો અને ધનવાળા ગામમાંજ ન હોય ત્યા તેને કયાંથી મળે ? અર્થાત્ કોઇ નીચ કામ માટે તેની પાસે ન આવ્યું. આખર મધ્ય રાત્રી થતાં તે ગામના વાતાવરણની તેને અસર થઇ; અર્થાત્ ગામના રાજા પ્રજાનો જે પવિત્ર સ્વભાવ અને વર્તન હતાં તેના પવિત્ર વાતાવરણની તેને અસર થઇ.

અર્થાત્ કોઇ ગુરૂ મળ્યો અને તેણે જ્ઞાન આપ્યું તેથી તેનો સ્વભાવ સુધર્યો એમ ન થયુ પણ શુદ્ધ અને અશુદ્ધ વાતાવરણ અંતરમાં શું ફેરફાર કરે છે તે આ દૃષ્ટાંતપરથી સમજવાનું છે.

જેમ કે ઘરની કે ગામની રોગીષ્ટ હવાથી શરિર બગડે છે અને સારી હવાથી શરિર સુધરે છે.

સ્વભાવ સુધરતાં વેશ્યા કહેવા લાગી કે, મારા ઘરમાંજ (અંતરમાં) મને આનંદ આપનાર મારી સાથે રમનાર પરમપુરૂષ અવિનાશી પ્રભુ બિરાજે છે અને તેજ અવિનાશી અઢળક ધન આપી રહ્યો છે. ધન આપી આનંદ આપનાર અને શુદ્ધ પવિત્ર પ્રેમ પ્રગટ કરાવી હૃદયમાંજ અમૃતનાં ઝરણાં વહાવનાર છે. આવા મારા પવિત્ર રમણ અવિનાશી અંતરમાં વસેલા વહાલા પુરૂષને તરછોડી હું નાશવંત વિષ્ટા મુત્રથી ભરેલા માંસ રૂધિરમય–પુરૂષમાં આસકત બની, માટે ધિક્કાર છે મને ! આ મારી દશા થવાનું કારણ ખોટો મોહ અને ખોટી આશા

**आशाहि परमं दुखं नैराश्यं परमं सुखं**
**एवां आशां परित्यज्य सुखं सुष्वाप पिंगला**

શ્રી ભાગવત્ એકાદશસ્કંધ.

પિંગલા આમ, ખોટી આશા ને નાશવંતજ તેનો સ્વભાવ છે માટે નાશ થાય જ તેમાં ખેદ શાનો ? એમ માની આશાનો ત્યાગ કરવાથી સુખે સુઇ રહી; અર્થાત્ શાંતિ મેળવી શકી. આમ ધન અને પુત્રાદિકનું મૂળ તપાસવાથી અને એનો નાશવંત સ્વભાવજ છે માટે તે નાશ પામે તેમાં ખેદ શાનો, એમ વિચાર આવે તોજ ખરૂં સુખ સાધી શકાય છે. આ ખરૂં સુખ સાધવાને એટલે કે ઇશ્વરને ઓળખવાને માટેજ યત્ન કરવો તેમાં આવતી કાલે કરશું એમ ન રાખવું. ભાઇ યુધિષ્ટિર ! હું તને સહેલો રસ્તો બતાવું તે એ કે ઇશ્વરને ઓળખવામાં મહાન પ્રયાસ કરવો પડતો નથી પણ જગતને ઓળખો અને પોતે પોતાને ઓળખો એટલે ઇશ્વરને ઓળખ્યા એ સમજી લેવું. આને માટે માત્ર પોતાના સ્વભાવમાંજ સુધારો કરવાની જરૂર છે તે એવી રીતે કે,

એક દિવસે પ્રહ્લાદને રસ્તામાં મજબુત શરીરવાળા રૂષી મળ્યા તેને પ્રહ્લાદે પૂછયું કે તમારૂં આવું શરીર, હસતું મુખ, આનંદી સ્વભાવ, ને તમારામાં દિવ્ય પ્રકાશ એ સર્વ ઇશ્વરી બક્ષીસ હું જોઉં છું તે શાથી મેળવી શકયા ? તે ઋષિએ જવાબ આપ્યો કે તમો તો મહાન ભકત છો તમને શું સમજાવું ! હું અજગર વૃત્ત ધારણ કરૂં છું. તે વૃત્તમાં માત્ર સ્વભાવ સુધારવાનુંજ છે અને સંતોષ સદા ધારણ કરવાનો છે.

મને કોઇ દિવસ છત્ર પલંગ સૂવા મળે છે. તો કોઇ દિવસ પથ્થર પર પણ સુઇ રહુ છું. કોઇ દિવસ અનેક સામગ્રી વાળું મીષ્ટ પદાર્થો યુકત ભોજન મળે છે તો કોઇ દિવસ સુકો ભાખરો મળે છે. કોઇ વખત હાથી ચડવાનું તો કોઇ વખત પગે ચાલવાનું. ટુંકામાં એ બન્ને સ્થિતિમાં મને સુખ કે દુઃખ કશું થતું નથી. બન્નેને સમાન ગણું છું. અને આનંદમાં સદા રહુ છું. તેમજ દુનિયાદારીમાં કોઇ નિંદા કરો, સ્તુતી કરો, પુષ્પથી વધાવો, યા ધૂળ નાખો. એ બન્નેને સમાન ગણું છું—

ભલે પુષ્પથકી પૂજો આનંદ છે રે લોલ.
ભલે ધુળ નાખી ધ્રૂજો આનંદ છે રે લોલ,
કહો ગુણિયલ કે ગાંડો આનંદ છે રે લોલ.
ભલે ભાસે તેમ ભાંડો આનંદ છે રે લોલ,

હંમેશાં આવા સ્વભાવવાળો મનુષ્ય ગૃહસ્થી છતાં સદા સન્યાસી અને ઇશ્વર સ્વરૂપને ઓળખનારજ છે. એનામાં કુદરતી તેજ ઝળકે છે અને દુનિયાં તેને નમે છે. રાજા ! મારે એકજ ખરો હેતુ સમજાવવાનો છે તે એકે જગત એ ઇશ્વરની પ્રતિમા છે વિરાટ રૂપ શ્રી ભગવાન છે. તેને ( જગતને ) નમન કરવું. એજ પ્રભુને નમન છે. તેનું શુભ ચિંતવન કરવું એજ ખરો જપ છે. એવો દુનિયાના ભલા થવાનો જપ ( વિચાર ) કરનાર મનુષ્યને દુનિયા આધિન

થાય. અને એજ વિચાર પ્રમાણે વર્તનમાં મૂકનારને ઇશ્વર અને સર્વે દેવતાઓ પણ ( નૈતિક બળ ) તાબે થાય એ સ્વાભાવિક છે.

આવો જપ કરનાર (પવિત્ર ચિંતવન કરનાર) એક જાપક નામના મહાત્માની વાત કહું છું તે ખરેખર મનન કરવા જેવી અને સદ્‌બોધક છે. આ જાપક મહાત્માના પરમાર્થિક વિચારો અને ભાવનાને અંગે તેનામાં દૈવી સત્તા વધવા લાગી. નવા નવા વિચારો સારી ભાવનાઓ અને જગત હિતને માટેજ રોકાયેલ મનના અનેક તર્કોમાં પવિત્ર બુદ્ધિરૂપ સરસ્વતીએ સહાય કરી દર્શન આપ્યાં; અર્થાત્ દિવ્ય સ્વરૂપનું ભાન થયું. અને અંતરમાં પવિત્ર પ્રકાશ રૂપી બુદ્ધિ વધારનારી તે દેવી પાસે તેણે અંતઃકરણમાં એજ યાચના કરી કે હું જે કર્તવ્ય કરૂં છું તેમાંજ મને વિશેષ બળ મળે.



## સારંગ.

અરે મારૂં જીવન એ બની આવે.

તલપે પરમારથ કારણ, મન યાચક નીરખી ગન ઉભરાવે. જીવન
જગની સેવા એ પ્રભુપૂજન, ભૂતદયા મુજ મન લલચાવે. જીવન
જગત મહિં ઘનશ્યામ નિહાળું, બ્રહ્મ તેજ મુજ ઉર ઝળકાવે. જીવન
દામોદર માગે પ્રભુ પાસે, જગત મહિં અમીરસ વરસાવે. જીવન

રાત્રીદિવસ આજ કર્તવ્ય એજ ચિંતવન અને બ્રહ્મ તેજમય શ્રી વેદના મંત્રો ( વિચારો ) નો ઉચ્ચાર સદાય પ્રવર્તાવવાથી તે જાપકનું અંતઃકરણ દિવ્ય પ્રકાશમય થયું હોવાથી તેવા વિચારોના અધિષ્ટાતા દેવો પણ તેને આધિન અને એ સ્વાભાવિક છે. એટલુંજ નહિં પણ મુર્તીમંત થઇ મૃત્યુ, ધર્મ અને કાળ પણ તેને આધીન થઇ કહે છે કે તારે જે દિવ્ય સ્થાન જોઇતું હોય તે ખુશીથી માગ. ત્યારે તે જગત સેવક જાપક કહે છે, કે મારે તો જે હું કરૂં છું તે

કર્તવ્યમાં દૈવીબળ વધે તેજ જોઇએ છીએ. એજ જગતની સેવામાંજ સ્વર્ગ, વિશ્નુ લોક, સત્ય લોક વગેરે સર્વે લોકનો સમાવેશ થાય છે. આ વચન સાંભળી દેવો પણ બહુજ પ્રસન્ન થયા. તેવામાં એક ઇક્ષ્વાકુ રાજા (જે જગતની સેવા કરે છે તેનો અધિપતિ પૂર્ણ સત્તાધીશ) અનાયાસે ફરતો ફરતો તેની પાસે આવ્યો અને તેનું આ વર્તન જોઇ પ્રસન્ન થઇ કહેવા લાગ્યો કે હું તમારાં આવાં વર્તનને માટે પ્રસન્ન થઇ તમને કાંઇ માગવાનું કહું છું ત્યારે તે જાપક બ્રાહ્મણે જણાવ્યું કે હું કોઇની પાસેથી કાંઇ લેવાને ઇચ્છતો નથી. પરંતુ તમે મારે ત્યાં પધાર્યાં માટે મારા અતિથિ થયા. માટે અતિથિ જે માગે તે આપવું. એવો ધર્મ છે માટે તમે જે માગો તે હું આપું. રાજા કહે છે હું આપવાને યોગ્ય છું ને તમે લેવા યોગ્ય છો, છતાં તમારી આવી નિસ્વાર્થી ભાવના અને ઉદારતા જોઇ હું બહુ ખુશી થાઉ છું. અને તમારા જપનું ફળ માગું છું. તો તેનું શું ફળ ? તે કહો. બ્રાહ્મણે કહ્યું એ કર્તવ્ય ફળની આશા વગરનુંજ હોય છે છતાં ઇશ્વર તેનું શું ફળ આપે ? તે હું જાણતો નથી. પરંતુ એ કર્તવ્ય મનુષ્યે તો ફળની આશા વગરજ કરવાનું છે. પ્રભુ જો બદલો આપતા હોય તો તે હું મારા આજ સુધીના કર્તવ્યનો સઘળો બદલો તમનેજ મળે એવો સંકલ્પ કરૂં છું તે આપ સ્વીકારો. રાજાએ કહ્યું—હું રાજા છું તો તે દાન કેમ સ્વીકારૂં ? બ્રાહ્મણે કહ્યું મેં તો તમારા કહેવાથી નિશ્ચય કરી નાખ્યો. હું કાંઇ તમારે ઘેર આપવા નથી આવ્યો, તમે માગ્યું અને મેં સંકલ્પ કર્યો માટે હવે તો તે સત્યની ખાતર તમારે સ્વીકારવુંજ જોશે. રાજા વિચારમાં પડયો; એવામાં તે બન્ને જ્યાં બેઠા છે તેની પાસે બે પુરૂષો આવ્યા. તેમાંના એકનું નામ વિરૂપ (કામ) હતું અને બીજાનું નામ વિકૃત (ક્રોધ સ્વરૂપ) હતું. આ બન્ને મુર્તિમાન મનુષ્યરૂપે રાજા પાસે આવી ફરિયાદ કરતાં વિકૃત બોલ્યો કે આ વિરૂપનો હું દેણદાર છું અને તે દેણું હું આપું છું ને તે લેતો નથી. વિરૂપ કહે છે હું કાંઇ

નથી માગતો, તે નકામો કહે છે. ત્યારે વિકૃતે કહ્યું કે વિરૂપે એક ગાય, બ્રાહ્મણોને આપી, ત્યારે તે ગાયનું પુન્ય મેં માગતાં તે તેણે મને આપ્યું અને પછી મેં થોડા વખત પછી બે ગાયનું દાન કરી તેનું બમણું પૂન્ય આપવાનું કહ્યું છું તો તે હવે પાછું લેતો નથી. ત્યાં વિરૂપ બોલ્યો; તેણે પુન્ય માગ્યું એટલે મેં આપ્યું અને તે પાછું લેવાનો ઠરાવ નોહતો કર્યો, માટે હું શાનો લઉં ? રાજા આ બન્નેની તકરાર સાંભળી અજબ થયો અને તેને બંનેને પોતાની પાસે રાખી કહ્યું કે હું વિચારીને જવાબ આપું છું. પછી જાપક બ્રાહ્મણે કહ્યું કે આ બન્ને જેવીજ આપણી વાત છે, માટે આપણો અને એનો બન્નેનો તારે નિર્ણય કરવાનો છે. રાજાએ છેવટ કહ્યું કે ત્યારે તમારા જપનું અરધું ફળ મને ઇશ્વર આપો અને અરધું તમને રહો.

આ શબ્દ સાંભળી તે બન્ને કામને ક્રોધ રૂપ પુરૂષો ( વિરૂપ અને વિકૃતને જોઇને તે જાપકને આધિન થયેલ સત્ય પ્રકાશ મય પ્રભુ અને ધર્મ જે તેની પાસેજ હતા તે કહેવા લાગ્યા કે તારી બુદ્ધિ ભ્રમિત કરવાનેજ આ બન્ને તારી પાસે આવેલા છે પછી તે દેવોએ રાજાને કહ્યું કે, આ જાપક જેવો જગતમાં કોઇ થયો નથી અને થશે નહિં. તમે એનું ફળ માગ્યું એને બદલે જગતના અધિપતિ તમો છો તો જો તમો તેના સેવક બનો ને તેના કામમાં ભળી જાઓ તોજ તમારૂં શ્રેય છે. જગતનાં માનવોજ તમારૂં પોષણ કરનાર છે. જગત ( પ્રજા ) ન હોય તો રાજા કોની પર રાજ્ય કરે ? તો હે રાજા ! આ જાપક જે જગતની સેવા કરે છે તે તમારૂં શ્રેય કરે છે એ તમારાથી સમજાશે ત્યારે પરસ્પર શ્રેય છે. બાકી મીથ્યા ફળ ને આશામાં લપટાવું એ તો એક જાતનો મોહ છે. પછી તે જ ધર્મ સ્વરૂપ પ્રભુ અને સત્ય તેજ સ્વરૂપ પ્રભુએ પોતાનો પ્રકાશ તે જાપકને દર્શાવ્યો અને તેને આ પવિત્ર કામથી મળેલ દિવ્ય લોકનું પણ દિગ્ દર્શન કરાવ્યું. પછી રાજા સંતુષ્ટ થયો અને તેના કર્તવ્યમાં ભળવાથી સર્વ રીતે જગતનું કલ્યાણ થયું.

અને ઇષ્ટ સ્વરૂપ પ્રકાશ મેળવી શકયા. જગતમાં જન્મી મનુષ્યને ખરૂં કર્તવ્ય એજ છે જે મેં તમને કહ્યું. આવી રીતનાં જગત કલ્યાણકારક કર્તવ્ય પરાયણ થયા બાદ આપણે ઇશ્વરને ઓળખવાને કે પૂજવાને લાયક થઈએ છીએ.

માટે જગતની સેવા કરી આપણે તેવી લાયકાત પ્રથમ મેળવવી અને તે લાયકાત મળ્યા બાદ ઇશ્વર સ્વરૂપનો વિચાર કરવો. તે એવી રીતે કે, પૃથ્વી, જળ, તેજ, આકાશ, વાયુ, મન, બુદ્ધિ, અહંકારનો અધિષ્ટાતા દેવ ( કાળ ) અને સર્વ વ્યાપક પરમાત્મા વિષ્ણુ એમાં પૃથ્વીથી જળ મોટું, જળથી તેજ મોટું, તેજથી આકાશ મોટું, આકાશથી વાયુ મોટો, વાયુથી મન મોટું, મનથી બુદ્ધિ મોટી, બુદ્ધિથી અહંકાર ( કાળ ) મોટો અને તેનાથી સર્વ દૃષ્ટા, ચૈતન્ય સ્વરૂપ, પરમપ્રકાશમય વિષ્ણુ મોટા છે. અર્થાત્ તેણે વિશ્વ ઉત્પન્નકર્યું છે. અને તે અવિનાશી અચળ અને સ્વયંપ્રકાશમાન છે. તેને જાણવાથી કાળના મુખમાંથી છુટાય છે. જે મનુષ્ય ઉપર જણાવેલ પૃથ્વી આદિ જડ તત્ત્વો તથા મન અને બુદ્ધિના વિષયોને છોડી આગળ વધી, સર્વથી મોટું સ્વરૂપ પરમપદ રૂપ પુરૂષોતમ તત્વને અલૌકિક દિવ્ય દૃષ્ટિ કરીને જાણી શકે છે તેને બીજું જાણવાનું રહેતું નથી. અને તેને જગતનાં બંધનો પણ રહેતાં નથી. માટે એ મહાન બ્રહ્મ સ્વરૂપ મેળવવા માટે તેની લાયકાત મેળવવા માટે જગતની સેવા કરવી એજ મારૂં કહેવાનું છે.

ધર્મરાજા ભીષ્મપિતામહને પૂછવા લાગ્યા કે જગતની સેવાથી લાયકાત મેળવીને ઇશ્વરના સ્વરૂપનું ભાન કરવાનું આપે જણાવ્યું ને પુરૂષોત્તમ વિશ્વ સ્વરૂપનું આપે વ્યાપક રૂપે વર્ણન કર્યું એટલે એ સ્વરૂપ વ્યાપક હોવાથી કઇ રીતે ઓળખી શકાય ? આપ એક વખત એમ કહોછો કે શ્રીકૃષ્ણ એજ પરમાત્મા છે અને બીજી વખત એમ કહો છો કે ઇશ્વરતો સર્વ વ્યાપક છે તો સુતી-

મંત પ્રભુને મારે માનવા કે વ્યાપક પ્રભુને માનવા,! તે આપ મને સમજાવો. ભીષ્મપિતામહે આનો જવાબ આપતાં જણાવ્યું કે, મહાત્મા ઋષિઓ અને મુનીઓએ જે પરમાત્માનું નિરાકારનું અને સાકારનું સ્વરૂપ દર્શાવ્યું છે તેજ હું તને જણાવું છું. જે નિરાકાર છે તેજ સાકાર થાય તોજ સૃષ્ટી ચાલે. સર્વ વ્યાપક નિરાકાર સ્વરૂપનું ભાન સાકારથીજ થાય છે. જેમકે જીવ, નજરે દેખાતો નથી પણ તેજ જીવ હોય તોજ હાથ, પગ, આંખ વગેરે ઇન્દ્રિઓ સચેત રહે છે અને પોતાનું કામ કરે છે. તો જેમ શરિરના ચેતનરૂપ જીવ છે તેમ આખા બ્રહ્માંડના ચેતનરૂપ ઇશ્વર છે. અને શરિરને લીધેજ જેમ અદ્દશ્ય જીવનું ભાન થાય છે તેમજ સાકાર, જુદાં સ્વરૂપો દ્વારાજ ઇશ્વરનું ભાન થાય છે અને તેથીજ ગીતાજીમાં સ્પષ્ટ જણાવ્યું છે કે.

> यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जीतमेववा.
> तत्तदेवावगच्छत्वं ममतेजोंशसंभवम् ॥

જે મનુષ્યમાં મહાન શક્તિ, વિભૂતિ અને મહાન તેજ પ્રકાશતું હોય અને જગતને પોતાના દિવ્ય ગુણોથી વશ કરી શકાતું હોય તે તેજ હું પોતે છું. એમ ઇશ્વર કહે છે. સૃષ્ટી રચનામાં પરમાત્માના સાકાર સ્વરૂપનું હવે આપણે નિરીક્ષણ કરીએ. મહાન વિરાટ સ્વરૂપ પરમાત્માએ પૃથ્વી, જળ, તેજ, આકાશ, વાયુ એ તત્વો સરજ્યા. બાદ પોતે જળમાં નિવાસ કર્યો એટલે જળરૂપ ( નારાયણ[1] ) બન્યા અને તેમાં પોતાના તેજ[2] વડે સંકર્ષણ[3] નામના સ્વરૂપની કલ્પના કરી પછી તે સંકર્ષણરૂપ અહંકારથી જગત પ્રફુલ્લ થવા લાગ્યું, જે પ્રફુલ્લ સ્વરૂપને પ્રભુના નાભીમાંથી કમળ થયું, પછી તે કમળમાંથી બ્રહ્મા થયા એટલે મનસહિત અહંકાર થયો. આ મન સહિત અહંકાર એજ બ્રહ્મા અને તેણે ચારે દિશાએ દ્દષ્ટિ કરી માટે ચાર મુખ વાળા કહેવામાં આવ્યા ને એક

૧ નાર એટલે જળ તે અયન એટલે સ્થાન જેનું તે નારાયણ અર્થાત્ જલમય દેહ ધારણ કર્યો. ૨ વાસના. ૩ અહંકાર.

મધુ (સૃષ્ટિના પવિત્ર કાર્યમાં વિઘ્નરૂપ) દૈત્ય થયો તેને પુરૂષોત્તમે હણ્યો અર્થાત્ વિઘ્નરૂપ અંધકાર પરમ તેજોમય પ્રભુના પ્રકાશથી નાશ પામ્યો અને સૃષ્ટિ રચના આગળ વધી.

મરીચી, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રુતુ, દક્ષ વગેરે દેવતાઓ સરજ્યા તે સર્વે, શમ, દમ, જ્ઞાન ભક્તિ વગેરેના અવતારરૂપ દેવતાઓ છે અને તેને હરકત કરનારા કામ, ક્રોધાદિક તે રાક્ષસો છે. તો આ પ્રકારની શરૂઆતમાં સૃષ્ટી મૂર્તિરૂપે થઇ; પણ તે વખતે જે પ્રજા થઇ તે સ્ત્રી પુરૂષના સંયોગ ધર્મથી નથી થઇ પણ સંકલ્પથીજ થઇ છે અર્થાત્ સત્યયુગને ત્રેતાયુગમાં આવીજ સૃષ્ટી થયેલ, પછી દ્વાપરયુગમાં, સ્ત્રી પુરૂષના સંયોગથી સૃષ્ટિ થવા લાગી અને કળિયુગમાં વધારે લગ્ન વ્યવસ્થા કરવાની જરૂર પડી કારણ તેમ ન કરાય તો કળિયુગમાં અસ્થિર મનને લીધે લોકો નિયમમાં ન રહે.

જગતની ઉત્પતિની ટુંકી વાત જણાવી તને જણાવવાનું કે આમ જગત જેમ મુર્તિમાન છે તોજ ઓળખી શકાય છે તેમ ઇશ્વર પણ મુર્તિમાન થાય તો ઓલખી શકાય માટે તે જગતના રક્ષણાર્થે અમૂર્ત છતાં પ્રભુ મુર્તિમાન બને છે. અને તેથીજ હાલ શ્રી કૃષ્ણ સ્વરૂપ ધારણ કરી તમારી (એટલે ધર્મરાજ્યની) સ્થાપના કરી. ધર્મરાજાએ પૂછયું દાદા, આપે જે શ્રી કૃષ્ણ ભગવાનનું વર્ણન કર્યું તો તેનો મહિમા વિશેષ સાંભળવાની ઇચ્છા છે માટે કૃપા કરીને કહો. આના જવાબમાં ભીષ્મદાદા બોલ્યા કે એક વખત હું જંગલમાં ગયેલો, ત્યાં માર્કંડ ઋષિનાં દર્શન થયાં એટલે તેમની પાસે બેઠો. ત્યાં તેની પાસે કશ્યપ ઋષિ બેઠેલા હતા તેણે મને જે કથા કહેલ તે જણાવું છું. પૂર્વે પૃથ્વી પર રાક્ષસો (કામ ક્રોધાદિક) નું જોર વધવાથી પૃથ્વી બવા લાગી (પવિત્રબુદ્ધિ ભ્રષ્ટ થતાં ધર્મ ડૂબવા લાગ્યો) તેથી દેવો (ધર્મરક્ષક સત્કર્મના અધિષ્ટાતા) બ્રહ્મા (પવિત્ર મન યુક્ત અહંકાર) ની શરણે ગયા અને રાક્ષસનો (અધર્મ) નો નાશ

કરવા વિનતિ કરતાં તેના નાશ માટે પ્રભુ [1]વરાહરૂપે પ્રગટ થયાનું તેણે જણાવ્યું. પછી તે વરાહ ભગવાને દિવ્ય નાદ કરીને તે રાક્ષસોનો નાશ કર્યો. આ દ્દષ્ટાંતપરથી તમારા સમજવામાં આવ્યું હશે કે વરાહ એટલે ઉત્તમ યજ્ઞ કરવાથીજ અધર્મ મય રાક્ષસોનો નાશ થાય છે, જેનામાં રાક્ષસી ક્રૂર વૃત્તિ હતી તે આ પ્રભુને વરાહ એટલે એક પશુરૂપ જોવા લાગ્યા પણ જેમાં દિવ્ય દૈવી વૃત્તિ હતી તે આ વરાહ ભગવાનને આ પ્રમાણે જોવા લાગ્યા.

> रूपंतवैतन्ननु दुष्कृतात्मनां दुर्दर्शनं देवय दध्वरात्मकं
> छंदांसियस्यत्वचिवर्हिरोम स्वाज्यं दृशित्वंघ्रिपुचातुर्होत्रं
> सोमस्तुरेतः सवनान्यवस्थिति संस्थाविभेदास्तव देव धातवः
> सत्राणिसर्वाणि शरीर संधि स्त्वं सर्व यज्ञक्रतुरीष्टिबंधनः ॥
> नमो नमस्तेऽखिल मंत्रदेवता द्रव्याय सर्व क्रतवे क्रियात्मने
> वैराग्य भक्त्यात्म जयानुभावित ज्ञानायविद्या गुरवे नमो नमः

શ્રીમદ્ ભાગવતમાં વરાહ ભગવાનનું સ્વરૂપ ઉપર પ્રમાણે વર્ણવેલ છે. તેમાં જણાવ્યું છે કે હે પ્રભુ ! નઠારાં કામ (અધર્મ) કરનાર રાક્ષસો તમારાં આ દિવ્ય સ્વરૂપને એક પશુ રૂપ જુવે છે. પરંતુ અમે આપને શ્રેષ્ટ યજ્ઞ રૂપેજ જોઇએ છીએ એટલે આપની ચામડી એજ વેદના મંત્રો, રૂવાડાં એજ હોમેલ ઘી ને ચરણ એજ ચાતુર્હોત્ર-યજ્ઞ છે. સોમયજ્ઞ એ, વીર્ય છે અનેક પવિત્ર ધાર્મિક જુદી જુદી સંસ્થા એજ તમારી સાત ધાતુ છે. સર્વે યજ્ઞો એ શરિરના સાંધા છે તેથીજ આપ સર્વ સ્વકર્મરૂપ યજ્ઞનારાયણ છો સર્વ મંત્ર રૂપ (સરાવિચાર) દ્રવ્યમય અને પવિત્ર કર્તવ્યના પ્રેરક તમે છો. વૈરાગ્ય ભક્તિ અને પરમજ્ઞાન રૂપ યજ્ઞ મય પણ આપ હોવાથી અમારા ગુરૂ રૂપ આપને નમસ્કાર છે.

---

[1] વર-અહ: એટલે શ્રેષ્ટ યજ્ઞ.

ઉપરના દૃષ્ટાંતથી સમજાયું હશે કે શ્રેષ્ઠ યજ્ઞ તેજ વરાહ પ્રભુ. આને મળતું શ્રી ગીતાજીમાં પ્રભુ કહે છેઃ—

द्रव्य यज्ञा स्तयोयज्ञाः योग यज्ञा स्तथापरे
स्वाध्याय ज्ञान यज्ञाश्च यतयः संशित वृत्ताः

દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગ યજ્ઞ, અધ્યયન યજ્ઞ અને જ્ઞાન યજ્ઞ એમ અનેક યજ્ઞો છે; અર્થાત્ સદ્વિચાર, સદ્બોધ, સત્કર્મ, સદાચરણ, સદ્ધર્મ વગેરે સર્વનો શ્રેષ્ટયજ્ઞ (વરાહ) માંજ સમાવેશ થાય છે. એ તમારાથી સહજ સમજાશે માટે તેવા કર્મ પરાયણ રહેવું. એજ યજ્ઞ કર્યો એમ સમજવું.

---

## મન[1] બુદ્ધિ અને ચિત્તનું વર્ણન.

અત્યાર સુધીમાં તમને જગતની સેવા રૂપ કર્તવ્ય કર્મ એજ ઇશ્વરારાધન છે તેનુંજ વર્ણન જુદા જુદા પ્રકારથી કર્યું. અને હવે તેવા કર્તવ્ય સાથે વર્તન સારૂં હોય તોજ તે ઉપયોગી છે અને જો સ્વભાવ વિચિત્ર હોય તો કરેલાં દાનાદિક સર્વ વૃથા થાય છે. માટે સાથે આવી જાતના વર્તનની જરૂર છે. તે એ કે, મન, વાણી અને શરિરથી પવિત્ર રહેવું અને હું કરૂં છું એ અહંકાર છોડી દેવો. અને મુખ્ય ઉપદેશ જે તને દયા રાખવાનો જણાવ્યો તે દયા, એવી ન હોવી જોઇએ કે એકને સારૂં કરતાં અનેકને હાનિ થાય. દયા એનું નામ કહેવાય કે જેમાં કોઇ પણ જીવનું કોઇ પ્રકારે બૂરૂં ન થાય; તેમ કોઇની હિંસા ન થાય તે જ દયા. સત્ય બોલવું, સરળતા રાખવી પોતાનો ધર્મ સમજવો, હૃદયમાં શુદ્ધ પ્રેમ રાખવો, અમીનજર રાખવી, શુદ્ધ પવિત્ર વર્તન રાખવું, આવું વર્તન આવો સ્વભાવ તથા કલેશનો ત્યાગ કરી, જે દુનિયામાં જગત સેવા પરાયણ થઇ વસે છે. તેની લોકો પણ સેવા કરે છે. પૂજ્ય છે. અર્થાત્

૧ પચીકરણનો આ વિષય છે અને શ્રી ભાગવતમાં પણ તેનું વર્ણન છે

જગતનો દાસ બનનાર જ જગતનો ગુરૂ બને છે. અને એવા મનુષ્યને પરમાત્માનું પરમ ધામ મળે છે.

જગતમાં બંધ અને મોક્ષ એ આચરણથી જ છે. આવાં શુદ્ધ આચરણોથી જ મન જીતાય છે. અને જેમ જેમ મન જીતાય તેમ તેમ આપણને કાંઇ નવું બળ આવતું જાય છે. પછી ત્યાંથી આગળ ચાલતાં બુદ્ધિનો આશય, આવે છે. એટલે મન જીતાવાના બળથી, બુદ્ધિ ખીલે છે. અને સારે રસ્તે દોરાય છે. અર્થાત્ મનનો દૈવી પ્રકાશ ચંદ્ર છે. એટલે તેનો શીતળ અમૃતમય પ્રકાશ, અંતરમાં મનના પવિત્ર વિકાસથીજ વધે છે અને આમ હૃદય તેજોમય થતાં, બુદ્ધિ વધારે પવિત્ર બની શુદ્ધ કર્તવ્ય પરાયણ બને છે. અને તેને લીધે તેના ( બુદ્ધિના ) દેવતા બ્રહ્માનું દિવ્ય તેજ અને બળ આપણા હૃદયમાં વધે છે. આમ મન અને બુદ્ધિના કામો જેમ ખીલે છે તેને પરિણામે શુદ્ધ ચિત્ત વિકાસ પામતાં પવિત્ર વિચારોજ આવ્યા કરે છે અને જેમ જેમ પવિત્ર વિચારો આવે તેમ તેમ તે વિચારો પ્રકટ કરનાર ચિત્તના દેવતા "નારાયણ" હોવાથી તેનો મહાન પ્રકાશ કદી પણ ઝાંખો ન થાય તેવો, પવિત્ર દિવ્ય પ્રકાશ આપણા હૃદયમાં એવો અત્યંત તેજ મય પ્રકાશે છે કે જેને લીધે સર્વ જગત્, આપણને નારાયણ કૃષ્ણ રૂપજ દેખી નમે છે. આ વર્ણન પરથી સમજાયું હશે કે સારા વિચારો અને સારાં આચરણો એજ આપણું જીવન સફળ કરનાર છે અને ઇશ્વરના સ્વરૂપને ઓળખાવનાર છે.

અંતઃકરણની સ્ફૂરણામાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની સ્ફુરણા થાય છે તો એ સ્ફુરણા વિચારો શુદ્ધ ચિત્તમાંથી પવિત્ર, સર્વ કલ્યાણ કર અને પોતાનું કલ્યાણ કર, નારાયણ તેમના ઇષ્ટ દેવ હોવાથી સ્ફુરાવે છે. પ્રકટ કરાવે છે. પાંચ જ્ઞાનેન્દ્રિ, આંખ, કાન, નાક, સ્પર્શ અને જીભ એ ઇન્દ્રિઓમાં મુખ્ય ચિત્તનોજ આધાર રહેલો છે, જેમકે સાંભળવા માટે શબ્દવિષય, શ્રોત્ર ( કાન ) ઇન્દ્રિ અને ચિત્ત એ ત્રણે એકત્ર થાય તોજ સાંભ-

ળવાનુ અને તેમજ આખ માટે જોવાની વસ્તુ, આખ અને ચિત્ત એ ત્રણનુ ઐકય (એકતા) હોય તોજ સભળાશે આમ સર્વેમા ત્રણેની જરૂર છે તો એ ત્રણેમા શુદ્ધતા હોય તોજ ચિત્તના દેવ નારાયણ વાસ કરી સારા કર્મપ્રેરક અને પણ જો મનની કે ચિત્તની અશુદ્ધતા હોય તો એજ નારાયણને બદલે રાક્ષસ હૃદયમા ઘુસી જઇ અવળા નઠારા અને બીજાનુ અને પોતાનુ બુરૂ કરાવી નરકમા નાખનાર કૃત્ય કરાવશે

कामपपक्राधपप रजागुणसमुद्भव
महाशनामहापाप्मा विघ्येनमिहवेरिण

કામ અને ક્રોધ અને અન્ય મલીન સ્વાર્થી અને અપવિત્ર રજોગુણો રૂપ મહાન વિકારો એજ મહાન આપણા વૈરી અને સતમાર્ગનો નાશ કરનારા મોટા રાક્ષસો છે એમ સમજવાનુ છે

## તપસ્વી અને અમૃતભોજી.

ધર્મરાજાએ પૂછ્યુ દાદા ! તપ કરવાનુ કહે છે તે કેવી રીતે કરવાનુ ? ભીષ્મજવાબ આપતા બો યા કે, જે માણસ કોઇ મનુષ્ય પાસે દીનતા ન કરે, સતોષ રાખે, શ્રદ્ધાળુ હોય, સરળતા રાખે, બહુ ઝાઝુ અર્થ વિનાનુ ન બોલે, નિરભિમાન રાખે, ગુરૂની પૂજા કરે, પ્રાણી પર દયા કરે, ખીજાય નહિ, મોટી મોટી આપ વડાઇની કે કોઇની વાતો ન કરે, નિદા ન કરે, દુ ખમા શાતિ રાખે, કોઇની સાથે વેર ન રાખે, પોતાની નિદાથી કલેશ ન પામે, ચિત્ત શુદ્ધ રાખે, ધીરજ રાખે, દયા, દાન અને દીનતા એ ત્રણેને બરાબર સમજે, તેવો દમ ગુણવાળો મનુષ્યજ ખરો તપ કરનાર છે અને સર્વ તેને નમે છે આ શિવાય તપના બીજા લક્ષણો કહુ છુ તે એકે, જે કામ કરતા કોઇને પણ ભય કે કલેશ ન થાય તેવુજ કામ કરવુ અને સર્વનુ ભલુજ ચાહવુ ને કરવુ આવુ કરનાર સદા ઉપવાસી મુની અને તપસ્વી છે એમ શાસ્ત્ર કહે છે જે મનુષ્ય બીજાને જમાડીને જમેછે, બીજાનુ ભલુકરી નિવૃત થાયછે, તે સદા અમૃતાશી કહેવાયછે જે ઋતુ સમયેજ સ્ત્રી સગકર તે બ્રહ્મચારી જ કહેવાય જે

હમેશાં પવિત્ર જ્ઞાન અને ભકિત પરાયણ રહેછે; તે ગ્રહસ્થી છતાં ત્યાગી અને સન્યાસી જાણવો. ભાઇ ધર્મરાજા ! મારે ફરીપાછું એજ કહેવાનું મન થાય છે કે; જે પોતાને આશ્રયે રહેલો હોય અને પોતાની પાસે આશા કરીને આવેલ હોય. તેની સર્વ પ્રકારની આશા પરિપૂર્ણ કરી; તેને જે જોઇતું હોય તે આપી; અને જમાડી પછી જે જમે છે, તેજ અમૃત ભોજન કરે છે.

यज्ञशिष्टाशिनः संतो यांति देव मनामयम्

યજ્ઞ (સત્કર્મ) થી બાકી રહેલ અને પવિત્ર મહાત્માઓ અને આશ્રિતોને જમાડતાં ( તૃપ્ત કરતાં ) બાકી રહેલ અન્નને જમનાર ઉત્તમ ગતી મેળવે છે.

## પોતાના ઉદયનાં[1] લક્ષણો.

पूर्वरूपाणिमेराजन् पुरुषस्य भविष्यतः
परा भविष्यतश्चैवतन्मेब्रूहि पितामह ॥१॥

દાદા ! મને મનુષ્યનો ઉદય ( આવતો દિવસ ચડતી ) ની *નિશાની અને પડતીની નિશાની શી હોય ? તે જણાવો.*

ભીષ્મ બોલ્યા ભાઇ ! તારૂં કલ્યાણ થાઓ, તને ઠીક આ બાબત પૂછવાની ઇચ્છા થઇ. હું ઇન્દ્ર અને લક્ષ્મીના સંવાદની એક વાત કહું છું. પોતાના પવિત્ર જળ વડે કરી તમામ દેવોને પવિત્ર કરનાર પવિત્ર ગંગાજીને કિનારે એક દિવસે પરમતેજથી વિભૂષિત ઇન્દ્ર તથા નારદજી એ બન્ને બેઠેલા હતા અને શ્રી કૃષ્ણ દર્શનની ભકિતમય કથાનો પ્રસંગ ચાલતો હતો, એવામાં તેની પાસે દિવ્ય પ્રકાશ મય મહાતેજસ્વી, અને પોતાના તેજથી સર્વને આનંદમય અને પ્રકાશ મય કરતાં એક દેવી ત્યાં પધાર્યાં બન્ને દેવો ઉભા થયા. દંડવત્ પ્રણામ કર્યાં અને પૂછયું. ઔ પવિત્ર ભાવના વાળાં દેવી ! આપના દર્શનથી અમને અપૂર્વ આનંદ થાય છે; એટલુંજ નહિં. હવે

[1] આ દ્રષ્ટાન્ત દરેક મનુષ્યને ખાસ સમજવા જેવું છે.

'અમારી પાસેથી ક્ષણ વાર' પણ ન ખસતાં, સદાય દર્શન આપ્યા કરો, એવી પ્રાર્થના કરવાને માટે અમારૂં મન પ્રેરાય છે. માટે આપનું સ્વરૂપ દર્શાવો અને શું ઉપચાર કરવાથી આપ અમારી પાસેજ બીરાજશો તથા આજ સુધી આપશ્રીનો નિવાસ ક્યાં હતો ? તે મને કહો. શ્રી લક્ષ્મીજી બોલ્યાંઃ હું પરમ ઐશ્વર્યવાળી શ્રી પુરૂષોત્તમ સ્વરૂપ શ્રી વિષ્ણુની વિભૂતિથીજ પરમ તેજસ્વી બનેલી લક્ષ્મી છું. શ્રદ્ધા, બુદ્ધિ, સદ્‌ભાવના, વિજય, ધીરજ, વૈભવ, સ્વાહા, સ્વધા, નિયમ, વિનય, વિવેક, શાંતિ, સંતોષ, ભક્તિ, અને શુદ્ધપ્રેમ એ મારાંજ સ્વરૂપો છે. આવાં પવિત્ર આચરણો કરી ધર્મની મોખરે ઉભા રહેનાર પવિત્ર રાજાની ધ્વજામાં, પવિત્ર પુરૂષના નિવાસમાં, ધર્મશીલ રાજાના દેશમાં, ભકિતમય વૈશ્નવનાં હૃદયમાં અને ઘરમાં એ સર્વ સ્થળે હું જ રહું છું. સત્ય ધર્મ એ મારા પતિ પુરૂષોતમનું કદી ઝાખું ન પડે તેવું પ્રકાશમાન તેજ છે. તો તે તેજ સ્વરૂપ સત્યને ધારણ કરનાર અને દયાવાન પુરૂષ મારા પતિના તેજવાળો બનેલ હોવાથી મારે તેને આધિન રહેવું જ પડે છે.

આજ સુધી સત્ય અને ધર્મનિષ્ઠ અસૂરો હોવાથી હું તેને ત્યાં વસતી હતી. પરંતુ હવે તેઓ સત્ય અને ધર્મ ભ્રષ્ટ થયા તેથી, તેને છોડી, તમો સત્ય ધર્મ પરાયણ હશો એમ ધારી, તમારી પાસે આવી છું. ઇન્દ્રે કહ્યું તેઓએ (અસુરોએ) કેવી રીતે સત્ય અને ધર્મનો ત્યાગ કર્યો તે કહો. લક્ષ્મી બોલ્યાં—હમણાં[૧] સુધી તે શુદ્ધ ધર્મ પરાયણ હતા તેથી દાન કરતાં અનેક રીતે પરોપકારી બની સૌનાં અંતરને રાજી રાખતા હતા, ધર્મ પર ભાવના પૂર્ણ હોવાથી વેદનું સંપૂર્ણ અધ્યયન કરતાં, દાનયજ્ઞ, સદ્‌બોધ સાંભળવા રૂપ જ્ઞાન યજ્ઞ, સહન કરવા રૂપ, તપ યજ્ઞ વગેરે અનેક પ્રકારના યજ્ઞો કરતા હતા, પોતાના પિતા માતા અને બંધુ વગેરેને પ્રણામ કરતા, સંપ વધારતા,

---

૧ આવા ગુણો જેનામાં હોય ત્યાંજ લક્ષ્મી નિવાસ કરે છે એ સાર લેવાનો છે.

અતિથિ અને ગુરૂના ચરણમાં લીન રહેતા, અંતરને નિર્મળ રાખતા, અનીતિ તજેલજ હતી, સત્ય બોલતા અને બોલ્યું પાળતા, વેદ, ગુરૂ, અને દેવ પર શ્રધા રાખતા, બીજાનો ઉદય જોઇને રાજી થતા, અને મનમાં શુભ લાગણી વાળા હતા. કોઇ નિંદા કરે તે સાંખી લેતા, ખેદ ન કરતા, પરસ્પર પ્રીય વચનજ બોલનાર હતા, શ્રદ્ધા વાળા હતા, કોઇની આશા પર બેસનાર ન હતા, દીન અનાથ દુર્બળ અને પવિત્ર સ્ત્રીઓપર દયાની પવિત્ર ભાવનાવાળા હતા, તેઓ વૃદ્ધ અને મુરબ્બીનું વચન માનતા હતા. તેઓમાં ત્યાગ, ડાહાપણ, સરળતા, કામમાં ઉત્સાહ, અને નિરભિમાનીપણું સ્નેહભાવ, મૈત્રી, તપ, પવિત્રતા, દયા, અને બોલવામાં મીઠાશ, ( કોમળતા ) હતાં તથા બેદરકારી કે ખોટી ખુશામત એ તેમનામાં ન હતું. પછી સમય બદલાતાં તેજ, પવિત્ર ભાવનાવાળા અસુરોના [1]સ્વભાવમાં ફેર થયો. તેઓ કામને વશ થઇ અનીતિ કરવા લાગ્યા. પારકી નિંદા તેઓમાં વધવા લાગી. સારા મનુષ્યો, વૃદ્ધો અને મુરબ્બીઓ કાંઇ સારી શિખામણ આપે તે વખતે તેની મશ્કરી કરવા લાગ્યા. અને તેનું અપમાન કરવા લાગ્યા, કોઇની ચડતી જોઇ ઇર્ષ્યા અને ખોદણી કરવા લાગ્યા, વૃદ્ધોને આદર આપવાનું છોડી દેવા લાગ્યા. અને નમસ્કાર પણ ન કરે તેવા થયા, સર્વ વ્યવહાર પિતા ચલાવે છતાં તે પિતાને પણ તિરસ્કારે અને તેના વચનથી ઉલટા ચાલે અને પોતાની ખોટી બડાઇ કરવામાં બહાદૂર બનતા. અને અધર્મ અનિતિ અને ઠગબાજી કરીનેજ ધન પેદા કરવાની ઇચ્છાવાળા થયા, પુત્ર પિતાને તિરસ્કારે, સ્ત્રી પતિનું અપમાન કરે, માતા, પિતા, ગુરૂ, આચાર્ય અતિથિ અને મહાનપુરૂષોનું અપમાનજ કરવા લાગ્યા. પવિત્રતા તદન છોડીજ દીધેલ. આચાર તજ્યો, વિચાર તજ્યો, સ્ત્રીઓએ ઘરની સંભાળ રાખવાનું છોડયું, પશુઓ

---

[1] હવે જે વર્ણન આવે છે તેવા નીચ સ્વભાવવાળા પાસે બહારના દેખાવથી ભલે લક્ષ્મી પુષ્કળ હોય પણ જેની આબરૂ નથી તેજ નિર્ધન ગણાય છે અને સારી આબરૂ વાળા ગરીબ છતા ધનવાન ગણાય છે.

વગેરે પર બેદરકારી થઇ તેથી ભુખ્યે મરવા લાગ્યાં. પોતાનુંજ પેટ ભરવાનું સમજવા લાગ્યા. ઘેર ઘેર કલેશ, સંતાપ ઇર્ષ્યા અને એક બીજાની નિંદાનું જોર વધ્યું. સ્ત્રીઓ અનિતિને રસ્તે ચાલનારી થઇ અને આમ મન ચગડોલે ચડેલ હોવાથી તેવી અપવિત્ર સ્ત્રીઓ ઘરનું બગડે કે સુધરે તેની દરકાર ન રાખતાં પોતાની ઇન્દ્રીઓની તૃપ્તી માટે મનમાં આવે ત્યાં ભટકવા લાગી, તેમ પુરૂષો પણ, હલકી સ્ત્રીઓ ઘરમાં રાખી પરસ્ત્રીમાંજ આસકત બન્યા. આમ સ્ત્રી પુરૂષો બન્ને સ્વતંત્રતાથી મરજી મુજબ ફરે ને વર્તે એમ થવા લાગ્યું. સ્ત્રી પુરૂષ વેશે ફરે અને પુરૂષ સ્ત્રીને વેશે નિર્લજ્જ થઇ ફરે. પોતાના થોડા સ્વાર્થ માટે બીજાનું ભૂંડું કરવામાં તત્પર થવા લાગ્યા, પારકું ધન કેમ પચાવવું એજ દાનત રાખવા લાગ્યા, માબાપને પરાધીન થઇ દીકરા પાસે આજીજી કરવી પડે તે સ્થિતિ થઇ, શિષ્યે કે સદ્‌ગૃહસ્થે બ્રાહ્મણને ઘેર વિનયપૂર્વક દર્શન માટે આવવું જોઇએ તેને બદલે ગુરૂ અને બ્રાહ્મણ પોતે, ઉલટા સામા, શિષ્યને ને ગ્રહસ્થને ઘેર જવા લાગ્યા અને આજીજી કરવા લાગ્યા. સસરાને ને સાસુને દીકરાની વહુ ડાહીણની; શીખામણ દેવા લાગે, આમ ઉલટો વ્યવહાર ચાલવા લાગ્યો. પિતાની પાસે પુત્ર ડાહાપણની વાત કરી સદ્‌બોધ આપે, બ્રાહ્મણ અને ગુરૂની સ્ત્રીપર પણ ખરાબ દૃષ્ટી કરવા લાગ્યા. ખાવામાં, પીવામાં ભાનભુલ્યા કોઈકોઇનું નમાને આવાઆવા અનાચાર, દૈત્યોમાં વધ્યા માટે મેં તેનું સ્થાન છોડયું છે. હું જ્યાં વસીશ. ત્યાં શ્રદ્ધા, ધૃતિ, આશા, શાંતિ, સન્નતિ (નમ્રતા) અને ક્ષમા એ મારી સખીયો મારી સાથેજ રહેશે અને તેને લીધે મને ધારણ કરનારનો સદા વિજયજ થાય છે. હવે મને ધારણ કરવા માટે શું શું સાધનો જોઇએ છીએ તે તો તમારાથી સંપૂર્ણ સમજાયું હશે. તો તેવા સાધનવાળા તમો બની મને પાસે રાખો. ઇન્દ્રે તે વાત કબૂલ કરી, જેથી લક્ષ્મી ઇન્દ્ર પાસે વસ્યાં એટલે દેવો પ્રસન્ન થયા અને પૃથ્વી, જળ, તેજ, આકાશ વગેરે બધાં તત્વો તેને લીધે અનુકુલ થવા લાગ્યાં અને સર્વત્ર આનંદ થયો.

આ વાત પરથી સમજાયું હશે કે જે અધર્માચરણો, ગણાવ્યાં તે સંપાદન કરેતો લક્ષ્મી ચાલી જાય છે અને પ્રથમ જણાવ્યાં તેવાં ધર્માચરણ કરે તોજ લક્ષ્મીનો વાસ થાય છે. ઘણા અધર્માચરણી ને ત્યાં પુષ્કળ લક્ષ્મી હશે એમ કોઇ કહેશે પણ એને લક્ષ્મીજ ન ગણવી એ તો તેના રક્ષકો છે. અને દુનીયાં જેને માને, સતકાર કરે તેના પ્રત્યક્ષ દેખાવમાં ભલે લક્ષ્મી નજરે નપડે પણ જગત જેને પૂજે એવાં કર્તવ્યપરાયણ હોય તેજ મહાન લક્ષ્મીવાન છે એમ જાણવું.

---

## સદ્‍ગૃહસ્થની રીત.

ધર્મરાજા કહે છે. મને સદ્‍ગ્રહસ્થની રીત કહો. એના જવાબમાં ભીષ્મદાદા બોલ્યા કે, આવોજ પ્રશ્ન શુકદેવજીએ વ્યાસજીને કરેલ ત્યારે તેમણે પોતાના પુત્ર શુકને જવાબ આપતા જણાવ્યું કે-ગૃહસ્થની વૃત્તિના ચાર પ્રકાર પ્રાચીન કાળમાં હતા. ૧ કુસૂલ. ૨ કુંભધાન્ય. ૩ અશ્વસ્તન. ૪ શિલોછ. ૧ કોઠીમાં અનાજ ભરી, સંગ્રહ કરી રાખવો એ કુસૂલ. ૨ ઘડાઓ ભરી, અમુક માસનો અનાજનો સંગ્રહ રાખવો તે કુંભધાન્ય વૃત્તિ. ૩ રોજે રોજનું અન્ન રાખવું. તે અશ્વસ્તન. ૪ અને ખેતરમાથી વીણીને દાણા લાવવા જેને કાઠીઆવાડી ભાષામા “ સલો ” કરવાનું કહે છે તે વૃત્તિને શિલોંછ વૃત્તિ કહે છે. બ્રાહ્મણોને ઋષિઓ માટે તેજ ઉત્તમ વૃત્તિ પ્રાચીન સમયમા ગણાતી હતી. તેનુ એકજ કારણ છે તે એકે કોઇની આજીજી અને પેટને માટે દીનતા કે સેવા કરવી કે સદ્‍ગ્રહસ્થની ખોટી ખુશામત કરવી એ અયોગ્ય ગણાતું હતું કે જેથી તેમ કરવાનું ન બને અને નિર્વાહ ચાલે એવો એજ રસ્તો હતો.

વેદના મંત્રમાં બ્રાહ્મણોને ઇશ્વર પાસે સંધ્યાવંદનમાં એજ માગવાનો મંત્ર છે કે अदीनास्याम शरद शतं ॥ અમારી સો વર્ષની જીંદગીમાં અમો દીન ન બનીએ શિલોંછ વૃત્તિ અગર કોઇની

આજીજી ન કરતાં અનાયાસે જે મળે તેનાથી પોષણ કરવું. એ વૃત્તિ પણ તેવીજ છે. આજના સમયમાં એ વાત બનવી અશકય છે. અથવા પોતાનું જે પવિત્ર કર્તવ્ય હોય તે બજાવી અનેક રીતે દુનીયાની સેવા કરવી અને દુનીયાના ઉપયોગી આપણે થવું. અને પછી આપણે ન બોલીએ તોપણ દુનીયાં વગર માગ્યે જે આપણી તનથી, ધનથી કે મનથી કદર કરે તે કદર પણ તેવીજ ઉત્તમ ગણવી. આવો કર્તવ્ય પરાયણ જગતમાં સંપૂર્ણ પૂજાય છે અને તેની જગત કદર કરે છેજ. આવો ગ્રહસ્થાશ્રમ પૂજ્ય બને છે ગ્રહસ્થાશ્રમ એ જગતનું પોષણનું સાધન છે. સંન્યાસી ભિક્ષુકો, મંદિરો ધર્મસ્થાનો એ સર્વ ગ્રહસ્થોથીજ પોષાય છે. જગતની પૂજા કરવા કે સેવા કરવાની ઇચ્છાવાળા પુરૂષે પોતાનુ ઘર પેલું સંભાળવું. પોતાના ગુરૂ, માતા, પિતા, મામા, અતિથિ, પોતાના આશ્રિત, અન્ય મુરબ્બીઓ, બાળક, રોગી, વૈદ્ય, જ્ઞાતિજનો, સંબંધી વર્ગ, કુટુંબીઓ, પિત્રાઇઓ, ભાઇ, પુત્ર, પોતાની સ્ત્રી, દાસવર્ગ, પુત્ર એ સર્વ પોતાનાં અંગજ ગણવાં અને જેવી પોતાની આંખ કાન વગેરે શરીરની સંભાળ રાખવા માટે પોતાની કાળજી રહે છે તેટલીજ કાળજી તેઓ માટે રાખવી. અને તેઓ સાથે વાદ વિવાદ ન કરતાં સંપ જ રહે તેમ કરવું. જે પોતાના સારા સ્વભાવથી પોતાના સગાનું અને સંબંધીનું મન જીતી શકે છે તેજ આગળ વિજય મેળવી શકે છે અને જગતની સેવા બજાવી શકે છે. જગતની સેવા કરવાની ઇચ્છાવાળાએ પોતાના કુટુંબમાં સારા કહેવરાવવા માટે સારૂં વર્તન પ્રથમ શીખી લોક સેવાના અભ્યાસની શરૂઆત કરવાની છે.

આમાં પ્રથમ મુખ્ય સંબંધી, આપણને સારે રસ્તે દોરનાર ગુરૂ. અને માતા પિતા છે. તો પ્રથમ તેની સેવા કરી. તેને વશ થઇ તેને જીતવાનું છે. ગુરૂએ પ્રત્યક્ષ પરબ્રહ્મ શ્રી કૃષ્ણ (વિષ્ણુ)ની મુર્તિ જ છે, માતા પિતા એક બ્રહ્માની મુર્તિ છે, અતિથિ એ ઇન્દ્રરૂપ છે, કુળવાન સ્ત્રી એ ઘરની દેવી છે. જ્ઞાતી અને સગાં સંબંધી એક વિશ્વેદેવા રૂપાદેવો રૂપ છે, માતા અને મામા એ પૃથ્વીના પ્રત્યક્ષ દેવો છે.

નાનાં બાળકો તે આકાશના દેવો છે, મોટા ભાઇ એ પિતાની માફક બ્રહ્મારૂપ છે. પોતાની સ્ત્રી અને બાળકો એ પોતાના હૃદયમાં વસેલ દેવતાનાં અંતઃસ્વરૂપ છે. સેવકો એ પોતાની છાયા છે, પુત્રી એ દીન પવિત્રાત્મા, દર્શનીયા, કામધેનુ છે. માટે તે સર્વનું પોષણ તે દેવોનું જ પોષણ છે એમ સમજી સર્વ પર અમૃત દૃષ્ટી કરી, સંપ કરી તૃપ્ત કરી, જોઇતી સેવા બજાવી પછી બીજી પ્રવૃતિ કરવી.

## [1]ઉત્તરાશ્રમ.

વ્યાસજી મહારાજે શુકદેવજીને ઉત્તરાશ્રમનું વર્ણન શરૂ કરતાં જણાવ્યું કે

> सुतंस्यापि सुतं दृष्ट्वा निर्वर्तेत स्वकर्मभिः
> वानप्रस्थः सपर्वोक्तो लोक सेवा परायणः ॥ १ ॥

પુત્રને ત્યાં પુત્ર જન્મ જોયા બાદ ( એટલે ઘરનો વ્યવહાર પુત્ર ઉપાડી શકે ) એ સ્થિતિ થતાં વ્યવહાર અને લૌકિક ( પોતાના સ્વાર્થવાળાં ) કર્તવ્યથી નિવૃત્ત થઇ લોક સેવાના કર્તવ્યમાંજ મન રાખવું. એનું નામ વાનપ્રસ્થ આશ્રમ. શાસ્ત્ર કહે છે કે ત્યાગ સન્યાસ એટલે ( ઉદારતા અને મહાન હૃદય કરવાના ) અભ્યાસનું સ્થાન એજ વાનપ્રસ્થ. પ્રથમ આમાં પોતાના કુટુંબને વિશાળ કરવાની જરૂર છે એટલે ગૃહસ્થ હોવામાં પોતાના એક ઘરમાં જેટલાં હોઇએ તેટલા માટે કાળજી રાખવાની છે. અને ઉત્તરાવસ્થામાં ઘરનો વ્યવહાર છૂટતાં वसुधैव कुटुंबक જગતનાં સર્વ મનુષ્યો, જીવો, આપણું કુટુંબ છે. એ ભાવના કરવાની છે, એટલું વિશાળ મન કરવાનું છે. અને પછી ઘરની સ્થાવર જંગમ વસ્તુ, પુત્રને સોંપી; લોકહિત માટેજ શ્રદ્ધા પ્રમાણેના પોતાના ધનનો અને સંપૂર્ણ લાગણીથી ત્યાર પછીના પોતાના તનનો ઉપયોગ કરવાનો

[1] આ આશ્રમોનું વર્ણન એક વખત શરૂઆતમાં આવી ગયું છે છતાં જુદા રૂપમાં આ બીજી વખત જણાવે છે.

છે. અર્થાત્ પછીની કમાણી, જગતના પોષણ માટેજ સમજવાની. આ આશ્રમમાં એકાંત વાસ ( વનવાસ ) કરવાનું કહે છે. એ બરાબર છે એ વનવાસ એટલે પોતાના સંબંધીથી અલગ એકાંતમાં વસી જેટલું પ્રથમ ઘરમાં રહી. વ્યવહાર કરતાં તેજ વ્યવહાર લોકહિત માટે કરવો ગ્રહસ્થ સ્થિતિમાં પોતાની આવકનો દશમો ભાગ પરમાર્થે વાપરવાનો હોય છે ત્યારે આ આશ્રમમાં પોતાની આવક તો સંપૂર્ણ પરમાર્થમાંજ વાપર્યા ઉપરાંત પોતાના ભોજનમાં પણ પાંચ ભાગ પરમાર્થના કર્યા બાદ છઠ્ઠા ભાગનું ભોજન પોતાને માટે યોગ્ય ગણવાનું છે. આવી રીતે વાનપ્રસ્થાશ્રમની ટૂંકામાં હકીકત જણાવી, વ્યાસજી મહારાજ શુકદેવજીને ચતુર્થાશ્રમ માટે વર્ણન કરતાં બોલ્યા કે–

પાછળ વાનપ્રસ્થાશ્રમમાં જણાવ્યું તે પરથી સમજાયું હશે કે વાનપ્રસ્થાશ્રમ એટલે ત્યાગ વૃત્તિ ( ઉદારતા ) નો અભ્યાસ એ અભ્યાસ કરતાં અંતઃકરણ મહાન વિશાળ થતાં समलोष्टश्मकांचन. લોઢું પથ્થર અને સોનું ત્રણેને સમાન ગણવાની ટેવ પાડી, એવી રીતેજ અનુસરવું એ સન્યાસ. જેમ પદાર્થ માટે આ વાત કહી તેવીજ રીતે માનસીક તત્વો માટે યોગ એટલે મનને સંપૂર્ણ નિયમમાં રાખવાની પણ ટેવ પાડવી. એ સન્યાસ અને તે ત્રણ આશ્રમમાં રહી અપકવ દોષને પરિપકવ કરવાનું છે અને પરિપકવ થયા એટલે સન્યાસ સિદ્ધ થયો.

સંન્યાસીના નીયમો–સન્યાસી થનારે કાષાય (ગેરૂવાલાં) વસ્ત્રો પહેરવાં ભીક્ષા માટેજ ગામમાં જવું. ખાવા જેટલુંજ અન્ન લેવું. એક વખતજ જમવું [1]હવિશ્યાન્નજ જમવું. જળપાત્રમાં કમંડળજ રાખવું, એકલા રહેવું.નિંદા કે સ્તુતિ કોઇની ન કરવી તેમ પોતાની નિંદા કોઇ કરે તો તે નિંદા કરનારને દુશ્મન ન ગણતાં તેની પર પણ અમૃત નજરજ કરવી. સર્વની માફક

---

૧ તેલ મરચાને અને ખટાશ વગરનું અન્ન હવિશ્યાન્ન કહેવાય.

સમૂહથી ડરનારો, નરક માફક સ્વાદિષ્ટ પદાર્થોને માનનારો, અને સ્ત્રીને મડદાં સમાન ગણનારો જે મનુષ્ય હોય તેજ ખરો સન્યાસી. અને બ્રહ્મજ્ઞ છે એમ દેવતાઓ પણ કહે છે. જેની વાણીમાં દોષ નથી, જેની આંખમાં અમૃત છે, જેના હૃદયમાં પ્રેમ છે, જે સર્વ તરફ પવિત્ર ભાવના રાખે છે. તે સન્યાસી—। सर्वं पदंहस्तिपदे निमग्नं ॥ એટલે હાથીના પગમાં સર્વપ્રાણીનાં પગલાં જેમ આવી જાય છે તેમ હાથી એટલે સમાધિ દશાવાન યોગીની એ સ્થિતિમાં સર્વ ઇન્દ્રિઓની વૃત્તિઓ લીન થાય છે. તેમ ધર્મ અને અર્થ ( સ્વાર્થ ) અહિંસાના આ ચરણથી લીન થાય છે અર્થાત્ અહિંસા વ્રત પાળવાનો નિયમ લેતાં સ્વાર્થ લય થતાં પરમાર્થ ભાવજ મનમાં પ્રગટે છે.

આવી રીતે કરી જેણે ધીરજ રાખી છે સત્ય પાળ્યું છે અને શુદ્ધ નિયમ પાળ્યો છે તેજ બ્રહ્મજ્ઞ સન્યાસી અને તેજ મોક્ષનો અધિકારી છે. બ્રાહ્મજ્ઞ સન્યાસીએ, નાભીથી હૃદય સુધીના ભાગમાં જે પ્રકાશમય ( ચિન્માત્ર) તત્વ છે તેમાજ પ્રાણનો લય કરવો. એટલે પ્રાણને તે પ્રકાશમય બનાવવો. આનું નામ આત્મયાજી ( આત્મારૂપ યજ્ઞ કરનાર ) જાણવો. એટલે વાનપ્રસ્થ અને ગ્રહસ્થાશ્રમમાં જેમ બહારની વસ્તુથી યજ્ઞ કરવાનો છે તેમ સન્યાસમા અંતર યજ્ઞ કરવાનો છે જેથી તેને બહારના સાધનોની જરૂર નથી. આ યજ્ઞનો બરાબર અનુભવ થતાં પછી એક બ્રહ્મ શિવાય બીજું કાંઇ જગતમાં દેખાતું જ નથી.

એક બ્રહ્મરૂપ પક્ષી છે, તે આ દેહરૂપ ઇંડામાંજ વસે છે. તેને અનેક દેવના અંગોરૂપ પીંછાં છે, અગ્નિ એ પક્ષીનું માથું છે. આકાશ એ પક્ષીની નાભી છે અને પૃથ્વી એ પક્ષીના ચરણ છે એમ વેદમાં કહે છે તેને જાણે તે બ્રહ્મજ્ઞ ગણાય. વળી એક કાળ ચક્ર છે કે જે હંમેશાં ફર્યા કરે છે. છ ઋતુઓ તેની નાડી છે. બારમાસરૂપ આરા છે. અમાસ, પૂર્ણિમા, સંક્રાંતિ એ વગેરે એના પર્વ એટલે સાંધેલ અવયવો છે એ કાળ ચક્ર, આખા જગતને કાપ્યાજ કરે છે. એ કાળ ચક્રને જાણે તેજ બ્રહ્મજ્ઞ જાણવો.

## તરતાં આવડવાની વાર્તા—

ભીષ્મદાદાને ધર્મરાજાએ પૂછ્યું કે મને શુક અને વ્યાસજીના સંવાદની બીજી વાત કહો. તેમાં બહુ આનંદ આવે છે તેના જવાબમાં દાદા બોલ્યા કે શુકદેવજીએ પોતાના પિતા વ્યાસજીને પૂછ્યું કે અધ્યાત્મ શાસ્ત્ર શું કહેવાય તેનો મને ખુલાસો કરો. કેવો સ્વભાવ કરવાથી ઇશ્વરને ઓળખી શકાય તે કહો. આના જવાબમાં વ્યાસજી મહારાજે ખુલાસો કર્યો કે ખરૂં જ્ઞાન ધારણ કરી ઇશ્વરને ઓળખવા એજ જન્મ સાફલ્ય છે સંસાર રૂપ વહેતી નદી છે ( અથવા સમુદ્ર છે. ) તેને તરતાં શીખે તેજ પાર ઉતરી શકે છે. દ્રષ્ટાંત.[1].. એક મહાન ધનવાન તથા વિદ્વાન તથા ઘણું પૂન્ય કર્યું હતું એવો એક ગૃહસ્થ પોતાની સ્ત્રી, પુત્ર, અને સેવક જનો સાથે સમુદ્રની મુસાફરી કરવા માટે સમુદ્ર કિનારે આવી, વહાણ હાંકવાનો ધંધો કરનાર એક ખારવાનું વહાણ ભાડે કરી, તેમાં કુટંબ પરિવાર સાથે બેસી સમુદ્રમાં મુસાફરી કરવા લાગ્યો.

કાંઠેથી ઘણે દૂર સમુદ્રમાં ગયા બાદ, તે સદ્‌ગૃહસ્થ વહાણ હાંકનાર ખારવા સાથે આનંદ પૂર્વક વાત કરવા લાગ્યો. અને બોલ્યો કે ભાઇ તારૂં નામ શું ? મારૂં નામ ધનો ( ધનજી ) ખારવે જવાબ આપ્યો. તું કાંઇ ભણ્યો છે ? ? શેઠજીએ પૂછ્યું. ના બાપુ ! ન ભણવાથી હિસાબ ગણવામાં ઘણો વાંધો આવે છે મારો દીકરો પણ કાંઇ ભણ્યો નહિં. અમારી જાત તે ભણે ? શેઠે કહ્યું ત્યારે. **પ્રથમે નાર્જિતા વિદ્યા** તેં તારી પેલી અવસ્થામાં વિદ્યા મેળવવારૂપ જે મોટું કામ કરવું જોઇએ તે તેં નથી કર્યુ એમ સમજાયું. વળી ફરી શેઠે પૂછ્યું કે, તારી ઉંમર સાઠ વરસ ઉપરની છે. એમ લાગે છે, તો જ્યારે તારી યુવાની અવસ્થા હતી. ત્યારે તેં કાંઇ ધન ખુબ કામ કરીને મેળવી રાખ્યું છે કે કેમ ? કે જે તને વૃદ્ધાવસ્થામાં મદદરૂપ થાય. શેઠજીના આ પ્રશ્નના જવાબમાં, ખારવાએ જણાવ્યું કે. આ

---

૧ આમાં ધનવાન અને મજુર પક્ષનો સંવાદ છે.

વખતે આપ જે કાંઇ મારી મહેનતનો બદલો (વહાણમાં બેસવાનું ભાડુ )આપશો ત્યારે તે ભાડાના પૈસાથી ખાવાનુ લાવશુ ત્યારે થશે અમારે ગરીબને પૈસા ભેળા ક્યાથી થાય ? ખાનાગ ઝાઝા માટે રોજની કમાણી પરજ આધાર રહે છે માદા સાજા થઇએ ત્યારે ઘરના બઇરા છોકરા જેમ તેમ કરીને લાવે તે પર ચાલે, એટલે બાપા ! અમારી પાસે કશુ ધન ભેળુ થયુ નથી શેઠજીએ કહ્યુ ત્યારે द्वितियेनार्जितधन. તારી બીજી અવસ્થા (યુવાની) મા તુ ધન એકઠુ કરી શકયો નથી એ સમજાયુ હાજી બાપા ખારવે કહ્યું.

શેઠજીએ પાછો સવાલ કર્યો કે જ્યારે તારી કમાણીમાથી ખાવાનુ માડ પુરૂ થાય છે ત્યારે દાન, પુન્ય વગેરે ધર્મનુ કામ તો તારાથી ક્યાથીજ બન્યુ હોય ?

આના જવાબમા ખાગ્વે જણાવ્યુ કે બાપા ગોપીઓની પાસે દાન પુન્ય કરવાનુ કાંઇ સાધન ન હતુ પણ શ્રી કૃષ્ણ ભગવાનના પ્રેમમા જેમ ભાન ભુલી હતી ત્યારે તેનુ કલ્યાણ કર્યું હતુ તેમ હું પણ તેજ પ્રભુની સેવા કરૂ છુ અને મારા શરીરથી બનતી જગતની સેવા કરીને મારા જેવા ગરીબથી જે બને તે હુ કરૂ છું તો હવે મારો વ્હાલો પ્રભુ મારા હેત સામું નહિ જુએ ! ! એને જેમ કરવુ હોય તે કરે પ્રભુ તો ગરીબનો બેલી છે એમ સાભળ્યુ છે પછી તે જેમ રાખે તેમ રેવુ ગરીબની પર બહુ કૃપા કરી છે તેના દૃષ્ટાંતો ઘણા છે જેવા કે શબરી (ભીલડી) સુદામા વિગેરે—

પોતે કરેલા પુન્ય અને દાનના કામોથી ગર્વવાળા બનેલ શેઠજી બોલ્યા કે ભાઇ એ વાતસા તુ સમજેનહિ જે કામ ધનથી થાય તે કામ શરીરથી કેટલુ ક બને ! ! એક ધર્મશાળા બનાવીએ તો હજારો માણસ આશરો લઇ રાજી થાય, એક વાવ ખોદાવાથી ઉનાળામા તરસે મરતા કેટલા બચે ? તે વિચારી જો તેમજ એક સદાવૃત, પાઠશાળા, લાઇબ્રેરી, કે દવાખાનુ કર્યું હોય તો કેટલા માણસો

---

આમા ધનવાન અને મજુર પક્ષનો સવાદ છે

## તરતાં આવડવાની વાર્તા—

ભીષ્મદાદાને ધર્મરાજાએ પૂછયું કે મને શુક અને વ્યાસજીના સંવાદની બીજી વાત કહો. તેમાં બહુ આનંદ આવે છે તેના જવાબમાં દાદા બોલ્યા કે શુકદેવજીએ પોતાના પિતા વ્યાસજીને પૂછયું કે અધ્યાત્મ શાસ્ત્ર શું કહેવાય તેનો મને ખુલાસો કરો. કેવો સ્વભાવ કરવાથી ઇશ્વરને ઓળખી શકાય તે કહો. આના જવાબમાં વ્યાસજી મહારાજે ખુલાસો કર્યો કે ખરૂં જ્ઞાન ધારણ કરી ઇશ્વરને ઓળખવા એજ જન્મ સાફલ્ય છે સંસાર રૂપ વહેતી નદી છે (અથવા સમુદ્ર છે.) તેને તરતાં 'શીખે તેજ પાર 'ઉતરી શકે છે. દષ્ટાંત.[1] ...એક મહાન ધનવાન તથા વિદ્વાન તથા ઘણું પૂન્ય કર્યું હતું એવો એક ગૃહસ્થ પોતાની સ્ત્રી, પુત્ર, અને સેવક જનો સાથે સમુદ્રની મુસાફરી કરવા માટે સમુદ્ર કિનારે આવી, વહાણુ હાંકવાનો ધંધો કરનાર એક ખારવાનું વહાણુ ભાડે કરી, તેમાં કુટંબ પરિવાર સાથે બેસી સમુદ્રમાં મુસાફરી કરવા લાગ્યો.

કાંઠેથી ઘણે દૂર સમુદ્રમાં ગયા બાદ, તે સદ્‌ગૃહસ્થ વહાણુ હાંકનાર ખારવા સાથે આનંદ પૂર્વક વાત કરવા લાગ્યો. અને બોલ્યો કે ભાઇ તારૂં નામ શું ? મારૂં નામ ધનો (ધનજી) ખારવે જવાબ આપ્યો. તું કાંઇ ભણ્યો છે ? ? શેઠજીએ પૂછયું. ના બાપુ ! ન ભણવાથી હિસાબ ગણવામાં ઘણો વાંધો આવે છે મારો દીકરો પણ કાંઇ ભણ્યો નહિં. અમારી જાત તે ભણે ? શેઠે કહ્યું ત્યારે. **પ્રથમે નાર્જિતા વિદ્યા** તેં તારી પેલી અવસ્થામાં વિદ્યા મેળવવારૂપ જે મોટું કામ કરવું જોઇએ તે તેં નથી કર્યું એમ સમજાયું. વળી ફરી શેઠે પૂછયું કે. તારી ઉંમર સાઠ વરસ ઉપરની છે. એમ લાગે છે, તો જ્યારે તારી યુવાની અવસ્થા હતી. ત્યારે તેં કાંઇ ધન ખુબ કામ કરીને મેળવી રાખ્યું છે કે કેમ ? કે જે તને વૃદ્ધાવસ્થામાં મદદરૂપ થાય. શેઠજીના આ પ્રશ્નના જવાબમાં, ખારવાએ જણાવ્યું કે. આ

---

[1] આમાં ધનવાન અને મજુર પક્ષનો સંવાદ છે.

વખતે આપ જે કાંઇ મારી મહેનતનો બદલો ( વહાણુમાં બેસવાનું ભાડું )આપશો ત્યારે તે ભાડાના પૈસાથી ખાવાનું લાવશું ત્યારે થશે અમારે ગરીબને પૈસા ભેળા કયાંથી થાય ? ખાનાર ઝાઝાં માટે રોજની કમાણી પરજ આધાર રહે છે. માંદા સાજા થઇએ ત્યારે ઘરનાં બઇરાં છોકરાં જેમ તેમ કરીને લાવે તે પર ચાલે, એટલે બાપા ! અમારી પાસે કશું ધન ભેળું થયું નથી. શેઠજીએ કહ્યું ત્યારે. **द्वितियेनार्जितंधनं.** તારી બીજી અવસ્થા ( જુવાની ) માં તું ધન એકઠું કરી શકયો નથી એ સમજાયું. હાજી બાપા. ખારવે કહ્યું.

શેઠજીએ પાછો સવાલ કર્યો કે જ્યારે તારી કમાણીમાંથી ખાવાનું માંડ પુરૂં થાય છે ત્યારે દાન, પુન્ય વગેરે ધર્મનું કામ તો તારાથી કયાંથીજ બન્યું હોય ?

આના જવાબમાં ખારવે જણાવ્યું કે બાપા ગોપીઓની પાસે દાન પુન્ય કરવાનું કાંઇ સાધન ન હતું પણ. શ્રી કૃષ્ણ ભગવાનના પ્રેમમાં જેમ ભાન ભુલી હતી ત્યારે તેનું કલ્યાણ કર્યું હતું તેમ હું પણ તેજ પ્રભુની સેવા કરૂં છું. અને મારા શરીરથી બનતી જગતની સેવા કરીને મારા જેવા ગરીબથી જે બને તે હું કરૂં છું. તો હવે મારો વ્હાલો પ્રભુ મારા હેત સામું નહિં જુએ ! ! એને જેમ કરવું હોય તે કરે. પ્રભુ તો ગરીબનો બેલી છે એમ સાંભળ્યું છે. પછી તે જેમ રાખે તેમ રેવું. ગરીબની પર બહુ કૃપા કરી છે તેનાં દ્દષ્ટાંતો ઘણાં છે જેવાં કે શબરી ( ભીલડી ) સુદામા વિગેરે—

પોતે કરેલાં પુન્ય અને દાનનાં કામોથી ગર્વવાળા બનેલ શેઠજી બોલ્યા કે ભાઇ એ વાતમાં તું સમજેનહિં જે કામ, ધનથી થાય તે કામ શરીરથી કેટલુંક બને ! ! એક ધર્મશાળા બનાવીએ તો હજારો માણસ આશરો લઇ રાજી થાય, એક વાવ ખોદાવાથી ઉનાળામાં તરશે મરતાં કેટલાં બચે ? તે વિચારી જો તેમજ એક સદાવૃત, પાઠશાળા, લાઇબ્રેરી, કે દવાખાનું કર્યું હોય તો કેટલાં માણસો

આમાં ધનવાન અને મજુર પક્ષનો સંવાદ છે.

અન્નથી, વિદ્યાથી, અધ્યયનથી અને દવાથી સુખી થઇ રાજી થાય? તે જરા વિચારી જો, માટે આવાં કામ માટે પૈસાની જરૂર છે અને મેં પુષ્કળ પૈસો વાપરી તે બધું કર્યું છે. જ્યારે આમ ત્રણ અવસ્થામાં કશું કરી શક્યો નથી ત્યારે ચોથી અવસ્થા કે જે વૃદ્ધાવસ્થા છે તેમાં આંખે દેખી શકીશ નહિં, કાને સાંભળી શકીશ નહિં. પગ કે હાથ કામ કરી શકશે નહિં ત્યારે તારૂં શું થવાનું? અર્થાત્

> प्रथमे नार्जिता विद्या द्वितिये नार्जितं धनं
> तृतिये नार्जितं पुन्य चतुर्थे किंकरिष्यति ॥ १ ॥

જે માણસ પ્રથમ અવસ્થા (બાળપણ)માં વિદ્યા મેળવતો નથી, બીજી અવસ્થા (યુવાની) માં ધન મેળવતો નથી, ત્રીજી અવસ્થા (પ્રૌઢાવસ્થા) માં પુન્ય કરી શકતો નથી તે ચોથી અવસ્થા (અતિ વૃદ્ધ થતાં) શું કરી શકવાનો હતો? આમ પરસ્પર વાત કરે છે ત્યાં દરિયામાં, ઓચિંતું સખત તોફાન શરૂ થયું અને વહાણ ડોલવા લાગ્યું, અંદર પાણી ભરાવા લાગ્યું શેઠજી તથા તેની સ્ત્રી, બાળકો, સહુ ગભરાયાં; રડારોળ થઇ રહી. અને શેઠજી ગભરાતા ગભરાતા ખારવાને કહેવા લાગ્યા. ભાઇ!! હવે શું કરવું? કોઇ રીતે કાંઠે પોહોચાડ અને બચાવ, ખારવે કહ્યું બાપા આમાં તમે જુઓ છો તેવી રીતે મારાથી બનતી મહેનત કરૂં છું પણ તોફાનને લીધે કાંઇ ફાવતું નથી. પણ મારે કહેવાનું એ કે તમારી વિદ્યા, ધન અને પુન્ય. જે તમોએ મેળવ્યાં છે તેનો ઉપયોગ તમો તો કરો! કારણ મારાથી વધારે નશીબદાર છો, વિદ્યાવાળા છો, કળા વાળા છો, ધનવાળા છો અને પૂન્ય તો તમો કહેતા હતા કે મેં બહુ કર્યાં છે તો તે કોઇ આમાં આડાં ન આવે એમ હોય? એમ જ્યાં વાત કરે છે ત્યાં તો વહાણ બૂડયું. અને શેઠ શેઠાણી છોકરાં, વિદ્યા, પૈસો, નોકર સર્વ જળમાં હોમાયાં.

ઇજ્જતન ધનકી કોન બડાઇ, દેખત નયનોમેં મટી મીલાઇ.
કહત કબીરા સુનભાઇ ગુનીયાં, આપ મુવે પછી ડુબ ગઇ દુનિયાં.

ખારવો તરતો તરતો બોલ્યો કે શેઠજી? તમારી વિદ્યા ને પુન્ય તમને નહિં બચાવે ? બચો બચો ! ! ! શેઠ કહે છે ભાઇ તને તો તરતાં આવડે છે ને મને નથી આવડતું માટે હું બુડું છું અને પૂન્યદાન સર્વ વૃથા જાય છે. ત્યારે ખારવે કહ્યું કે બાપા હું એજ કહું છું કે ગમે તે દાનપૂન્ય. કે વિદ્યા સંપાદન કરો પણ તરતાં ન આવડતું હોય તે નકામું છે. અને જેને તરતાં આવડે છે તે દાન પુન્ય શકતી ન હોવાથી ન કરી શકયો હોય તો પણ સંસાર સમુદ્રમાં તરવાની શકતીથી તરે છે. અને ભવ પાર ઉતરે છે. તો શેઠજી તમોને તરતાં નથી આવડતું તો તેને લીધે આપની વિદ્યા, કળા, ધન, અને પુન્ય એ કાંઇ કામ ન આવ્યું અને આપના બૂડતાં તે સર્વ બૂડયું અને મારે તે પુન્ય, દાન, દ્રવ્ય કે વિદ્યા કશી નથી પણ, ફકત એક તરવાની વિદ્યા જાણવાથી હું પાર ઉતરી જઇશ.

આખર તે શેઠ સર્વ સત્કર્મવાન હોવા છતાં માત્ર પોતાના ધન ધર્મ, પુન્ય અને દાનના અભિમાનના અને અસત્ય રૂપ પવનના ઝપાટાથી ઇન્દ્રીઓ વિહ્વળ થવા રૂપ તે સમુદ્રના ઉછાળાથી તેનું બુદ્ધિરૂપી નાવ ડૂબે છે.

क्रोधात्भवतिसंमोह संमोहात्स्मृति वि भ्रमः
स्मृतिभ्रंशात्बुद्धिनाशः बुद्धिनाशात् प्रणश्यति.

ક્રોધથી મોહ થાય છે અને મોહ થતાં પોતાને શું બોલવું તેનું ભાન રહેતું નથી અને ભાન ભૂલે એટલે બુદ્ધિ શુન્ય ( નાશ પામે ) થાય. અને જેની બુદ્ધિ નાશ પામી. તે મૃત્યુજ પામ્યો અર્થાત્ અમુક માણસની બુદ્ધિ બગડતાં આબરૂ ગઇ. અને છાપ હલકી પડી. એટલે તે માણસ ગમે તેટલાં પુન્ય કરનારો હોય, વિદ્યા કે ધનવાન હોય, પણ તેની દુનીયામાં કીંમત રહેતી નથી એટલે તે જીવતે મુએજ સમજવો. માટે જણાવવાનું કે સંસારરૂપી સમુદ્ર કે જેમાં પાંચ ઇન્દ્રિયરૂપી મગર છે, મનના સંકલ્પરૂપ કિનારા છે, લોભને મોહરૂપ ઘાસથી જેના કાંઠા ઘેરાયા છે. કામને ક્રોધરૂપ

ત્પો છે સત્યરૂપ જેના જળમા પવિત્રતા છે અને અસત્યરૂપ તેમા મોજા છે, ક્રોધ રૂપ કીચડ છે, વાસનારૂપ પાતાળ સુધી જે ઉંડા છે તેથી મહા મુશ્કેલીએ આગ ગુરૂરૂપ પાર ઉતારનાર મળેનાજ તરાય છે, હે શુકદેવજી તે મહાન સસાર સમુદ્રને તરવા માટે ઉત્તમ બુદ્ધિનીજ જરૂર છે પણ જે મનને અભિમાન કરે મોહ કરે અને અજ્ઞાન જન્ય અહકાર અને ક્રોધના કીચડમા ખુચાડે તેવી અવિદ્યા જેવી વિદ્યા અને અજ્ઞાન જન્ય ધન કે પુન્ય કરતા આવા સાચા જગતના સેવક કે જે પોતે તરે ને બીજાને તારે તેવાની જરૂર છે

આજે આટલુ આખ્યાન બસ છે આ સાભળી સૌ ઘેર ગયા

---

## દીવસ છઠ્ઠો.

### ધર્મનું સ્વરૂપ.

### જાજલિ ચરિત્ર.

પાછા સવારમા શ્રીકૃષ્ણ સાથે દાદા પાસે આવી ધર્મરાજાએ પૂછ્યુ કે ધર્મ એટલે શુ ? એ મારે જાણવાની જરૂર છે આના જવાબમા ભીષ્મ પિતા મહે ખુલાસો આપ્યો કે—

સદા ચરણ સ્મૃતિ અને વેદ (સમજણ) અને પ્રયોજન એ ચાર ધર્મના લક્ષણો મુખ્ય છે અને તેના અનેક ભેદ છે આ વિષયમા જાજલી નામના એક તપસ્વી ઋષિનુ ચરિત્ર કહુછુ જાજલિ નામના એક તપસ્વી હતા તેણે ઘણા વર્ષો સુધી સમુદ્રના જળમા વસી તરવાની વિદ્યા મેળવી તે જળમાજ તપ કરેલુ હતુ તથા અનેક કષ્ટો ટાઢ તાપ અને વર્ષાદને સહનકરી મહાન તપ કરી, અનેક સિદ્ધિઓ મેળવવાથી સર્વત્ર જવાની સત્તા તેણે મેળવી હતી

એક વખતે એવુ બન્યુ કે વૃક્ષની માફક સ્થિર બની, ઉભા રહીને તપ કરતા હતા તેને લીધે તેની જટા વરસાદનુ પાણી પડી ભીજાઇ, જાળા જેવી થઇ હતી તેથી એક પક્ષીએ, તેમા માળો કર્યો અને તે પક્ષિ અને પક્ષિણી બન્ને તેમા વસવાલાગ્યા પછી પક્ષિણીને

બચ્ચાં થયાં અને બચ્ચાંઓ.મોટાં થયાં ત્યાંસુધી તે જાજલી સ્થિર રહી. તે પક્ષિઓને સુખે વસવા દીધાં પછી જ્યારે તે પક્ષીઓ પોતાની મેળેજ ચાલ્યાં ગયાં. એટલે જાજલી. ઋષિ સંતુષ્ટ થયા. અને તેના મનમાં એમ થયું કે, મારા માથા પર પક્ષિઓએ માળો ઘાલ્યો, બચ્ચાં થયાં, અને ઉડી ગયાં, ત્યાં સુધી હું ચલાયમાન થયો નહિં; માટે મારા જેવો કોઇ સહન શીલ અને ધર્મિષ્ટ નથી, આવું કામ કોઇથી ન બને તે મેં કર્યું માટે હું મહાન ધર્માત્મા બન્યો છું, મને ધન્ય છે. કે જેથી આવું દુર્ઘટ કામ મારાથી પાર પડયું, બસ હવે આ ધર્મના બળથી મેં સર્વ લોકને જીત્યા છે અને મહાપુન્ય મેળવી મેં પુન્યલોક અને સત્યલોકનો વિજય કર્યો છે. આવા ગર્વવાળા શબ્દો, વારંવાર બોલવા લાગ્યો. આવી રીતે ગર્વીષ્ટ બનેલો જાજલી વનમાં ફરતો હતો તેવામાં એક અવાજ તેના કાનમાં અથડાયો તે શબ્દ એ હતો કે હે જાજલિ ! તને તારા તપનો અને કરેલ પુન્યનો ગર્વ બહુ થયો છે અને તેને લીધે તું જાણે છે કે મારા જેવો ધર્મિષ્ટ કોઇ નથી. પણ તારે જાણવાનું કે, કાશી શહેરમાં એક તુલાધાર વૈશ્ય છે. તેના ધર્મની આગળ તું કશા હિસાબમાં નથી. તેં સંસાર તજી, તપસ્વીબની, મિથ્યા સિદ્ધિ અને ગર્વ ( અભિમાન ) મેળવ્યું છે અને તે તુલાધાર, જાતનો વૈશ્ય એટલે તારાથી ઉતરની જાતનો છે અને સંસારી છે, વ્યવહારી છે. છતાં તેણે ખરો ધર્મ મેળવ્યા સાથે શ્રી પ્રભુ ચરણ પાસે જવાને પૂર્ણ લાયકાત મેળવી છે, તે છતાં તેને જરાપણ અભિમાન નથી. માટે ગૃહસ્થિ છતાં ધર્માત્મા તેમજ ખરો મહાત્મા તે તુલાધાર છે. માટે તેના ધર્મ આગળ તારૂં કૃત્ય કશા હિસાબમાં નથી. માટે તું તેની પાસે જા અને તેને ગુરૂ કર.

આ અવાજ, કોણે કર્યો તે તેનાથી જણાયું નહિ. શું આકાશના દેવતાઓએ કે વનના કોઇ ખરેખરા ધર્માત્મા તપસ્વીએ, આનો ગર્વ ઉતારવા માટે આ અવાજ કર્યો હશે !!! ગમે તે હો !! પણ જાજલિનું

અભિમાન ઉતારવા માટે જ આ અવાજ તેને ગુરૂ રૂપજ બનેલ છે. જાજલીને આથી ઉલટો ક્રોધ ચડયો कामात् क्रोधों भिजाय ते.

અભિમાનવાળાં ધર્માચરણો પણ અભિલાશા તથા અભિમાનને લીધે કામનારૂપમાં બદલાઇ જાય છે અને તે બદલાયેલ સ્વરૂપમાં પોતાના ગર્વમાં આડે આવનાર પર ક્રોધ પ્રગટ થાય છે અને એજ ક્રોધ, સંમોહક બુદ્ધી ભ્રષ્ટ કરનાર અને મેળવેલ મહાન પૂન્ય અને ધર્મનો નાશ કરનાર થઇ પડે છે. જાજલિ મહાત્માનું પણ તેમજ બન્યું. મારા કરતાં વધારે શ્રેષ્ટ તે તુલાધાર કોણ છે? તે જોવાની ઇચ્છાથી, અનેક દીવસે ફરતો ફરતો તે જાજલી બ્રાહ્મણ; કાશી નગરમા આવ્યો અને તુલાધાર વૈશ્યને ત્યાં ગયો. તપ કરીને મહાત્મા બનવાની ઇચ્છાવાળો, એક ત્યાગી પુરુષ, પૂર્ણ વેપારમાં લીન થયેલ અને સંસારના કામમાં ભરપૂર અને પોતાથી ઉતરતી જાતીવાળો હોય તેની પાસે જતાં જરા ક્ષોભ પામે એ સહજ છે.

જાજલી, મનમાં ઘણા અકળાયા, પરંતુ જંગલમાં જે અવાજ આવ્યો તે શલ્ય જેવો ખુચે છે અને તેથી જ પોતાના મનનું સમાધાન કરવાની ખાતર જ તે તુલાધાર વૈશ્યને ત્યાં આવ્યા. તુલાધાર વૈશ્ય, એક વેપારી છે ગામમાં ધર્માત્મા અને સાચુ બોલનાર તથા ખાત્રી વાળો માલ, ગેગ્ય ભાવે આપનાર હોવાથી; તેને ત્યાંજ માલ લેનારા લોકોની ભીડ સદાય રહેતી. આ વખતે પણ તેવું હતું આંખ, માં અમૃત, હૃદયમાં પ્રેમ. મીઠી વાણી, એકજ બોલ, અને સત્યનિષ્ટા, આ બધા તેના સદ્ગુણોથી ખેંચાઇને માલ લેવા ઘણા આવતા. અને ઘણાક તેનું મુખદર્શન કરવા આવતા. અને કેટલાક તો તેની સલાહ લેવા આવતા, કોઇ બે જણની તકરાર હોય તો તેનું એવી રીતે સમાધાન કરે કે એનો બોલ સહુ ઉઠાવે અને સંતુષ્ટ જ સર્વ થાય જેથી સ્વાર્થ કરતાં આવા લોક સેવાના પારમાર્થિક કર્તવ્ય પરાયણ પણ તે તુલાધાર રહેતો હતો.

જાજલી બ્રાહ્મણ તો તેની દુકાન આગળ માણસોનો જમાવ. તથા તેનું હસતુંમુખ એ બન્ને જોઇ પ્રફુલિત થયો. બ્રાહ્મણને આવતો જોઇ તે તુલાધાર એકદમ ઉભો થયો અને જાજલી બ્રાહ્મણને સાષ્ટાંગ પ્રણામ કર્યાં, ઓહો પધારો, મારાં ધન્ય ભાગ્ય, આપ મહા તપસ્વી મારે ત્યાં પધારી મને સંસારમાં લીન થયેલાને પાવન કર્યો, લોકોને આ તુલાધાર પર અતિશય શ્રદ્ધા હતી તેથી તેના નમવાથી સહુ તેને નમ્યા અને માર્ગ આપ્યો તુલાધારે તેને બેસાડયા, બ્રાહ્મણ હોવાથી, વિધિ પ્રમાણે સર્વ કામ છોડીને પૂજા કરી, સારો સત્કાર કર્યો.

અને પછી અનેક કામને અંગે તેની પાસે આવેલ સર્વ સદ્‌ગૃહસ્થોની સમક્ષ તે વૈશ્યે જણાવ્યું કે આપ મહાત્માએ સમુદ્રમાં તરીને મહાન તપ કર્યું છે, અનેક સિદ્ધિઓ મેળવી છે અને એક એવું મહાન કામ કર્યું છે કે, પોતાની જટામાં પક્ષીઓએ માળો નાખી પછી બચ્ચાં થયાં. અને મોટાં થયાં ત્યાં સુધી વૃક્ષની માફક સ્થિર રહી. ભૂખ તરસનું પણ મહાન કષ્ટ વેઠી મોટો ધર્મ સંપાદન કર્યો છે. આટલી ખરી હકીકત સર્વને સંભળાવ્યા પછી તુલાધાર વૈશ્યે તે બ્રાહ્મણને જણાવ્યું કે.

> खेचार्चत्वमथा श्रौपीर्मामलिद्विजसत्तम.
> अमर्षवशमापन्नस्ततः प्राप्तोभवानिह.
> करवाणिप्रियंकिंते तद्ब्रूहिद्विजसत्तम ॥ १ ॥

તમોને તમારા એ કર્તવ્યનું અભિમાન થયેલ તેથી આકાશવાણી દ્વારા મારી પ્રસંશા સાભળતાં આપને ક્રોધ અને ઇર્ષ્યા ઉત્પન્ન થતાં આપ આંહીં પધાર્યા છો એમ હું જાણું છું. તો મારે તો તમારૂ ભલુંજ કરવું છે તો શું પ્રિય કરૂં ? તે આપ કહો.

> इत्युक्तःसतदातेन तुलाधारेणधीमता.
> प्रोवाचवचनंधीमान् जाजलिर्जपतांवरः ॥ १ ॥

મહાન બુદ્ધિવાળા તે તુલાધારનું વચન સાંભળી, જપ કરનાર તપસ્વી જાજલ બોલ્યા કે વ્યાપારનો ધંધોજ એવો છે કે જેમાં

જુઠું બોલવું જોઇએ અને તેમાં પણ તમોતો રસ, વનસ્પતિ અને ફળનો વેપાર (ગાંધીનો ધધો) કરો છો તો તે વેપારમા તો અત્યંત અસત્ય સમાયેલ છે. છતા આવા વેપાર કરનારા તમો મારા જેવા આખી જીંદગી તપમાં ગાળનારના કરતા શ્રેષ્ટ ગણાઓ તો તેથી પરિતાપ કેમ ન થાય ? શું અનેક કષ્ટ વેઠી ઘરબાર અને સગાને છોડી સ્વાર્થ છોડી કરેલ તપ નકામું અને તમો સંસારમાં ડુબેલા આવા અસત્યના વેપારમાં ફસાયેલ તે મારાથી શ્રેષ્ટ થાઓ છો–

એ ન્યાય કેવો ? આ વચન સાંભળી તુષાધાર વૈશ્યે કહ્યુ કે—

મહારાજ ? ધર્મનું રહસ્ય બહુજ આશ્ચર્ય જનક છે—

તમારા કરતા મને આકાશના દેવોએ શ્રેષ્ટ કહ્યો તેનું કારણ આપશ્રીને જણાવું છું. તે સાંભળો

પ્રથમ તો એકે મને શ્રેષ્ટપણાનુ અભિમાન નથી તે આમ મારા આચરણથી સમજી શકયા હશો. દેવોએ જો કે મારા વખાણ કર્યા તે હુ જાણું છું તોપણ મારાથી ઉંચા આપ બ્રાહ્મણ છો તેમજ તપસ્વી છો માટે આપની શ્રી પ્રભુપ્રમાણે વિધિસર મે પૂજા કરી આપને મે શ્રેષ્ટપદ આપ્યું એમાજ આપે સમજવાનુ છે કે, મોટાઇ પોતાને હાથે મળતી નથીજ. પણ બીજાના ચરણ પૂજવાથી, કે નમ્ર બનવાથીજ દેવો આપણી મોટાઇ ગણે છે તમારી પેઠે હું અભિમાની બન્યો હત તો, દેવો કદી પણ મને શ્રેષ્ટ નજ ગણત હું જાણુ છું તે પ્રમાણે, આપશ્રીને સનાતન ધર્મ રહસ્ય કહું છુ તથા હુ જે વર્તન કરૂં છું ને જે મારા વર્તન અને સ્વભાવથી દેવોને સંતોષ થયેલ છે તે પણ આપને નિવેદન કરૂં છું. મુખ્ય ધર્મ એ છે કે, કોઇનો પણ દ્વેષ કે ઇર્ષ્યા ન કરવી અને સર્વ ઉપર મિત્ર ભાવજ રાખવો.

મારા નિર્વાહ માટે હું જે વ્યાપાર કરૂં છું તે ગાંધીનો વ્યાપાર કહેવાય છે, એટલે જુદી જુદી ઔષધીઓ, લાખનો રસ, કમળ, તપખીર, લવણ, કસ્તુરી અને અનેક પવિત્ર રસોનો વ્યાપાર હુ

જરાપણ કપટ રાખ્યા વગર ન્યાયપૂર્વક કરૂંછું. માલ લઇ મને આપનારને સંતોષ આપુ છું અને બહુજ થોડે નહિ સારામાં સારી ચીજ માલ લેનારને આપુ છું તેથી દેનાર અને લેનાર બંન્ને સંતુષ્ટ થઇને જાય છે અને મારા વચનપર અત્યંત વિશ્વાસ સર્વ રાખે છે અને એક સત્ય વચનથી, મારે ત્યાં વેપાર વધારે ચાલે છે, જેથી માલ લાવનારા સારામાં સારો માલ મને લાવી આપે છે અને તેને તુર્ત લાભ થાય છે માટે ઉત્સાહથી કામ કરે છે. અને બહુજ ઓછો નફો લઇ બીજાના કરતાં સારો માલ હું આપુ છું. તેથી લેનારા પણ મારે ત્યાંજ આવી, ભાવ પુછ્યા વિના માલ લઇ જાય છે હું જે કહું તે પર પૂર્ણ વિશ્વાસ હોવાથી માગું તે પૈસા તુર્ત આપે છે, જેથી મારો વ્યાપાર જગતમાં આંટ વધવાથી બહુજ ચાલે છે. મહારાજ ! મારે આપને જણાવવાનું કે જેણે દુનીયાનો વિશ્વાસ મેળવ્યો તેજ પ્રભુના દરબારમા વિશ્વાસપાત્ર થાય છે. હું કોઇનું બુરૂં કરી મારો સ્વાર્થ સાધતો નથી, પણ કોઇનું ભલું થતું હોય તો મારા સ્વાર્થનો ભોગ આપુ છું. મારી તુલા (ત્રાજવું) સર્વ પ્રાણીપર સમાનભાવમાં જ રહેલ છે ( સ્વાર્થને અંગે નમાવતો નથી ) મારે, માટી, પથ્થર અને સોનું એ ત્રણ સમાનજ છે. જેમ રોગી અને વૃદ્ધ પુરૂષમાં વિષય હોતો નથી તેમ મારી વાસનાઓ જ્ઞાનજન્ય વૃદ્ધત્વથી નાશ પામી છે.

જે જગતને જીતે છે તેજ ઇશ્વરને જીતે છે. જગતને તરવારથી કે બીજા કોઇ હથીયારથી ઘાત કરીને જીતાતું નથી. પણ પ્રેમ, દયા અને અભયદાન આપવાથીજ જીતાય છે અને અભય આપવું એજ શ્રેષ્ટ ધર્મ છે. મેં જે આ કહ્યું તે જ સત્ પુરૂષોનાં આચરણો જાણવા. અને આચરણો પ્રમાણે વર્તવું એજ મહાન ધર્મ છે. જે મનુષ્ય બીજાને ઉદ્વેગ ન પમાડે અને પોતે બીજાથી ઉદ્વેગ ન પામે તે પુરૂષ અભય મેળવી શકે છે. અને બીજાને અભયદાન આપી શકે છે. તપ, દાન કે યજ્ઞ કરવાથી જે મહાન ફળ મળે છે તે ફળ ફક્ત અભય-દાનથીજ મળે છે.

જેમ તમોએ પક્ષીઓને તમારા મસ્તકપર રહેવાને સ્થાન આપી તેઓનો વિશ્વાસ મેળવ્યો તેમજ મનુષ્યોનુ અભયદાન વિગેરે અનેક પ્રકારે હિત કરી, તેનો વિશ્વાસ મેળવવાની વિશેષ જરૂર છે. તે વિશ્વાસ, સર્વનું હિત કરવાથીજ મળે છે. અને તે પણ નિરભિમાન પણે કરીએ તોજ ઉત્તમ ગણાય. જેમ તમે એક મહાન કામ કર્યું અને પક્ષીઓને આશ્રય આપ્યો તેમાં તમને બહુ અભિમાન થતાં તે કરેલ કર્મ બધું વૃથા થયું. તો દરેક મનુષ્યે કામ કરવું પણ તેને માટે ગર્વ ન કરવો.

બીજી વાત એ કે તમો જે યજ્ઞ વગેરે કર્મકાંડને માનો છો તેનાથી મારી માન્યતા જુદી છે. અહિંસાવ્રત પાળવું, કોઇનું મન ન દુભવવું, કોઇની નિંદા ન કરવી, એ એક મહાન યજ્ઞ છે. એક બીજાના હૃદયમાં સ્નેહ ભરીરીતે વર્તી પ્રેમ વધારવો અને સદ્બુદ્ધી આપવી, એ હું દક્ષણા સમજું છું. બીજા ત્રણ પ્રકારના હું યજ્ઞ ગણું છું. તે એ કે, એક નમસ્કાર યજ્ઞ; એટલે સર્વને નમીને ચાલવું એ યજ્ઞ, બીજો સ્વાધ્યાય યજ્ઞ, એટલે બુદ્ધિ વધે અને સત્કર્મ કરવાની વૃત્તિ થાય તેવું વાંચન અને અભ્યાસ રોજ કરવો એ એક ખરો યજ્ઞ છે અને તેનેજ શાસ્ત્રકાર બ્રહ્મયજ્ઞ અથવા જ્ઞાનયજ્ઞ પણ કહે છે. આ યજ્ઞની તો ખરી જરૂર છે અને ત્રીજો પૂજન યજ્ઞ એટલે કોઇ આપણે ત્યા આવે, તેનો તેની લાયકાત પ્રમાણે સત્કાર કરવો. આદર ભાવ આપવો. આ યજ્ઞ જગત વંદનીય, બનાવે છે અને દરેક ગૃહસ્થીને તે યજ્ઞ કરવાની અતિશય જરૂર છે આને અંગે નમ્રતા, સદ્ભાવ, અને સરળતા વિગેરે ઉચ્ચ ભાવના અને ઉચ્ચ મહાન હૃદય રાખવાની જરૂર છે અને તેમ કરવાથી કીર્તિ વધે છે અને પ્રભુ પ્રસન્ન રહે છે.

હવે મારે આપને છેલ્લું એજ કહેવાનું રહે છે કે જે કોઇ જે કાંઇ કામ કરે તે સ્વાર્થ બુદ્ધીનો ત્યાગ કરી, માત્ર લોક સેવાની ખાતરજ કરે છે તે કર્તવ્યજ, ઉત્તમ યજ્ઞ છે અને અહંકાર વિના જે કરે તે ઉત્તમ કર્તવ્ય છે માટે આપ હવે જે કાંઇ કરો તે અભિમાન

અને અહંકારનો ત્યાગ કરીને કરશો તો તે કામ ફળિભૂત થશે માટે) હવેથી અભિમાન ન રાખવું એજ મારી વિનતિ છે.

તુલાધારનું આ પ્રમાણે વચન સાંભળી, જાજલીને ઘણો સંતોષ થયો અને પોતે કરેલ અભિમાનને લીધેજ પોતાનું કામ સારૂં છતાં, ન્યૂનતા પોતાની થઇ તે વાત તેનાથી સમજાણી, અને પછી જાજલી બ્રાહ્મણે, તુલાધાર વૈશ્યને જણાવ્યું કે હું ત્યાગી છું. અને તમો ગૃહસ્થી છો તથા મારાથી ઉતરતી જાતીના છો અને વ્યવહારમાં રહેલ છો છતાં આપના ઉત્તમ સ્વભાવને લીધે અને ઉત્તમ ગુણ તથા વર્તનથી આપ મારાથી શ્રેષ્ટ બન્યા છો એ હવે મારાથી સમજાયું. આમ કહી તેમની રજા લઇ તે બ્રાહ્મણ ગયો અને તેવું આચરણ, કરી મહાન સિદ્ધ થયો.

---

## ચિરકારી ઋષિનું આખ્યાન.

આપે અહિંસા એજ મુખ્ય ધર્મનું સ્વરૂપ જણાવ્યું. તો તેમાં મને એક ખુલાસો પૂછવાની જરૂર રહી છે તે એકે કોઇ એવો પ્રસંગ આવે કે પોતાના પિતા કે ગુરૂની એવી આજ્ઞા થાય કે જે આજ્ઞા હિંસાત્મક હોય તો તે વખતે શું કરવું ? આવા યુધિષ્ઠિરના પ્રશ્નના ઉત્તરમાં ભીષ્મ પિતામહે જણાવ્યું કે આ વિશે એક ચિરકારી ઋષિનુ આખ્યાન કહું છું તે ઘણુ મનનીય છે તો તે તમો સાંભળો" ગૌતમ ઋષિના પુત્ર એક ચિરકારી નામના ઋષિ હતા તેમને એક વખતે તેમના પિતા ગૌતમ ઋષિએ આજ્ઞા કરી કે—

આ તમારી માતા અહલ્યાને તેણે ઇન્દ્ર સાથે વ્યભિચાર કર્યો છે; માટે મારી નાખો. પિતાનું, આ વચન સાંભળી; ઘણી વારે જવાબ આપ્યો કે હા તેમ કરીશ. ચિર કારી એવું તેનું નામ પાડવાનું કારણ જ એ હતું કે તે જે કાંઇ કામ કરેતે, ઘણી વાર સુધી વિચાર કરીને જ કરે. ખાવામાં પીવામાં, સુવામાં, અને સર્વ રીતે તે ઘણો લાંબો વિચાર કરીને જ પછી કામ કરે આ તેના સ્વભાવથી જ તેનું

ચિરકારી' નામ પાડયું હતું. પિતાજી તો વધ કરવાની 'આજ્ઞા આપીને જપ કરવા ગયા. બાદ તે ચિરકારી ઋષિએ વિચાર કરવા માંડયો કે પિતાની આજ્ઞા પાળવી. અને માતાનું મૃત્યુ ન થાય એ બે વાત કઇ રીતે બને ?

'-પિતાની આજ્ઞા પાળવી એ જેમ પરમ ધર્મ છે તેમજ માતાનું રક્ષણ કરવું એ પણ મહાન ધર્મ છે, એક તો સ્ત્રી જાતીનો વધ કરવો એજ, શાસ્ત્ર વિરૂદ્ધ છે અને તેમાં પણ આતો માતા એટલે તેનો વધ કઇ રીતે હું કરૂં ? પિતા અને માતા એ બન્ને ઉત્પાદક અને પોષક છે. માતાએ ગર્ભમાં રાખી પોષ્યો અનેજન્મ્યા પછી પોતાનું હૃદય અર્પી ( સ્તનપાન કરાવી ) મોટો કર્યો એ માતાનો વધ કઇ રીતે થાય ? અને પિતાની આજ્ઞા એ વેદ વાણી છે, તેથી તે પણ પાળવી જોઇએજ. પિતા એ પરમ ગુરૂ છે, ધર્મની મુર્તી છે, જ્ઞાન આપનાર છે, સર્વે અવયવો યુકત શરીર એ પિતાનુંજ અંગ છે, માટે પિતાના વચન માટે વિચાર કરવાનું હોતુંજ નથી તેનું વચન ગમે તેવું હોય પણ પાલવુંજ જોઇએ વસ્ત્ર અન્ન અને વ્યવહારનું શિક્ષણ આપનાર પિતાજ છે અને સોલ સંસ્કાર પિતાજીજ કરાવે છે, પિતા પ્રસન્ન થતાં, સર્વે દેવતાઓ પ્રસન્ન થાય છે, પિતા પરમ તપની અને ધર્મની મુર્તી છે. પિતાના આશીર્વાદથીજ સર્વ ઇચ્છિત વસ્તુ સફળ થઇ મળે છે પુત્ર ગમે તેવો કલેશ આપે છતાં, પિતા તેનો ત્યાગ કરી શકતોજ નથી તો તેનું ગૌરવ કેટલું છે તેનો પુત્રે અવશ્ય વિચાર કરવાનો છે પિતા એ કાંઇ નાનું સૂનું સ્થાન નથી માટે તેની આજ્ઞાનો સંપૂર્ણ વિચાર કરવો જોઇએ.

તેમજ હવે માતા માટે પણ મારે વિચારવાનું છે. મને મનુષ્યપણું આપનાર મારી માતાજ છે પંચમહાભૂત જન્ય આ દેહ એ માતાને લીધેજ છે. જેમ અગ્નિ અરણીમાંથી ( કાષ્ટમાથી ) થાય છે તેમ પુત્રનો દેહ માતાથીજ બંધાય છે. સર્વેને દુઃખમાંથી નિવૃત્તિ આપનાર, માતાજ છે માતાને લીધેજ પુત્રો, સનાથ ગણાય છે અને માતા

વિનાનાં બાળકો અનાથ (બિચારાં મા વિનાનાં છે) એમ કહેવાય છે. બીજી રીતે નિર્ધન કે ગમે તેવો દુઃખી થઇ ગયો હોય પણ ઓ મારી મા ! ! એમ કહી માતાના ખોળામાં બેસે કે તર્તજ દુઃખની શાંતિ થાય છે. મોટી ઉમર છતાં માતા જીવતી હોય તેને વૃદ્ધ પણું લાગતું નથી પણ નાના બાળક જેવોજ આભાસ થાય છે. માતાની આગળ નાના બાળક જેવાં લાડ કરી શકાય છે. માતાના વિયોગવાળાને જ વેહેલું વૃદ્ધપણું આવે છે. ટૂંકામાં માતાના જેવું બિજું કોઇનું રક્ષણ હોતુંજ નથી, તેના જેવું વહાલ કોઇનું હોતું નથી, માતા પુત્રને દુઃખમાં ધીરજ આપે છે, તેથી ધાત્રી કહેવાય છે અને જન્મ આપે છે માટે જનની કહેવાય છે. તે બાળકના અંગને પોષણ આપે છે માટે અંબા કહેવાય છે, તો આવી અનેક ઉપકાર કરનારી માતાને કેમ હણાય ? તેમજ પિતાની આજ્ઞા કેમ લોપાય ! આ વિશે હવે મારે શું કરવું ?

આ ઠેકાણે એક ખુલાસો છે કે ભરણ પોષણ કરનાર પતિ હોવાથી તેનું ભર્તા એવું નામ છે તો જે પોષક હોય તેજ નાશ કરવાની આજ્ઞા કરે તે પાળવી કે કેમ ? એ પણ વિચારવાનું તેમજ બીજું એમ કે વ્યભિચારિણી સ્ત્રીને હણવામાં દોષ નથી માટે વધ કરવો. આમાં વિચાર કરતાં મારી માતાને વ્યભિચારનો દોષ હું નથીજ મૂકી શકતો કારણ તેનો જરાપણ દોષ નથી, ઇન્દ્ર મારા પિતાનુંજ રૂપ લઇને આવ્યો ત્યારે તેણે તેની સેવા કરી. આમાં ઇન્દ્રની સેવા કયાં કરી ? તે તો પતિજ છે એમ જ સમજીને સેવા કરી છે માટે તેનો દોષશાનો ? માટે નિરપરાધી માતાને મારવી એ યોગ્ય નથી. આમાં તેનું પતિવૃતાપણું બરાબર સચવાયેલ છે, માટે હું મારી માતાને વરદાન આપું છું કે, તે પતિવૃતા સ્ત્રીઓમાં મુખ્ય ગણાશે. પિતાને સંતોષ પમાડવાથી સ્વર્ગનું સુખ મળે છે અને માતાને સંતોષ પમાડવાથી આ લોકનું સુખ અને અંતે દિવ્ય સત્ય લોક મળે છે. આમ, વિચાર કરી,

તે ચિરકારી પોતાના લાંબો વખત સુધી વિચાર કરવાના સ્વભાવ પ્રમાણે માતાનો વધ કરવા માટે, ઘણી વાર લગાડી. તેવામાં મારવાને આજ્ઞાકરીને ગયેલા ગૌતમ ઋષિ, વનમાંથી ઘેર આવ્યા. વનમાં ગયા બાદ ગૌતમઋષિએ, અંતર દૃષ્ટિ કરી, વિચારી જોયું ત્યાં પોતાની સ્ત્રી; નિરપરાધી છે એમ પોતાને લાગતાં તે મારવાને યોગ્ય નથી એમ પોતાના મનમાં થતાં, વિચારવા લાગ્યા અને આંખમાં આંસુ લાવી બોલ્યા કે મારી સ્ત્રીએ ઇન્દ્ર, મારે ત્યાં અતિથિ બ્રાહ્મણ રૂપે આવ્યા, અને તે અતિથિનો, આદરસત્કાર, કરવો જ જોઇએ એ ગૃહસ્થનો જે ધર્મ છે તે તેણે ન્યાયપૂર્વક બજાવ્યો, તેમાં અપરાધ શાનો ?

अतिथिर्यत्र भग्नाशो गृहात्प्रतिनिवर्तते
सतस्मै दुष्करदत्वा पुण्य मादाय गच्छति

જે ગહસ્થને ઘેરથી અતિથિ, નિરાશ થઇ, પાછો જાય છે, તે ઘરનાં પુણ્ય લેતો જાય છે અને પાપ ત્યાં મૂકતો જાય છે. તો એ ન્યાયે પૂણ્યનો નાશ ન કરવા માટે મારી સ્ત્રીએ અતિથિ સત્કાર કર્યો તે તો ઉલટું પૂણ્ય મેળવ્યું છે તથા ગૃહસ્થ ધર્મ બરાબર પાળી પોતાનું પતિવૃતાપણું દઢ કર્યું છે તેને માથે હું દોષ કઇ રીતે મૂકી શકું ? તેમ ઇન્દ્ર કે જે દેવનો રાજા છે તે કદી પણ અસત્ય માર્ગ ગ્રહણ ન કરે જો તેમ કરે તો કોઇ દિવસ ઇન્દ્રાસન કે જે ધર્મ પ્રવર્તાવવાનું સ્થાન છે તે પર ટકી શકે જ નહિ. અર્થાત્ ધર્મ પ્રવર્તક ઇન્દ્ર, મારી સ્ત્રી ને અધર્મમા પ્રેરેજ નહિ. પણ તેને પોતાના પવિત્ર ધર્મનું જ તેણે ભાન કરાવ્યું છે. માટે અવિવેકી, તેને ભલે દૂષિત કહે પણ મને ન્યાય અને સત્યનું શોધન કરતાં ખાત્રી થઇ છે કે તે મારી સ્ત્રીને ધર્મમાં પ્રેરવા માટે અને પતિ વૃત દઢ કરાવવા માટે અતિથિ રૂપ થઇ આવેલ માટે તે પણ નિરપરાધી છે.

આમા બીજાને પાપ રૂપ જોનાર હું પોતેજ અપરાધી છું જગતમાં સર્વે પારકા દોષ જોવાને તત્પર થાયછે તેને મારા દૃષ્ટાંતથીજ જણાવવાનું કે પારકાનું દૂષણ જોવાને બદલે પોતાનામાં શું દૂષણછે

તેજ જોવાની ટેવ રાખનાર મનુષ્ય જ જગતને જીતી શકે છે. અને ઇશ્વરને ઓળખી શકે છે. મેં મારી સ્ત્રીને અપરાધી જોઇ તે મારામાં ક્રોધરૂપ દૂષણ હતું તેને પરિણામેજ તે જોયું. તે મારો ક્રોધરૂપ. મદિરાનો નિશો ઉતરતાં મને ઇન્દ્ર તથા મારી સ્ત્રી એ બન્નેમાં ખરેખરી નિર્મળતાછે એ મને બરાબર સમજાયું. અરે આવી નિર્મળ પતિવ્રતા સ્ત્રી, કે જેનો ભર્તા હું હોવાથી મારે ભરણ પોષણ કરવું જોઇએ તેજ હું પોષણને બદલે મારવાને તૈયાર થાઉંછું; એ મારી કેટલી અધમતા ! મારી સ્ત્રીનો નાશકરી હું મારી બુદ્ધિ. વિદ્યા ધર્મ તપ. અને શુદ્ધ જ્ઞાન એ સર્વનો હું નાશ કરૂંછું.

મે આ અધમ કામ; મારા ચિરકારી પુત્ર ને સોપ્યું, એજ મને હેવે સારી પ્રેરણા કરી માનુંછું. પ્રભુ તેના સ્વભાવ પ્રમાણે તેણે વધ કરવાના વિચારમાં જ વખત કાઢયો હોય અને નિરપરાધી પોતાની માતાનો, પિતાની આજ્ઞાની ખાતર નાશ ન કર્યો હોયતો ઘણું સારૂં. ઓ પ્રભુ ! તેના સ્વભાવ પ્રમાણેજ તેને પ્રેરણા કરી. મારી સ્ત્રીને આપજ બચાવજો.

બેટા ! તું બાલક હતો ત્યાંથી દરેક કામમાં ચિરકારીજ છે. રડવામાં, ખાવામાં, ઉંઘવામાં, બેસવામાં, બોલવામાં, અને કામ કરવામાં જે જન્મથી આજ સુધી તેં ચિરકારી પણું. ( લાંબો વખત વિચારવાનું) કરેલછે તેજ આજ તારૂં નામ સફળ થાઓ અને લાંબો વખત સુધી વિચારમાંજ વખત કાઢી. તારી માતાનો વધ નજ કર્યો હોય તો તે તારા સ્વભાવને સફળ કર્યો એમ હું માનીશ.

આમ વિચાર કરતાં કરતાં, ઋષિજી ઘેર આવ્યા. પિતાને આવતા જોઇ. ચિરકારી, પુત્રને આંખમાં આંસુ આવ્યાં અને પિતાના ચરણમાં માથું નમાવી, પોતાની માતાનો વધ ન કરવા રૂપ પિતાના વચન નપાળવા માટે રોતાં રોતાં ક્ષમા માગી.

પુત્રને ચરણમાં પડેલો જોઇ. પોતાની માતાને ન મારી તે માટે ઋષિજી, અત્યંત રાજી થયા. અને હર્ષનાં આંસુથી પુત્રને વધાવી.

કહ્યું કે બેટા! આજ તેં ખરેખર તારૂં નામ સફળ કર્યું. મારી આજ્ઞા ન પાળી, તારી માતાને ન મારી તેથી હું બહુજ પ્રસન્ન થયો છું. ક્રોધના આવેશમાં મને તારી માતાનો અપરાધ જણાયો છે પરંતુ ક્રોધરૂપ મદ્યનો નિશો ઉતરતાંજ મને સમજાયું કે, તારી માતા નિરપરાધી છે, તેણે દેવનાદેવ ઇન્દ્રનું સન્માન કર્યું, તેથી તેના પતિવ્રત્યને બળ આવ્યું. અને ગૃહધર્મની ફરજ બજાવી છે. તેમ ઇન્દ્ર પણ નિરપરાધીજ છે. કારણ દેવ હમેશાં સત્ય ધર્મ અને નીતિનાજ પોષક હોય છે, તે કોઇ દીવસ અવિવેક નજ કરે ! માત્ર સભ્રમ બુદ્ધિથીજ એ થયું.

માટે તેં તારી માતાને ન મારી તેજ સારૂં કર્યું. પ્રીતિ કરવામાં ગર્વ કરવામાં, અભિમાન કરવામાં, દ્રોહ કરવામાં, કે કાંઇ પણ કામ કરવામાં જે ચિરકારી હોય તેજ વખણાય છે. આમ કહી ગૌતમ ઋષિ બહુ સંતુષ્ટ થયા અને કહ્યું કે બેટા ! આ તારા વિચારથી તું લાંબી આયુષ્યવાળો થાજે આમ આશીર્વાદ આપી. પ્રસન્ન થયા.

અને અહલ્યા તો આ સંવાદથી સ્તબ્ધ ( પથ્થરની મૂર્તિમય ) બન્યાં અને પછી ભકત વત્સલ શ્રી રામચંદ્રજીના ચરણ સ્પર્શથી પાછાં જડ મટી સચેત ( ચેતનવાળાં )[1] બન્યાં.

## શુક્રાખ્યાન.

યુધિષ્ઠિરે પૂછયું કે શુક્ર દેવનો દ્વેષ કરે અને રાક્ષસોનું હિત કરે છે તેનું શું કારણ તે કહો તથા તેનું આખ્યાન કહો. આના જવાબમાં જણાવ્યું કે શુક્રાચાર્ય દેવતાઓનો દ્વેષ કરતા નથી અને રાક્ષસોનો પક્ષ કરતા નથી. પરંતુ રાક્ષસોને અવળે રસ્તે જતા અટકાવી નીયમમાં રાખે છે. અને તે કબજામાં રહેતાં ન્યાયપૂર્વક વર્તે તો તેમાં ઉલટું જગતનું શ્રેય છે. શુક્ર એ શંકરનું બળ છે (તેજ છે) અને તેનો ધર્મજ એ છે કે આસુરી ભાવનાને નીયમમાં રાખી તેનીજ પાસે જગતહિતકર કર્તવ્યો કરાવવાથીજ જગતનું હિત સચવાય છે. જેમકે, મુખ્ય છ રાક્ષસો કામ, ક્રોધ, લોભ, મોહ,

[1] વાલ્મીકી રામાયણમાં એ કથા છે

મદ, મત્સર. કામનો અનિતિમાં ઉપયોગ રૂપ રાક્ષસીભાવના છોડાવી નીતિને રસ્તે ઉપયોગ તે શુક્ર ( શંકરનું તેજ ) જ કરાવે તોજ પવિત્ર સંતાનો થાય. અને જગત પ્રફુલિત બને માટે શુક્ર, તે કામ રૂપ અસુરને નિયમમાં રાખી તેની પાસે પ્રવિત્ર કર્મરૂપ સૃષ્ટિ પ્રગટ કરાવે છે.

ક્રોધઃ—દાળમાં માપસર મીઠું નાખતાં તેમાં સ્વાદ આવે છે તેમ યોગ્ય ઠેકાણે વખતને અનુસરીને કરેલો ક્રોધ અનિતિ અને અવિવેકનો નાશ કરનાર થઇ સદબોધ આપનાર થાયછે. અને શુક્રાચાર્ય તે ક્રોધરૂપ રાક્ષસને આવી રીતે પવિત્ર રસ્તે દોરે છે.

લોભઃ—પવિત્ર કામ માટે કરેલો લોભ ઉલટો લાભકારક થઇ પડે છે. તો શુક્રાચાર્ય લોભ રૂપ અસુર પાસે પવિત્ર કામ કરાવે છે અને પવિત્ર રસ્તે દોરે છે.

મોહઃ—પ્રભુના ચરણનો મોહ, સજ્જનનાં દર્શનનો મોહ અને સારાં કામનો મોહ એ ન્યાયને રસ્તે દોરનાર છે અને શુક્ર, તે કામ કરાવે છે.

મદઃ—જેમ હાથીનો મદ શોભા રૂપ છે તેમ પ્રભુના ચરણમાં લીન થવાનો ગર્વ ( મદ ) પવિત્રજ ગણાય.

મત્સરઃ—મત્સર પણ ન્યાયને રસ્તે લાભ કર્તા થઇ પડે છે અને શુક્રાચાર્યની તેજ પ્રેરણા છે એમ જે દોષિત છે તેને નિર્દોષ માર્ગે દોરવાનું કામ શુક્રાચાર્ય કરે છે. આમ તમામ રાક્ષસોને ધર્મને રસ્તે દોરે છે. જેને માટે ભાગવતમાં બળીરાજાનો દાખલો યોગ્ય છે તેની પાસે શુક્રાચાર્યે વિશ્વજીત યજ્ઞ કરાવ્યો એટલે કોઇનું પણ ભલું કરી જગતની સેવામાંજ તમામ દ્રવ્યનો ઉપયોગ કરવો. એનું નામ વિશ્વજીત યજ્ઞ કહે છે.

એક વખતે કુબેરજીએ શંકરની પાસે ફરિયાદ કરી કે, શુક્રાચાર્યે પોતાના તપોબળથી મારા હૃદયમાં પેસી ધન હરણ કર્યું. આ

ઉપરથી શંકરે ત્રીશુલ ઉગામ્યું. આ વખતે શુક્રાચાર્યે ધ્યાન લગાવી પોતાનો સૂક્ષ્મ દેહ ત્રિશુલની અણીપર ધારણ કર્યો એટલે તે ત્રીશુલથી તેને મારવાપણું રહ્યું નહિં. પછી તે સૂક્ષ્મદેહને શંકર પોતાના મુખમાં તેને ગળી ગયા. અર્થાત્ શંકર અને શુક્રાચાર્ય (જીવ અને શિવ) એક થયા. સૃષ્ટીના ઉત્પાદક, પોષક અને સંહારક રૂપ શિવના અંતરમાં રહેલા શુક્રાચાર્યને આખા બ્રહ્માંડમાં વિચરવા જેવો આનંદ મળ્યો. અનેક વર્ષો તે ભ્રમણ કરી પછી શંકરના શુક્ર (દિવ્ય તેજ) રૂપ બની બહાર નિકળ્યા અર્થાત્ પ્રકાશિત થયા. આથી તેનું શુક્ર એવું નામ પડ્યું અને પછી તેનું બળ અત્યંત વધ્યું અને પ્રકાશ પણ ઘણો વધ્યો, તે શુક્ર આવી રીતે આસુરી સૃષ્ટીને ધર્મમાં પ્રેરી અનેક રીતે જગતનું શ્રેય કરે છે. મેં તમને આ ટૂંકામાં શુક્રનું આખ્યાન કહ્યું.

---

## સાંખ્ય અને યોગનું સ્વરૂપ.

ધર્મરાજાએ પૂછ્યું મને આપ કૃપા કરી સાંખ્ય અને યોગ સંબંધે ટૂંકામાં જણાવો આના જવાબમાં ભીષ્મ બોલ્યા કે સંખ્યા ઉપરથી સાંખ્ય એ શબ્દ થયો છે. તેના મૂળ ઉત્પાદક કપિલદેવજી કહેવાય છે અને તેણે સાંખ્ય શાસ્ત્ર રચેલ છે શ્રીભાગવતમાં દેવહુતી (પોતાની માતાને) જ્ઞાન આપતાં સાંખ્યનું વર્ણન ટૂકામાં કરેલ છે પંચ મહાભૂત (પૃથ્વી, જલ, તેજ, આકાશ ને વાયુ) (અંતઃકરણ ચતુષ્ટય) મન, બુદ્ધી, ચિત્ત, ને અહંકાર, પાંચ[1] જ્ઞાનેંદ્રી, પાંચ[2] કર્મેન્દ્રી, પાંચ[3] તન્માત્રા. આ ચોવીશ તત્વની સંખ્યાવાળા તત્વો રૂપ દેહમાં ઇશ્વર રહેલ છે તે ઇશ્વર પોતે જો કે શુદ્ધ છે છતાં જેમ સ્ફટિકમણિ પાસે જેવો રંગ હોય તેવોજ રાતો, પીળો, લીલો વગેરે તેનો દેખાવ જોવામાં આવે છે તેમજ તે ચિદાત્મા માયાના સંયોગથી ઇશ્વર રૂપે (ચિદા ભાસ) જણાય છે અને માયા સાથે

---

૧ આંખ, કાન, નાક, જીભ, ત્વચા. ૨ હાથ, પગ, ગુદા, લિંગ ૩ શબ્દ, સ્પર્શરૂપ રસ, ગંધ.

અવિદ્યા ( અજ્ઞાન ) ના યોગથી તેજ બ્રહ્મ સુત્રાત્મા ( માયાથી વિંટાયેલ ) બને છે. અને અજ્ઞાનના અતિબળથી તે વ્યષ્ટી એટલે દેહનો અભિમાની બની જઇ વિશેષ માયામાં ઘુંચવાઇ જાય છે.

જેમ એક ઘડામાં રહેલ દીવો તે દીવામાં પ્રકાશ પૂરો છે છતાં પ્રકાશ આપી શકતો નથી અને તે ઘડાથી બહાર કાઢતાં તે પૂરો પ્રકાશ આપશે તેમ જ્ઞાનેદ્રિ અને કર્મેન્દ્રમય દેહથી તે અંતરાત્માને જુદો ઓળખશું અને માયાથી અલગ કરશું તોજ તેનો પ્રકાશ વધશે.

આમ અવિદ્યા, અને અજ્ઞાન, ઓછું થતાં પોતાને પોતે સૂત્રાત્મા માનશે અને પછી જ્ઞાનમાં વિશેષ આગળ વધતાં હું ઇશ્વરજ છું માયાની બનાવટવાળા પંચભુત વગેરેનો આ દેહ એ મારાથી અલગ છે એમ પૂર્ણ ભાન થશે. અને પછી તે ઇશ્વરનું તેજ પોતામાં વધારી શકશે. આવી જાતનું જે જ્ઞાન કે તે આગળ વધતાં સ્થિર રહી. ઇશ્વરના સ્વરૂપને પૂરણ ઓળખાવે છે. તેજ સાંખ્ય યોગશ્ચિત્ત વૃત્તિ નિરોધઃ ॥ અને ચિત્ત વૃત્તિને રોકી રાખવાનો અભ્યાસ કરવો એ યોગ, આમાં વૃત, શૌચ, દયા, દીનતા વગેરે સાધનો સાંખ્ય અને યોગનાં સમાન છે. પણ શાસ્ત્રોમાં ફેર માત્ર એટલો કે સાંખ્ય મતવાળા એમ કહે છે કે એક વખત જ્ઞાન પૂર્ણ થયું પછી અજ્ઞાન આવેજ નહિં. અને યોગવાળા કહે છે કે તે માટે ચિત્તને રોકવાનું સાધન કાયમ રાખવાની જરૂર છે. જ્યારે સાંખ્યવાળા તે સાધન રાખવાની કાંઇ જરૂર નથી એમ કહે છે. એજ ફેર છે. અર્થાત્ ખરી રીતે સાંખ્ય અને યોગ બે એકજ છે.

॥ सांख्य योगौ प्रथ्‌ग्‌बाला प्रवदंति न पंडिताः ॥

સાંખ્ય અને યોગ એ બે જુદાં છે એમ અજ્ઞાની લોકો કહે છે પણ પંડિત ડાહ્યા મનુષ્યો તો બન્ને એકજ છે એમ કહે છે. એમ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

## સન્યાસ નિર્ણય.



### સુલભા આખ્યાન.

ધર્મરાજાએ પૂછ્યું કે,—મેં સાંભળ્યું છે કે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો વિના મોક્ષ મળતો નથી. એ વાત ખરી કે કેમ ? તેનો કૃપા કરી જવાબ આપો. શ્રી ભીષ્મ પિતા મહે જણાવ્યું કે આ વિષયમાં તને એક સુલભા નામની સ્ત્રીનું આખ્યાન કહું છું. ધર્મ અને ન્યાયનું પાલન કરનાર અને ગૃહસ્થી છતાં સન્યાસી જેવું આચરણ કરનાર જનક વિદેહી રાજાથી, કોઇકજ અજાણ્યું હશે, આવા જ્ઞાનનિષ્ટ રાજા પાસે અનેક ત્યાગી લોકો પણ તેમનીપાસેથી જ્ઞાન લેવાને આવતા હતા. મોટા મોટા મહાત્માઓ તેનાં ચરિત્રનાં વખાણ કરતા હતા;

આ રાજા પાસે તેની મોક્ષ ધર્મમાં કુશળતાની વાત સાંભળી, સુલભા નામની અખંડ બ્રહ્મચર્યવ્રત ધારણ કરી અને સન્યાસ ગ્રહણ કરનારી સુલભા નામની સ્ત્રી તે રાજાની સત્ય નિષ્ટા. અને ગૃહસ્થી છતાં સન્યાસ જેવું વર્તન રાખે છે તે સત્ય હશે કે કેમ ? તેની ખાત્રી કરવાને તેની પાસે આવવા ઇચ્છા કરી. અને યોગ સાધનાથી પોતાનું સન્યાસીનું રૂપ ફેરવી નાખી અને મહાન સ્વરૂપવાન સુંદરી બની. ને તે જનક રાજાના શહેરમાં ગઇ. નવયૌવના, સ્વરૂપવાન, કોમળ સુંદરી; દિવ્યકાંતિ વગેરે યુક્ત તથા મોહક ભરપુર પોતાના અવયવો બનાવી, તે નગરમાં ફરતાં રાજા પાસે ગઇ. રાજાએ આ અતિ કોમળ શરીરવાન રમણીને જોઇ આશ્ચર્ય પામી. તેના ચરણો ધોઇ, કોઇ મહાત્માની જેવી પૂજા કરે તેમ વિધિસર તેની પૂજા કરી. ભોજનથી તૃપ્ત કરી અને પછી નમ્રથઇ તેમને ઉંચે આસને બેસાડી. પોતે તેના ચરણ પાસે નીચે બેસી, તેમને બાહ્યોપચારથી સંપૂર્ણ સંતોષ આપ્યો.

પછી તે સ્ત્રીએ પોતાના યોગબળવડે પોતાની બુદ્ધિ સત્વનો રાજાની બુદ્ધિ સત્વમાં પ્રવેશ કરી( (રાજાના અંતરમાં પેસી) રાજાનું તેજ તથા તેનાં નેત્રને સ્તબ્ધ કરી દીધાં.

રાજા સમજી ગયોકે આ સ્ત્રીએ યોગ દ્વારા મારી બુદ્ધીમાં પોતાની બુદ્ધી મેળવી બન્નેનું ઐક્ય કરેલ છે. તેથી પોતાનો આશય દૃઢતાથી સ્થિર રાખી તે સ્ત્રી, એ આશયને (બુદ્ધિને) પોતે પોતાના યોગ બલવડે જીતી લઇ તેનો પોતાની પ્રબળ સત્તાથી પરાજ્ય કર્યો.

એક, છત્ર, ચમર, છડી વગેરે રાજ્યચિન્હું ધરનાર છે અને એક, સન્યાસીની હોવાથી દંડ ધરનાર છે આ બન્નેનું એકરાજાના શરીરમાં ઐકય, બુદ્ધી દ્વારા થયું. ( પરસ્પર માણસનું ઐકય વિનિમય રૂપે થયું ).

આમાં રાજાનો છત્ર, ચમર ધારણ કરનાર છતાં, તેને તજનાર સ્થુળદેહ તથા તે સન્યાસીની કે જેણે દંડ ધારણ કરીને તેને તજવાની ફરજ પડેલ એવો તેનો દેહ. એ બંન્ને સ્થુળ દેહનો સંબંધ છુટેલ છે પરંતુ બન્નેના સૂક્ષ્મ દેહનું ઐકય થયું છે અને તે સૂક્ષ્મ દેહનો જે સંબંધ થયો તે હું તમને જણાવું છું.

આખ્યાનનુ તાત્પર્ય એ છે કે જેમ એક ઘરમાં બે મનુષ્ય રહી શકે છે તેમજ એક સૂક્ષ્મ દેહમાં બે[1] જીવ રહી શકે છે. માટે સ્થુળ અને સૂક્ષ્મ દેહ એ જીવનાં ઘર છે પણ તે ઘર એ કાંઇ આત્મા નથી. એવું પુરેપુરૂં જ્ઞાન; જનક રાજાને હોવાથીજ તે સન્યાસીનીના બુદ્ધિબળ અને યોગ બળથી જીતાયો નથી. અને તે નથી જીતાયો તેની ખાત્રી કરી આપવા માટેજ જનક રાજાએ તે સન્યસી સ્ત્રીને પૂછયું કે તમોએ આ સન્યાસ કયાં ગ્રહણ કર્યો છે? તમારે કયાં જવાની ઇચ્છા છે! તમો કયાંથી આવોછો? બીજાની વિદ્યા અને વય. પૂછ્યા વિના ખબર પડતી નથી માટે તમને પૂછું છું.

મેં બહારની દૃષ્ટીથી છત્ર, ચમર વગેરે રાજ્ય ચિન્હો ધારણ કર્યા છે, પણ ખરી રીતે હું તેનાથી. (એટલે રાજ્યના પ્રપંચથી) વિરક્ત છું મુક્ત છું એ તમો અનુભવથી. જાણી શકશો અને તેથીજ હું આપનાં

---

[1] આ પ્રાણ વિનિમય આજના જમાનમાં પણ થાયછે. તેને ઇંગ્રેજીમાં મે નમેરી ઝમ કહેછે સાક્ષર મણિલાલ નભુભાઇ તે પ્રયોગ કરતા હતા. "

સ્વરૂપને જાણુવાને ઇચ્છું છું. તમો કોઇ પૂજ્ય અને માન આપવા યોગ્યછો એમ ધારીનેજ મે મારાથી બનેતે સત્કાર કર્યો અને તમારૂં વિધિસર પૂજન કર્યું.

માટે તમને સન્યાસના લક્ષણો જણાવાની મને ફરજ પડી છે, તેથી મારે જણાવવાનું કે સન્યાસના નિર્ણય રૂપ મોક્ષનો માર્ગ બતાવનાર મારા ગુરૂ પરાશર ગોત્રી પંચ શિખ નામના ઋષિ છે. હું તેનો તે વિશય જાણવા માટે શિષ્ય છું. તે મારા ગુરૂ સન્યાસી હતા. તે સાંખ્યમાં યોગમાં અને પૃથ્વીનું પાલન કરવાની વિધીમાં અર્થાત્ જ્ઞાન, ઉપાસના ( ભકિત ) અને કર્મકાંડરૂપ એ ત્રણ પ્રકારના ધર્મમાં અને જ્ઞાન માર્ગમાં મહાકુશળ હતા. તે મારા ગુરૂ સન્યાસી બની આ પૃથ્વીમાં ફરતા હતા, એક સમયે ચોમાસાના ચારમાસ મારી પાસે રહ્યા હતા અને મને સારી રીતે તત્વ જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો અને રાજ્યના કાર્યમાંથી જરાપણ મનેચલાયમાન ન કરેલ અર્થાત્ ઘર, રાજ્ય અને વ્યવહાર, જરાપણ ન તજવાનો મને ખાસ ઉપદેશ કરી જણાવ્યું કે આજ સ્થિતિમાં રહી મોક્ષનો અધિકારી બનવા જેવાં આચરણ કરવાં એજ વધારે શ્રેય છે. માટે મોક્ષ માટે સન્યાસ લેવાની કશી જરૂર નથી, આમ આગ્રહ પૂર્વક જણાવી મોક્ષમાટે ત્રણ પ્રકારની વૃત્તિ મને દર્શાવી. જેથી તે પ્રમાણેજ હું વર્તું છું. તે ત્રણ પ્રકારની વૃત્તિ એકે પ્રથમ વૈરાગ્યથીજ મોક્ષ થાય છે. અને તે વૈરાગ્ય આપણા અંતઃકરણમા શુદ્ધ જ્ઞાન થવાથીજ પ્રાપ્ત થાય છે, એ ખરા જ્ઞાન માટેજ દરેક યત્ન કરે છે. અને તેના યત્નથીજ સુખ દુઃખનો નાશ થવારૂપ મોટો પદાર્થ પ્રાપ્ત કરી શકાય છે અને જેને સુખદુઃખનો નાશ થયો તેજ મૃત્યુને જીતી શકે છે. તો હું પોતે તે પ્રમાણે સંગનો ત્યાગ કરી કલેશને જીતી આનંદથી ફરૂં છું તેથીજ મને આવી શુદ્ધ બુદ્ધિ પ્રાપ્ત થઇ છે.

ગમે તે જગ્યાએ જો બીજ પડયું હોય તો તે ઉગ્યા વગર રહેતું નથી. પણજો બીજનેજ બાળી નાખે તો પછી ઉગવાપણું રેતું નથી

તેવી રીતે મારા ગુરૂ પંચશિખે મારૂં વાસના રૂપ બીજજ બાળી નાખ્યું છે. જેથી તેને ઉગવાપણુ રહેતુંજ નથી, આ કારણથી સ્ત્રી, પુત્ર, ધન વગેરે કશામાં મને પ્રેમ થતો નથી, જેથી મને સન્યાસનો બહારના આડંબરનો જરાપણ ખપ નથી અર્થાત્ સ્વભાવ, સન્યાસ. મય થતાં, પછી બહારના દેખાવની જરૂર નથી રહેતી એમ મારા ગુરૂનું માનવું છે જેથી મને સન્યાસ ન લેવાને જણાવ્યું છે. મારા એક હાથને ચંદન ચોપડે અને બીજા હાથને કાપે. મને કોઇ પુષ્પ ચડાવે અગર કોઇ ધૂડ ઉડાવે. કોઇ નિંદા કરે કે સ્તુતી કરે. આ બન્નેને હું સમાનજ ગણું છું. માટી, ઢેપું અને સોનું એ સર્વ મારે સમાન છે. હું સર્વ સંગથી મુકત થઇ રાજ્યાસન પર બેસું છું અર્થાત્ મારે મન રાજ્યાસન સને દર્ભાસન એ બંન્ને સમાન છે. કેટલાક કર્મને શ્રેષ્ટ માને છે, કોઇ જ્ઞાનને શ્રેષ્ઠ માને છે, કોઇ ઉપાસનાને શ્રેષ્ટ માને છે, ત્યારે હું એ ત્રણેનો પૂજક છું. અને તેથીજ સન્યાસીનો દંડ અને રાજ ચિન્હ રૂપ છત્ર અને ચમર તથા રાજ્ય દંડ એ સર્વમાં હું ફેર જોતોજ નથી અર્થાત્ રાજ્ય દંડ અને સંન્યાસનો દંડ એ બન્નેમાં હું એકજ દ્રષ્ટીથી જોઉં છું. પછી મારે દંડનો ફેરફાર કરવાની જરૂર રહેતી નથી.

જો ત્રિદંડ ધારણ કરવામાં ( સન્યાસગ્રહણ કરવામાં ) જ મોક્ષ હોય તો છત્ર, દંડ ( રાજ્ય ચિન્હ ) ધારણ કરવામાં મોક્ષ કાં ન હોય ? મોક્ષ ધર્મમાં વસ્તુનો પક્ષપાત ન જ હોય કારણ ગ્રહણ કરવાનું કર્તવ્ય તો રાજ્ય દંડ અને ત્રિદંડ એ બેમાં સમાનજ છે ઉલટું ત્રિદંડ લીધા છતાં આચરણ તેવાં ન હોય તો ડુબવાનું છે અને રાજ્ય ચિન્હ હોવાથી ડુંબવાનું છે જ નહિં. પણ તેવો છતાં સન્યાસનાં આચરણ કરે તો ચિન્હ ધારણ કરનાર કરતાં વધારે શ્રેષ્ટ બને છે. બંધને મોક્ષનો હેતુ ફકત આસકતીજ છે આસકતી રાખનાર બંધાય છે. અને આસકતી ન રાખનાર ગમે તે સ્થિતિમાં હોય છતાં બંધન મુકત થાય છે. જે મનુષ્ય ગૃહસ્થાશ્રમ છોડી અન્ય

આશ્રમમાં જાય છે તે એક પરિગ્રહ છોડી બીજી રીતે પરિગ્રહવાળો અને ઓશીયાળો બને છે ઉલટો ગ્રહસ્થી, અનેકનો ઉપકારકબની વિશેષ શ્રેય સાધી શકે છે અને ત્યાગી થયા પછી ઉલટી તેને બીજાની ગરજ કરવી પડે છે જેથી સન્યાસ લેવાથી તે ઉપાધીમાંથી છૂટતો નથી, પણ વિશેષ ઉપાધી ભોગવવાનું બને છે. ભગવાં પેરવાં, માથું મુંડાવવું; કમંડળ ઝાલવું, ઘેર ઘેર ભટકવું, એ બધા અવળા માર્ગના રસ્તા છે. એમ મારૂં માનવું છે. કારણ એક ઘર છોડી અનેક ઘર કર્યાં એક પાત્રને બદલે બીજી રીતનાં પાત્ર કર્યાં; બીજી રીતનાં વસ્ત્રો કર્યાં, બાહ્ય ધર્મ જનોઇ તજીતેથી શું. આત્મ શુદ્ધી થાય???

મોક્ષનું સાધન ફક્ત જ્ઞાન (સમજણ) એજ છે અને તેને માટે જુદાં વસ્ત્રો કે દંડ કમંડલની કશી જરૂર નથી. જો તમો દંડ રૂપ ચિન્હને શ્રેયસ્કર માનતાંહો તો રાજ્ય ચિન્હો પણ એ ચિન્હ છે, માટે તેને પણ ઉત્તમ માનો. હું તો રાજા અને સન્યાસી બન્ને પ્રકારાંતરે ચિન્હ વાળા છે માટે તે બન્નેને સમાન ગણું છું. અથવા સન્યાસી કરતાં રાજાને વધારે શ્રેય ગણું છું કારણ તે અનેકના ઉપકારક બને છે, જ્યારે સન્યાસી પોતાના પેટ માટે પણ પરાધીન હોય ત્યાં ઉપકારક તો કયાંથીજ બને ? હું પોતેજ ધર્મ, અર્થ, કામ અને રાજ્ય પરિગ્રહ વાળો છું છતાં રાજ્ય વૈભવના મોટા પાસલાને મેં ત્યાગરૂપ ખડ્ગથી કાપી નાખેલછે જેથી હું સંસારનાં બંધનથી મુક્ત છું. મારી આવી સ્થિતિ છતાં તમારે માટે મને ઘણો પવિત્ર ભાવ છે અને તેથીજ મેં તમારા ચરણ ધોઇ વિધિપ્રમાણે પૂજન કર્યું અને હવે આપને જે ખાસ કહેવાની જરૂર છે તે કહી સંભળાવું છું, બહેન ! તમે સ્ત્રી જાતી છો, અને તમારૂં આ રૂપ અને યૌવન વાળું જે શરીર છે તેને આ ભગવાં વસ્ત્રો શોભતાં નથી તમારામાં યોગસ્વરૂપ ( મનોનિગ્રહ ) માટે દરેક મનુષ્યને શંકા આવે એવી તમારી યુવાની અવસ્થા ખીલી રહી છે. સન્યાસ લેનારે, તપ, વ્રત અપવાસ વગેરે કરીને શરીર સૂકવવું જોઇએ

અને તે તમારા શરીરમાં જરાપણ નથી પરંતુ ઉલટું શરીર વધારે ખીલે તેમ કર્યું હોય એમ જે તમને જુએ તેને લાગે છે, માટે તમો વાસનાથી મુકત હશો કે કેમ ? તેની પણ જગતને શંકા થાય. એમ છે માટે બીજાને શંકા થાય. એવો વેશ ન રાખવો એ મારી પ્રથમ આપને વિનતિ છે.

તમો કહેશોકે સામાની પરિક્ષા માટે મે આ રૂપ લીધું છે. તેને માટે મારે જણાવવાનું કે જે બીજાની પરિક્ષાની ઇચ્છા (કામના) રાખે એ પણ એક જાતની કામ વાસનાજ અને એ કામ વાસના પણ મુકત ( સન્યાસી ) ને ન જોઇએ. વળી મારા શરીરમાં તમે બુદ્ધિ તત્વથી પ્રવેશ કર્યો જેથી પર પુરૂષનો સંગ થતાં વ્યભિચારના (માનસીક) દોષથી તમે બંધાયાં છો.

બીજું જે મારા શરીરરૂપી ઘરને મેં ઘણા વખતથી સ્વીકારેલ છે તે પારકા ઘરમાં પ્રવેશ કરવારૂપ અપરાધ કર્યો છે તે સાથે મારો ક્ષત્રીનો દેહ છે અને તમારો બ્રાહ્મણનો દેહ છે. તો મારા દેહમાં પ્રવેશ કરી વર્ણસંકરપણું કર્યું એ શિવાય હું ગ્રહસ્થી છું અને તમે સન્યાસી છો માટે આશ્રમ સંકર કર્યો. આમ એક સાથે વર્ણસંકર અને આશ્રમ સંકર, આવા બે અપરાધ તમે કર્યા છે. કદી હું સગોત્ર હોઇશ તો ત્રીજો ગોત્રસંકર કર્યો પણ કહેવાય. અને તમે સ્ત્રી છો જેથી પુરૂષના શરીરમાં પેસતાં ચોથો ધર્મસંકર કર્યો.

માટે એક મને મોહ પમાડવા કે મારી પરિક્ષા લેવારૂપ એક સાધારણ કામને અંગે તે આવા ધર્મને બાધ આવે એવા અનેક અપરાધો કર્યા છે, અને તેમાં પણ તમે તમારી બહાદૂરી (હુશિયારી) અને સિદ્ધિઓ બતાવવા રૂપ એક અભિમાનથીજ આ ન કરવાનું કામ કર્યું છે. માટે આવી રીતે સિદ્ધિ મેળવવામાં ફસાયેલ પણ સન્યાસી નજ ગણાય. કારણ સિદ્ધિઓ એપણ એક જાતની મોહ ઉપજાવનારી વસ્તુ છે. અને તે તમને મોહ પાશમાં ફસાવ્યાનો પ્રત્યક્ષ પૂરાવો છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી નહિં. એમ શાસ્ત્ર કહે છે, તે તમારા ઉપરથી બરાબર સમજાય છે. તે સ્વતંત્રતાને લીધેજ આવું કામ કર્યું તેથી તમારૂં જ્ઞાન વ્રથા ગયું. જે કાંઇ વિદ્યા મેળવી તે પણ નકામી થઇ. કારણ મને જીતવા માટેજ મારા ચિત્ત સાથે તમે તમારૂં ચિત્ત એક કર્યું અને આમ કરી, આ મારી આખી સભાને જીતવાનો તમને ગર્વ છે, તેમજ મારા મતનો નાશ કરી તમારો મત સિદ્ધ કરવા રૂપ, મહાન લાલચ તમને છે અને એને લીધે એક જાતનું ઇર્ષ્યા રૂપ ઝેર તમોએ તમારા હૃદયમાં ધારણ કરી તમારામાં જે જ્ઞાન રૂપ અમૃત છે તેમાં ઝેર ભેળવી, એ જ્ઞાનને ઝેરી બનાવ્યું. જેથી તે જ્ઞાન નકામું થયું; તો મારે તમને વિવેક પૂર્વક જણાવવાનું કે તમારો ધર્મ શુદ્ધ છે અને એ શુદ્ધ ધર્મ તમારે પૂરેપૂરો સાચવવો એજ મારી વિનંતી છે.

તમારા મનમાં એમ થયું કે આ જનકરાજા મુક્ત છે કે વાસનાથી બંધાયેલ છે ? એ શંકા થઇ તે શંકા હજી સુધી તમે મનમાંજ ગુપ્ત રાખી છે. પણ તે હું તમારી ધારણા સમજી ગયો છું. કોઇ માણસ કોઇ પાસે આવે, એ કારણ વિના નજ આવે. રાજા પાસે, બ્રાહ્મણ પાસે, કે સ્ત્રીએ સ્ત્રીઓ પાસે જવું તેમાં પણ કારણ વિના નજ જાય. વેદ(જ્ઞાન) એ બ્રાહ્મણનું બળ છે. (તેજ) શરીરબળ એ ક્ષત્રીઓનું બળ છે અને યૌવન અને સૌભાગ્ય એ સ્ત્રીઓનું બળ છે તો એઓ એ પોતાનું સ્વરૂપ જોઇ ધર્મસચવાય એવી રીતેજ કાંઇપણ કામ કરવું જોઇએ, તો તમો તમારી જાતી, તમારો સન્યાસી આશ્રમ, તમારાં આચરણ ભાવ અને સૌમ્ય પ્રકૃતિ તેનો વિચાર કરી મારી પાસે આવવાનું જે કારણ છે તે જણાવશો તો મને બહુ આનંદ થશે, એ મારી સવિનય વિનતિ છે. જનક રાજા આ પ્રમાણે વિવેક સાથે બોલતા હતા છતાં જરા મનમાં દુઃખ થાય અને મન ઉશ્કેરાય એવા કઠોર શબ્દો તેના હતા, છતાં સરલ ભાવથી સાંભળી લઇ જરાપણ ઉશ્કેરાયા વિના સુલભા સન્યાસીનિએ જવાબ આપવાને શરૂ કર્યો. સુલભાએ કહ્યુ કે–વાણીને દૂષણ આપનારા નવદોષ તથા બુદ્ધિને

દૂષણ આપનાર ( બગાડનાર ) નવદોષ એ અઢારદોષ વગરનું તેમજ અઢાર[1] ગુણથીજ ભરપુર તેમજ સૌક્ષ્મ્ય, સાંખ્ય, ક્રમ, નિર્ણય અને પ્રયોજન એ પાંચ અર્થ યુકત જે વચન, તેને, શાસ્ત્રકારો વાકય કહે છે. સંશય ( શંકા ) વાળું જે વચન તે, સૌક્ષ્મ્ય કહે છે. ગુણ અને દોષનો વિચાર કરી સિદ્ધાંતપર આવવું એ સાંખ્ય કહેવાય. ગુણ બળવાન છે કે દોષ બળવાન છે ? તે જાણી લેવું તેને ક્રમ કહે છે. એક નિશ્ચય કરવો તેને નિર્ણય કહે છે અને બોલવાનું હોય તેનું કારણ સમજવું. એ પ્રયોજન એ પાંચ અર્થનો ખુલાસો કર્યો.

હવે એ પાંચ પ્રત્યેક વ્યવહારમાં કેવી રીતે આવે છે તે હું આપને જણાવું છું. શબ્દ બોલતાં અને તેનો શબ્દાર્થ ( ખુલાસો કરતાં ) અને વાકય બોલતાં તથા તેનો અર્થ ( ખુલાસો કરતાં ) એ પાંચથી ભેદ પડે છે. એક અર્થના અનેક અર્થ વાકય ભેદથી થાય છે. અને એને લીધે આપણી બુદ્ધી નિર્ણય કરી શકતી નથી. જેથી બુદ્ધી ને નવી નવી શંકાઓ થવા માંડે છે. કોઇના બોલવાથી કે કોઇને જોવાથી અનેક નબળા વિચારો અને શંકાઓ મનમાં થાય તેને સૌક્ષ્મ્ય કહે છે એમ મેં તમને જણાવ્યું. સાચા ખોટાનો વિચાર કરવો કે ન કરવો પણ એક અભિપ્રાય પોતાના મનમાં બાંધી લેવો કે આ માણસ આવુંજ હોવું જોઈએ એ સંખ્યાનો દોષ છે. તેથી તેને સાખ્યદોષ કહેવાય. આ પ્રથમ બોલવું. અને આ પછી બોલવું. એમાં દોષ કરવો તે ક્રમદોષ. મારો તો આજ મત છે એમ કહેવું તે નિર્ણય. આતો જરૂર કરવુંજ જોઇએ અને અમુક તો દુઃખરૂપ છે માટે નજ કરવું; એમ જે જાણવું તે પ્રયોજન, આ પ્રમાણે બીજીવાર સૌક્ષ્મ્ય આદિ પાચ વાકયના સ્વરૂપો મેં તમને કહ્યાં. હવે વાકયના ભેદો કહું છું. જે વચન બોલવાથી ચોખ્ખું સમજાઇ જાય તેને ઉપેતાર્થ વાકય કહે છે, જેમાંથી બીજા અર્થો ન નીકળે તેવા વાકયને અભિન્નાર્થ કહે છે. સારી પ્રસંશા ( વખાણ ) કરવાવાળા વાકયને ન્યાયવૃત્ત કહે છે. ટંકામાં કહે તેને સંક્ષિપ્ત કહે છે.

[1] આ અઢાર દોષ અને ગુણનું વર્ણન આગળ કહેવામા આવશે.

શ્લેષ,[1] સામ્ય,[2] ક્રાંતિ,[3] ઓજ,[4] ઔજીત્ય,[5] ઔદાર્ય,[6] રીતિ[7] અને ગતિ[8] એ આઠ ગુણવાળા વાકયને શ્લક્ષ્ણ ( કોમળ ) કહે છે. અને એ આઠગુણ વિનાના વાકયને કઠોર કહે છે. સંદેહ (શંકા) વગરના વાકયને અસંદિગ્ધ કહે છે. આમ ૧ ઉપેતાર્થતા. ૨ અભિન્નાર્થતા. ૩ ન્યાયવૃત્તતા. ૪ અનંપિકતા. ૫ શ્લક્ષ્ણતા. ૬ અને અસંદિગ્ધતા એ છ ગુણ વાકયના છે. એથી ઉલટા તે દોષ સમજવા. હવે પદના (વાકયના) નવ દોષનું વર્ણન કરૂં છું. તે દોષથી ઉલટું એ ગુણ એ તો સહુજ સમજાય તેવું છે. ૧ ઘણા ગુરૂ ( એટલે દીર્ઘ ) અક્ષરવાળા વાકયને[9] ગુર્વક્ષર વાકય કહે છે અને તે બહુ કઠોર હોવાથી તેવું વાકય કલેશ આપનાર ગણાય છે. માટે તેવું ન બોલવું. ૨ બીજો દોષ અનૃત બોલવું (એટલે જુઠું બોલવુ). ૩ ત્રિજો દોષ ત્રિવર્ગથી વિરૂદ્ધ (એટલે ધર્મ, અર્થ અને કામથી વિરૂદ્ધ ) અર્થાત્ જે વાકય ધર્મ વિરૂદ્ધ, અર્થ (વ્યવહાર વિરૂદ્ધ) અને કામ એટલે કર્તવ્ય વિરૂદ્ધ હોય તે.૪ અસંસ્કૃત ચોથો દોષ. સંસ્કાર વગરનું એટલે વ્યાકરણના દોષવાળું બોલવું તે. ૫ ન્યૂન વાકય, એટલે કહેવાનો અર્થ સમજાય નહિ તેવું. એટલે અર્થ વગરનું સમજ્યા વગરનું બોલે તે. ૬ કષ્ટ વાકય. એટલે છંદ અને વ્યાકરણના દોષવાળું અને કલીષ્ટ હોય તે કષ્ટ વાકય કહે છે. ૭ જેમાં શબ્દરચના બરાબર ન હોય તેને વિક્રમાભિહિત કહે છે ૮ જે બોલવામાં એકાદ અક્ષર બાકી રહે અથવા બીજા વાકય માથે એકાદ અક્ષર ભેળવીને બોલાય તેને અધ્યાહાર કહે છે અથવા શેષ વાકય કહે છે. ૯ યુકતી વિનાનું વાકય એટલે જેનો હેતુ સમજાય નહિ એવું પ્રયોજન વગરનું વિના કરણ બોલવું. એ યુકતી વગરનું કહેવાય છે એ નવ વાકયના દોષ તમને કહ્યા તે દોષ વગરનું બોલવું તે ગુણવાળું વાકય ગણાય છે, માટે તેવું બોલવું એ યોગ્ય છે.

---

૧ શ્લેષ ( ગૂઢાર્થ ) અંદરના ભેદવાળું ૨ સમાનતા. ૩ સારા વિચાર ૪ બળવાળું. ૫ સરળતા યુકત. ૬ ઉદારતા યુકત મોટા વિચારોવાળું ૭ શુદ્ધ રીતરીવાજ યુકત. ૮ અને શુદ્ધ આચરણવાળું

૯ જેમ કે शुष्ककाष्ठं तिष्टत्यग्रे આ ગુર્વક્ષરવાળું વાક્ય બોલતાંજ બહુ કઠોર લાગે છે.

હવે બુદ્ધિના નવ દોષ કહું છું. તે સાંભળો. કામ, ક્રોધ, ભય, લોભ, દીનતા, ગર્વ, લજ્જા, દયા અને માનયુકત બોલવું એ નવ દોષ બુદ્ધિના છે.

નવ વાકયના દોષ અને નવ બુદ્ધિના દોષ એ અઢાર દોષવાળું વાકય હું કદી બોલતી નથી. જ્યારે વાકય બોલનાર સાંભળનાર અને તેનું વાકય ( વચન ) એ ત્રણે દોષ વગરનાં હોય, અર્થવાળાં હોય, અનુકુળ હોય. અને સાંભળનારને સાંભળવાની આતુરતા વધે તેવો પ્રેમ પ્રગટે તોજ બોલનારના શબ્દથી સામાના હૃદયમાં પ્રકાશ થાય છે. અને આનંદ આવે છે; પણ બોલનારના શબ્દો કઠોર, તિરસ્કાર ભર્યા અને અણગમો વધારે તેવા હોય તો તે માટે સાંભળનારને જરાપણ રૂચી વધતી નથી. અને સાંભળવાની ઇચ્છા થતી નથી. બોલનાર મનુષ્ય સામાનો તિરસ્કાર કરીને જો બોલે છે તો તે વાકય ગમે તેવું લાયક હોય, ઉપયોગી હોય અને બોધ આપનાર હોય તોપણ તે તિરસ્કારરૂપ કઠોર ભાવનાને લીધે સામાના હૃદયમાં કદીપણ ચોટતું નથીજ.

ઘણા મનુષ્યો એમ કહે છે કે હું જે કહું છું એમાં મારે કાંઇ નથી. પણ તમારા ભલા માટે કહું છું. આવું બોલીને શબ્દથીજ માત્ર પરોપકારી ભાવ બતાવે એવાં વાકયોમાં પણ ઉંડી નજરે જોઇએ તો તેમાં સામાની ભુલ કાઢવાની પોતાની ખોટી ટેવ જ સમજાય છે માટે આવાં પરોપકારના ખોટા ડોળવાળાં વાકયો પણ દોષવાળાં ગણવાં.

જે શબ્દ બોલવામાં, પોતાનો કે સામાનો કોઇનો વિરોધ ન આવે અને કોઇને માઠી અસર ( ઉંધી અસર ) ન કરે તેવું બોલવું. એજ યોગ્ય ગણવું તો હે રાજા હું હવે જે તમને કહું છું તે આપ સાંભળો જેમ ફુલ અને તેની સુગંધી એ પરસ્પર સાથે જ રહેલાં છે; તેમ આત્મા (જીવ) અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વગેરે દેહની ઇન્દ્રીઓના વિષયો તે જીવને વળગી રહેલા છે, જુદા પડતા નથી.માટે એમાં

પૂછવાનું કાંઇ રહેતું નથી. તમે મને તું કોણ છો ? એમ જે પૂછયું. તે પ્રશ્નનો આ જવાબ છે પુષ્પ અને તેની સુગંધી માફક જડ અને ચેતનતા સંયોગથી આ મારો દેહ બન્યો છે તો જે જડતા અને ચેતનતા મારામાં છે તેજ તમારામાં છે સ્ત્રીપણું અને પુરૂષપણું એ દેહને છે જીવને નથી. અર્થાત્ જે જીવ મારામાં છે તેજ તમારામાં છે. માટે આ સઘળું જડ અને ચેતનના સમાગમથી બન્યું છે. તેમાં; પાંચ જ્ઞાનેંદ્રી અને પાંચ કર્મેન્દ્રિ એમ દશ ઇન્દ્રિઓને પ્રેરનાર એક મન, નામનો અગીયારમો ગુણ છે, કે જેનાથી સારૂં માઠું જોઇ શકાય છે. તે પછી બારમો એક બુદ્ધિ નામનો ગુણ છે કે જેનાથી આ સારૂં છે કે ખરાબ એવી શંકા કરી ને બુદ્ધિ[1] તત્વ નિશ્ચય કરી આપે છે કે આ સારૂં છે અગર ખરાબ છે. હવે આ બુદ્ધિ તત્વમાં એક તેરમો સત્વ ગુણ ( સારે રસ્તે નિતિને રસ્તે પ્રેરનાર ) ગુણ હોવો જોઇએ તોજ તે સારૂં કામ કરી શકે. આને ચિત્ત નામથી ઓળખાય છે હવે ચૌદમો અહંકાર છે જેનાથી હું કર્તા છું. આ મેં કર્યું, આ મેં સુધાર્યું. આ મારૂં છે વગેરે ભાવના પ્રકટ કરે છે. પંદરમો ગુણ વાસનામય અહંકારને કહે છે. તે પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઇન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મલોક નામ એ વેદમાં કહેલ છે એ જુદી જુદી. સોળ કળાના સમુદાયરૂપ છે. સોળમો ગુણ અવિદ્યા અજ્ઞાનમય છે અને તેમાંથી ભેદ પડેલ પ્રકૃતિ અને મોહરૂપ સતર અને અઢારમા ગુણો છે; તેમજ સુખ, દુઃખ; લાભ, હાની, સારૂં, નરસુ વગેરે દ્વંદ્વરૂપ ઓગણીશમો ગુણ છે અને સહુનો ઉપરી વીશમો કાળ નામનો ગુણ છે, જે ઉત્પત્તિ અને નાશ કરી રહેલ છે એ વીશ ગુણ ઉપરાંત પાંચ મહાભૂત સદ્ભાવ, અને અ સદ્ભાવ, વિધિ, વીર્ય, અને બળ એ દશ બીજા ગુણ મળી કુલ ત્રીશ

---

૧ આ બુદ્ધિ સારી અને ખરાબ બે પ્રકારની હોય છે. તો સારી બુદ્ધિ હોય તો સારૂં કામ કરાવે છે અને ખરાબ બુદ્ધિ હોય તો હલકાં કામ કરાવે છે માટે બુદ્ધિ સુધરવી જોઇએ તોજ તે સારા માઠાનો નિશ્ચય કરી શકે અને તે સારા સમાગમથી જ સુધરે. ।

ગુણો જેમાં હોય તેનેજ શરીર કહે છે. આ ત્રીશ ગુણ વાળું શરીર નિરીશ્વર મત કે જે સાંખ્ય મતવાળા કહેવાય છે તે અવ્યકત એટલે કાળ અદૃષ્ટને અંગે ઉપાદાન કારણરૂપ ઇશ્વરને માને છે અને કણાદ અને યોગ અને વેદાંત મતવાળા ઇશ્વર માયારૂપ ઉપાધીવાળા બની જગતને ઉત્પન્ન કરવાના નિમિત્તરૂપ ( નિમિત્ત કારણ ) બને છે. એમ માને છે અર્થાત્ એક ઇશ્વરને માને છે. અને બીજા સાંખ્ય મતવાળા ઇશ્વર જગત બનાવે છે એમ નથી માનતા.

આ મેં તમને ટૂંકામાં સાંખ્ય અને યોગ ( વેદાંત મત ) ની વાત કહી. અને હવે જણાવવાનું કે જે એ પ્રકૃતિ અને પુરૂષ રૂપે ઘડાયેલ હોવાથી. કારણ રૂપે બનેલો આ મારો દેહ છે, તેવોજ તમારો અને સર્વનો દેહ છે. માટે તું કોણ છે, એ પૂછવાપણું રહેતું નથી.

માતાના શરીરમાં બિંદુ રૂપે પ્રાપ્ત થઇ. નવ માસ સુધી ઘડાઇ તૈયાર થયેલ દેહના આકાર પ્રમાણે સ્ત્રી કે પુરૂષ એવું જન્મ થતાં નામ પડે છે. અને જન્મ થયા પછી પણ અનેક ફેરફાર થાય છે. પ્રથમ કુમાર, પછી યુવાન અને પછી વૃદ્ધ, આમાં જે અવસ્થા ગઇ તે પાછી પ્રાપ્ત થતી નથીજ આ સર્વ પ્રાણીઓમાં છે, તો તમે કયાંથી આવ્યા એમ જે મને પૂછયું, તે પૂછવાનું આપને રહેતું નથી. જેનું મન અને બુદ્ધી. પ્રિય અને અપ્રિયમાં સામાના ગુણ કે દોષમાં રમતી હોય. એ કદી યોગી કહી શકાય નહિં. આપ પરેપૂરા જ્ઞાની છો એ મને ખાત્રી છે છતાં, આપને મારે સવિનય કહેવું જોશે કે મેં જોકે સ્ત્રી બુદ્ધીથી કાંઇ ભૂલ કરી હોય તો તે ભુલ તરફ તમારે જોવું. એ જ્ઞાનને હાનીકારક છે.

તમે મારા નગરમાં કે મારા દેહરૂપ ઘરમાં પેસવાથી મને દોષ લાગ્યો એમ જે કહોછો, તેના જવાબમાં જણાવવાનું કે, તમો આખી પૃથ્વીના રાજા છતાં એકજ નગરમાં રહો છો માટે બીજું સ્વામીત્વ ઉપયોગનુંજ નથી. અને તે નગરમાં પણ આખા નગરમાં એક મહેલમાં અને તેમાં પણ એક પલંગના અરધા ભાગમાંજ તમો

સુવો છો; માટે તે શિવાયનું નગર, મહેલ અને અરપી પલંગ, એ બધુ પારકું, છે તો તેમાં તમારું સ્વામીત્વ તમો માનો એટલુંજ બાકી નકામું છે. તેમ તમારો દેહને તમો તમારો માનો છો એ પણ નકામો છે. આ પરથી ભોજન વગેરે સર્વ વસ્તુ સમજી લેવાની છે. અને રાજા તો દરેક બાબતમાં પરતંત્રજ છે ભોજનને શયન વગેરે તમામમાં પરાધીનતા જેટલી રાજાની છે તેટલી બીજાની નથી તેને સ્નાન કરવું હોય ત્યારે બીજા કહે ત્યારે ઉડાય. વગેરે વગેરે વળી રાજાને ડગલે ડગલે ભય છે.

મને આમાં સંતોષ એટલો છે કે આપ જ્ઞાનવાળા સંપૂર્ણ હોવાથી એ પરાધીનતામાં પણ તે દુઃખને સુખરૂપ માની લીધેલ છે, તો છેવટે મારે જણાવવાનું કે જે આપે વર્ણસંકરપણું. બુદ્ધિ સંકરપણું, આશ્રમ સંકરપણું; કર્યું એમ જે દોષ ભાવના મારામાં જોઇ તેને પણ તે ભાવનાથી ન જોતાં જ્ઞાન દૃષ્ટિથી પૂરણ વિચાર કરી તેમાં પણ ગુણ ભાવનાની કલ્પના કરી હત તો આપનું જ્ઞાન વધારે દીપી નિકળત. મેં પ્રત્યક્ષ આપના શરીરનો સ્પર્શ કર્યો નથી તેમ મારી બુદ્ધિમાં વિકાર થયો નથી. તેમ મેં મારા બળનું કે સિદ્ધિનું અભિમાન કર્યું નથી, છતાં તમે મારામાં દોષ ભાવના જોઇ, એ આપ જેવા મહાન જ્ઞાનીએ ન કરવું; એ મારી નમ્ર વિનતિ છે. અને તે શિવાય આપના જ્ઞાન માટે મને પારાવાર સંતોષ છે. અને હું આનંદ પૂર્વક કહું છું કે આપ જેવા સમર્થને ત્યાગ માટે બહારના દેખાવની કશી જરૂર નથી. એ બરાબર છે, પણ મહારામાં જે જે તમે દોષો જોયા તેમાં આ પ્રમાણે દોષને બદલે ગુણ. જોવાની જ ટેવ રાખવા માટે મારી નમ્ર વિનતિ છે. તે એ કે મે તમારા શરીરમાં બુદ્ધિ સત્વથી પ્રવેશ કર્યો તેથી મારે શરીરનો સંબંધ જ નથી. એ ભાવના અર્થાત્ હું મારા શરીરથી જુદી થઇ એજ શરીરથી અલગ થવાથી શરીર સંબંધ વગરની છું એ સિદ્ધ થાય છે અને જ્ઞાનીએ એવીજ રીતે જાણવાની જરૂર છે આ ચોકજ ખુલાસાથી જાતીસંકર, ધર્મ સંકર, વર્ણસંકર, ગોત્રસંકર, વ્યભિચાર વગેરે જે જે દોષ મુકયા. તે તમામનો જવાબ આવી જાય છે.

પંચશિખ ઋષિ જેવા તમારા ગુરૂ પાસેથી તમે જ્ઞાન લીધું તે જ્ઞાનમાં, આવી ભેદ બુદ્ધિ ન જોઇએ. જેમ તમારે છત્ર વગેરે ચિન્હો છે તેમ મારે દંડ કમંડલ છે એ ચિન્હો કાંઇ દૂશિત નથી ચિન્હો ર્‌હાયતે હોય. તે જોવાનું નથી એમ જે આપ કહો છો તે જ પ્રમાણે હું પણ કહું છું. અને માત્ર એ સમજવાનું કે ર્‌હાય રાજ્ય ચિન્હ હોય, ર્‌હાય ત્યાગ ચિન્હ હોય એ બેયની સમાન ભાવના જ ઉત્તમ છે. તમે શાસ્ત્રોનો સારો અનુભવ કર્યો છે ખરો, પણ સમાન ભાવના જે ઓછી છે તે બરાબર થતાં આપ પૂર્ણ સિદ્ધ થશો; એવી મ્હારી માન્યતા છે. તમો મોટા કુળ વાળા છો, સારા વિચાર વાળા છો, ધર્મ પરાયણ છો તો તમારા જેવાએ તો દોષવાળી વસ્તુમાં પણ ગુણજ જોવાની ટેવ રાખવાની જરૂર છે તેને બદલે આતો તમે ગુણમાં ઉલટો દોષ જોયો. તમોએ ભરી સભામાં આમ કરી, જે મારી નિંદા કરી તે તમોએ તમારૂંજ તેજ ગૌરવ ઓછું કર્યું.

જેમ કમળ જળમાં રહે છે છતાં જળથી અલગ છે તેમ, મેં તમારા હૃદયમાં બુદ્ધિથી પ્રવેશ કર્યો છતાં અલગ છું. હું પ્રત્યક્ષ તમારા શરીરને તો અડકીજ નથી; છતાં કદી અડકું તો મારા હાથથી પૂજ્ય ભાવથી અને પવિત્ર ભાવનાથી આપને અડકું તેમાં હું દૂષિત નથી જ બનતી. તો તમારે પણ એજ પવિત્રભાવના મારે વિશે રાખવી એ યોગ્ય છે. બીજું એકે આપ, જીવન મૂકત છો એ જો ખરૂં હોય તો ઉલટું તમને અડવાથી તમારા સંગથી મને પણ જીવન મુકત પણુંજ મળવું જોઇએ, એ ન્યાયે તો મને ઉલટો લાભ થયો એમજ માનું છું. માટે આ રીતે મારે માથે વર્ણસંકર, આશ્રમસંકર, વ્યભિચાર વગેરે જે દોષ મુકયા છે એ આપના મનનેજ દૂષણ કરનાર છે. પણ મને વિવેક દ્રષ્ટીથી જોતાં એક્રેય દોષ લાગતો નથી; કારણ આપ બ્રહ્મ સ્વરૂપ હોવાથી આપને અને મને બ્રાહ્મણ ક્ષત્રી વગેરે જાતી પણ એ સ્વરૂપમાં જ્યાં હોયજ નહિં ત્યાં દોષ કયાંથી લાગે ?

મારા આ સ્થૂલ દેહનું હાલ સુલભા, નામ છે અને હું દઢ પ્રતિજ્ઞાવાળી છું, હું વિચાર કરીનેજ બોલું છું, હું તમારી પાસે મોક્ષની ઇચ્છાથીજ આવી છું, અને જેમ અતિથિ ઘેર આવેલ હોય તેનો સત્કાર કરવો જોઇએ, તેમ હું જીવન મુકત થવા માટેજ તમારા પવિત્ર દેહમાં બુદ્ધિ દ્વારા આવેલ છું તો આપ મને જેમ બહારથી પૂજન આદિ સત્કાર કર્યો. તેમ અંતરથી પણ અમૃતદ્દષ્ટીથી અને શુદ્ધ ભાવનાથી સત્કાર કરશો એ આશા રાખું છું.

આવી જાતનાં પવિત્ર વચન સાંભળી જનકરાજા, સંતુષ્ટ થયા અને તેને અમૃત વચનથી સંતોષ આપી અંતરમાં સ્થાન આપ્યું અને જણાવ્યું કે તમારા જેવા પવિત્રમાં મેં દોષ ભાવના જોઇ એ મારી ભુલ થઇ માટે ક્ષમા કરશો. આવી રીતે પછી જનક રાજાની શુદ્ધ ભાવનાથી સંતુષ્ટ થઇ તે ત્યાંથી ગયાં.

આ આખ્યાનમાંથી ઘણો સદ્બોધ લેવાનો છે. પરંતુ તેમાં મુખ્ય તો એકે કોઇનો દોષ જોવો એ પોતાનું તેજ, વૃત, દૈવી સત્તા અને વિવેકના નાશનુંજ સાધન છે, માટે દોષ જોવાની ટેવ મટાડવી.

---

## શુકાખ્યાન.

ધર્મરાજાએ પૂછયું કે મને શુકદેવજીનો જન્મ તથા તેનું વ્યાખ્યાન કહો. આ પ્રશ્ન સાંભળી ભીષ્મ દાદા બોલ્યા કે મને માર્કંડ ઋષિએ શુકની ઉત્પત્તિ સંબંધી જે કથા કહી છે તે કહું છું.

વ્યાસજી મહારાજ, પુત્ર મેળવવા માટે શંકરનું આરાધન કરવા લાગ્યા. અને પૃથ્વી, જળ, તેજ, આકાશ અને વાયુ. એ પાંચે તત્વો જેવો મહા બળવાન પુત્ર મળે એવી ઇચ્છા કરી. આ તપથી તેની જટાનું તેજ બહુ વધ્યું. એ બહુ તપનેઅંતે શંકર પ્રસન્ન થયા અને તેની ઇચ્છા પ્રમાણે પંચ તત્વો જેવો બળવાન પુત્ર મળશે એવું વરદાન આપ્યું.

પછી એક દીવસ અગ્નિ પ્રગટ કરવા માટે અરણીનું લાકડું લઇ તેને મંથન કરવા લાગ્યા, ત્યાં ઘૃતાચી નામની અપ્સરાને જોઇ વ્યાસજી અતિશય વિકારવાન બન્યા. પછી પોતાના મનને ઘણું રોકી રાખ્યું તો પણ તેમનું વીર્ય (શુક્ર) તે મંથન કરતા હતા તેમાં અગ્નિ પ્રગટ થવાની જગ્યાએ પડયું. છતાં વ્યાસજીએ મંથન કર્યા કર્યું એટલે અગ્નિ પ્રગટ થવાને બદલે તેમાંથીજ પુત્ર પ્રગટ થયો. આ રીતે અગ્નિના સ્થાનમાંથી અગ્નિ સમાન તેજસ્વી તે પુત્ર અરણીના મંથન દ્વારા પ્રગટ થયો, તેથી તેનું શુક એવું નામ પાડયું. તે શુકને ગંગાજીમાં સ્નાન કરાવી, પવિત્ર કર્યો. આકાશમાંથી તેને માટે મૃગચર્મ અને દંડ પૃથ્વીમાં પડયાં, દેવનાં દુંદુભી વાગ્યાં, શુકના જન્મથી, સર્વે દેવો પ્રસન્ન થયા અને સ્તુતિ કરવા લાગ્યા. પુષ્પની વૃષ્ટી કરી અને સર્વે દેવો તેની પાસે આવ્યા, મહાતેજસ્વી શંકર, પાર્વતિ સહિતપધારી, તેમણે ગુરૂમંત્ર આપી પોતાનો શિષ્ય કર્યો, ઇન્દ્રે કમંડળ આપ્યું તથા દિવ્ય વસ્ત્રો આપ્યાં

આવી રીતે અરણીમાંથીજ જેનો જન્મ છે એવા શુક જન્મ્યા ત્યાથી ચારે વેદ તેને મુખે હતા, છતા ધર્મનું ચિંતવન કરીને બૃહસ્પતિને તેણે વેદ ભણવા માટે ગુરૂ કર્યા. કારણ ગુરૂ વિના મનુષ્ય જીવનજ યોગ્ય નથી. વેદાધ્યન કર્યા પછી પણ તેણે બ્રહ્મચર્ય અવસ્થાજ રાખી. કારણ ગૃહસ્થાશ્રમ કરવાની તેની ઇચ્છા ન થઇ

પછી પિતાની આજ્ઞાથી મોક્ષ ધર્મ જાણવા માટે સાંખ્ય, ન્યાય, તર્ક અને વેદાંત તથા યોગ શાસ્ત્રનો પૂરો અભ્યાસ કર્યો. આ અભ્યાસ પૂરો થયા પછી પિતાજી વ્યાસજીએ આજ્ઞા આપી કે શાસ્ત્રનો અભ્યાસ કરવાથી શ્રોત્રીય બને છે પણ તેની સાથે અનુભવી અને પૂર્ણ જ્ઞાનીના સમાગમનીજ વિશેષ જરૂર છે, એકલા અભ્યાસથી મોક્ષ સ્વરૂપ સમજાતું નથી માટે પૂર્ણ જ્ઞાની બ્રહ્મનિષ્ટના સમાગમની હવે તારે જરૂર છે, તો તેને માટે જનકરાજા જેવા વિદ્વાન, જ્ઞાની અને બ્રહ્મનિષ્ટ બીજા કોઇ નથી, માટે હવે તેની

પાસે જા, આમ પિતાની આજ્ઞા થતાં મોક્ષના સ્વરૂપને વિશેષ જાણવાની ઇચ્છાથી, મિથિલા નગરી તરફ જતી વખતે વ્યાસજી મ્હારાજે શુકદેવજીને જણાવ્યું કે મનુષ્યની ગતીથી જવું; પણ દિવ્યગતિથી આકાશ માર્ગે ન જવું. એ મારી ખાસ ભલામણ છે, તેમ સરળતાને ભાવે જવું. તે રાજા પુજન કરવા યોગ્ય છે, માટે તેની પાસે અહંકાર ન કરવો, પણ તેની આજ્ઞામાં રહેવું, તે તારી બધી શંકાનું નિવારણ કરશે માટે સુખેથી જા.

પછી શુકદેવજી, આકાશ માર્ગે જઇ શકે તેવી શકિતવાળા હતા છતાં પિતાની આજ્ઞાથી પગે ચાલી નદી, તળાવ, ડુંગરાઓ, વનો વિગેરે ઓળંગી તથા ચીનને હુણ આદિ અનેક દેશને ઓળંગતા ભારત વર્ષ (ભરતખંડ)[1]માં આવ્યા પછી ઘણી સમૃદ્ધિવાળા અને ગામો જોતા જોતા જનકરાજાના નગર પાસે આવ્યા.

અનેક રત્નો અને અનેક સારી શોભાવાળા મ્હેલો વગેરે જુવે છે, પણ કોઇમાં પોતાને મોહ થતો નથી, અને એકજ મોક્ષના ચિંતવનની ભાવના તેમના મનમાં વસેલી છે, એવા શુકદેવજીએ જનકરાજાની નગરીમાં ચાલતાં, તેના રાજ દરબારના બારણા આ- ગળ આવી પુછયા વિના અંદર ચાલવા માડયું, એટલે દ્વારપાળોએ તેને અટકાવ્યા છતાં જરાપણ ક્રોધ ન કરતાં, સખત તાપમાં ઉભા રહ્યા એટલે એક દ્વારપાળને દયા આવી અને પાસે આવી પ્રણામ કરી, તેનો સત્કાર કર્યો, અને પછી રાજ દરબારના બીજા દરવાજા સુધી તેને પોહોંચાડયા. એટલે ત્યાં બેસીને પણ ઇશ્વરનુ ધ્યાન કરવા માડયું. કારણ છાંયા તેને મળી છતાં તેને તો તડકોને છાંયો બેય સમાનજ હતું.

બે ઘડી ત્યાં બેઠા ત્યાં રાજાના મંત્રી તેની પાસે આવ્યા. અને તેણે તેનો સત્કાર કર્યો અને તેને ત્યાંથી ત્રીજી ચોકી (ત્રીજા

---

૧ આ ઉપરથી ભરતખંડ શિવાયના બીજા દેશમાંથી શુકદેવજી આવ્યા એમ સિદ્ધ થાય છે.

દરવાજા ) પાસે લઇ ગયા. આ ઠેકાણે સુંદર બગીચો હતો અને અનેક રૂપવતી સ્ત્રીઓ તેમા ફરતી હતી તેમા રમવાના ને ફરવાના ઘણા સ્થાનો હતા તથા સુગંધી પુષ્પો ઘણા ખીલી રહેલા હતાં. આ બગીચામા તે અનેક સ્ત્રીઓ રમતી હતી તેની પાસે તેને લઇ જઇ, બેસાડી, મંત્રી, ત્યાથી ચાલ્યા ગયા પછી પચાસ રૂપવંતી સ્ત્રીઓએ તેને વીંટી લીધા તે સર્વ નવયુવાન અને અત્યંત રૂપવાળી હતી તથા નવા જરીયન વસ્ત્રો તથા સુંદર અલંકાર તથા પુષ્પની માળા પહેરેલ હતી જેથી બહુ મોહક તેનુ સ્વરૂપ હતુ અત્યંત પ્રેમ ભરેલા વચનો બોલી તથા ગાયન નૃત્ય વગેરે કરી શુકદેવજીને બહુ આનંદ આપવાને મહેનત કરવા લાગી, ઋષિ શુકદેવજીના ચરણ દાબવા લાગી, પુષ્પ આપવા માડી. સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરી લાવી, અને ક્રમથી જમાડયા. પછી સર્વ શોભા બતાવી અનેક રીતે તેને લોભાવવા લાગી, છતા શુકદેવજી જરા પણ વિકારવાન બન્યા નહિ; તેમ ક્રોધ પણ કર્યો નહિં. પછી અત્યંત સુંદર આસન વાળી શય્યામા સુવાનુ કહ્યુ, એટલે પિતાજીની આજ્ઞા પ્રમાણે ઇશ્વરનુ ધ્યાન કરતા તે શય્યાના આસનને ધ્યાનસ્થાન કલ્પી, તે પર બેસી, કેવળ ઇશ્વરનુ ચિંતવન કરતા રાત્રીનો પહેલો પહોર વિતાવ્યો, પછી મધ્ય રાત્રીએ યોગશાસ્ત્રમા કહેલ વિધિ પ્રમાણે નિદ્રા લીધી ફક્ત એક મુહુર્ત બે ( કલાકજ ) માત્ર નિદ્રા લઇ પાછલી રાત્રે જાગ્રત થઇ પાસે બેઠેલી અને હાવ ભાવ કરતી સ્ત્રીઓમા પ્રભુ છે એમ સમજી તેને પ્રણામ કરી સ્થિર મન કરી પ્રભુનુ ધ્યાન કરવા લાગ્યા. આમ એક દીવસ અને એક રાત્રી શ્રી હરિના ચિંતવનમાજ ગાળી પણ સ્ત્રીઓના મોહપાશમા ન ફસાયા

પછી શુકદેવજીની આવી વૃત્તિ જોઇ પ્રસન્ન થઇ જનક રાજા પૂજન કરવાની વસ્તુઓ ( અર્ધ્ય વગેરે ) લઇ મંત્રીઓ સાથે તે શુકદેવજી પાસે પધાર્યા અને મહાન તપસ્વીનેજ બેસના યોગ્ય એવુ સર્વતોભદ્ર નામનુ આસન પુરોહિતને આપી તે * આસનપર

શુકદેવજી, બેસવાને લાયક છે એમ કહી, તેની પર બેસાડવા માટે કહ્યું. પછી તે આસન શુકદેવજીને આપી બેસવાને વિનતિ કરી. આવી રીતે આસનપર બેસાડી પછી જનક રાજાએ પોતે શાસ્ત્ર ની વિધિ પ્રમાણે ચરણ ધોયા તથા પૂજન કર્યું પછી ગાયોના બંધન છોડયા ત્યારબાદ પૂજન વિધિ થઇ રહ્યા પછી શુકદેવજીએ રાજાને કુશળ સમાચાર પૂછ્યા અને ઉત્તમ આસન પર બેસવાનુ કહેતા તે પર ન બેસતા શુકદેવજીના ચરણ પાસે બેસી, તેના ચરણની સેવા કરવા લાગ્યા અને જણાવ્યુ કે આપ મહાત્મા, અનેક પરિશ્રમ સહન કરી પધાર્યા છો મારૂ ઘર પાવન કર્યું ભલે પધાર્યા મને જે આજ્ઞા હોય તે કહો

આવી નમ્રતા અને અત્યત પવિત્ર ભાવના જોઇ હૃદયમા પ્રેમ જોઇ અને ચરણ સેવા કરે છે તે જોઇ, શુકજીના આખમા હર્ષના આસુ આવ્યા ધન્ય છે રાજા ! આનુ નામ રાજ્ય પદ શોભાવ્યુ તમારૂ કલ્યાણ થાઓ મારા પિતાજીએ મને તમારી પાસે મોકલ્યા છે, તે હવે ખ્યાલમા આવ્યુ કે બહુજ યોગ્ય કર્યું છે મારા પિતાજીએ મારો સંદેહ મટાડવા માટે આપ પાસે મોકલેલ છે તો મારે અવિનય જણાવવાનુ કે મોક્ષ એ શુ છે ?

મનુષ્યે શુ કરવાની જરૂર છે ? મોક્ષ જ્ઞાનથી મળે છે કે તપથી ? અને તેમા હુ બ્રાહ્મણ છુ માટે બ્રાહ્મણે શુ કરવુ ? તે કહો

જનકરાજાએ કહ્યુ બ્રાહ્મણે જનોઇ ધારણ કર્યા પછી વેદાભ્યાસ કરવો અને બ્રહ્મચર્ય વ્રતપાળવુ, ગુરૂની સેવા કરવી, બીજાનુ કાઇ જોઇ અદેખાઇ ન કરવી અભ્યાસ પૂરો થતા અને યુવાન અવસ્થા થતા અભ્યાસ કરાવનાર ગુરૂને દક્ષિણા આપી રજા લઇ ઘેર આવી યોગ્ય સ્ત્રી સાથે લગ્ન કરી ગૃહસ્થાશ્રમ ધારણ કરવો અને નિતિને રસ્તે શુદ્ધ ગૃહસ્થ ધર્મ પાળવો ઇર્ષ્યા, દ્વેષ, પરનિંદા, અદેખાઇ, ક્રોધ વગેરે તજવા પછી પુત્રને ઘેર પુત્ર જોઇ મોટી ઉમર થતા વાનપ્રસ્થ થવુ આ આશ્રમમા ઘરનો સ્વાર્થમય વ્યવહાર છોડી પરમાર્થમા વૃત્તિ

રાખવી એટલુંજ છે બાકી બધું ગૃહસ્થાશ્રમ જેવુંજ છે, સ્ત્રી પોતાની હોય છતાં તેનાથી પણ અલગ રહેવું. પછી વિશેષ વૃદ્ધાવસ્થા થતાં સ્વાર્થ અને પરમાર્થ બન્નેનાં કામ છોડી કેવળ ઇશ્વર પરાયણ જ રહેવું. આને સન્યાસ કહે છે અર્થાત્ વ્યવહાર, ઉપાધી, રાગ, દ્વેષ વગેરે સર્વ તજવાં એજ સન્યાસ. શુકદેવજીએ પૂછ્યું કે શાસ્ત્ર ભણવાથી મળેલ જ્ઞાન તથા અનુભવથી મળેલ વિજ્ઞાનથી પૂર્ણ થયા પછી બીજા આશ્રમો ગૃહસ્થ વગેરેની જરૂર છે? એકજ બ્રહ્મચર્ય કે સન્યાસથી ન ચાલે?

આના જવાબમાં જનકરાજાએ કહ્યું કે પ્રથમ એ વાત છે કે પુસ્તક વાંચ્યાથી પોતાની મેળે જે જ્ઞાન થાય છે તે ગમે તેવું તોપણ અધુરૂં સમજવું. ગુરૂ વિના કોઇ દીવસ જ્ઞાન થતું નથી માટે એકલો અભ્યાસ પોતાની મેળે કરવો એ તદન નકામો છે, પણ એક ગુરૂ કરી તેની આજ્ઞા પ્રમાણે અધ્યયન કરવું. અને તેમની પાસેથીજ અનુભવ લેવો તોજ સફળ થાય છે. શાસ્ત્રના જે માર્ગો છે તે બરાબર યોગ્ય છે માટે ગમે તેવો અનુભવ હોય તો પણ ક્રમ પ્રમાણે આશ્રમના સેવનની તો જરૂરજ છે. અને દરેક આશ્રમમાં મનોવૃત્તિ સ્થિર અને નિર્મળ રાખવાથીજ પવિત્ર આશ્રમ પાળી શકાય છે.

જેનાથી કોઇ ભય પામતું નથી. અને જે પોતે કોઇથી ભય પામતો નથી ને સાવધાન રહે છે, સ્થિર મન રાખે છે, તે ગમે તે આશ્રમમાં હોય છતાં તે કેવળ બ્રહ્મરૂપજ છે. વળી જે કોઇમાં પણ પાપ નજર કરતો નથી ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે સુખ દુઃખ, ટાઢ તડકો, સારૂં નરસું, એ બધામાં જેને સમાન ભાવ છે તે બ્રહ્મરૂપ પામે છે. હે શુકદેવજી, આ સર્વ ગુણો હું તમારામાં જોઉં છું, તેથી તમો તો બ્રહ્મરૂપજ છો છતાં તમે તમારા સ્વરૂપને શંકાને લીધે જોઇ શક્યા નથી, માટે તમને સંભ્રમ છે. જો તમો અંતરદષ્ટી કરશો તો તમે તમને ઓળખશો આપ તો તર્યા છો

વળી ગમે તેવો સિદ્ધ હોય છતાં તેને ગુરૂ કરવાની જરૂર છે માટે આપ સિદ્ધ છતાં પિતાના વચનથી મને ગુરૂ કરવા માટે પધાર્યા છો, તો મારે જણાવવાનું કે; મારા વચનને ગુરૂ કરી આપ આપના સ્વરૂપને દેખો એટલે જે બ્રહ્મતેજ આપનામાં છે તે જોઇ શકશો. તમોલોલુપનથી પણ સ્થિર છો, તમને કશામા પણ તૃષ્ણા કે મોહ નથી. એ સર્વ મેં આપની પરિક્ષા લઇ ખાત્રી કરી છે માટે આપ પધારો આપ સિદ્ધજ છો. જનકનું આ વચન સાંભળી અંતર દૃષ્ટી કરતાં બ્રહ્મસ્વરૂપનું ભાન થયું. પછી તેને પ્રણામ કરી, રજા લઇ, ત્યાંથી પધાર્યા. અને અનેક પર્વતોપર થઇ, ફરતા, ફરતા, વ્યાસજી (પિતાજી) પાસે આવ્યા. અને જનકરાજાથી પોતાને પૂર્ણ સંતોષ થયો તે વાત કરી પિતાની પાસે રહી શાસ્ત્રનું અધ્યયન કરવા લાગ્યા. પછી એક વખતે દિવ્ય ગતિ કરી, કેવળ બ્રહ્મદશાને પામેલ શુકજી, આકાશમાર્ગે સર્વ સ્થળે ફરવા લાગ્યા તેથી પુત્રને ન જોતાં; વ્યાસજી પુત્ર પ્રેમથી વિન્હલ બન્યા અને તેને ખોળવા નિકળ્યા. એમાં શુકને આવતા જોઇ અપ્સરાઓ, ગંગાજીમાં સ્નાન કરતી હતી તે શરમાણી નહિં. પણ વ્યાસજી પધારતાં શરમાઇ જઇ છુપાવા લાગી. ત્યારે વ્યાસજી બોલ્યા કે મારાથી શરમાઓ છો ને મારા પુત્રથી કેમ ન શરમાયાં ? ત્યારે સ્ત્રીઓએ જવાબ આપ્યો કે આપને સંસારભાવના છે અને પુત્રને સંસાર ભાવના અગર આ સ્ત્રી અને આ પુરૂષ એ ભેદભાવના પણ નાશ પામી છે પછી તેની શરમ કયાં રહી ? આ વાત સાંભળી પુત્રની અદ્ભુત ભાવનાથી સંતુષ્ટ થયા. પણ મળવાની ઉત્કંઠા બહુ વધી. પછી શંકરે પ્રસન્ન થઇને કહ્યું કે તમને છાયા શુકનાં દર્શન થશે તેથી સંતોષ માનજો. તમારો પુત્ર મહા તપસ્વી અને પરમ યોગી છે માટે ઇશ્વર સમાન સર્વવ્યાપક છે એમ જાણજો. શંકરના આ વચનથી છાયા શુકનાં દર્શન થતાં વ્યાસજીને સંતોષ થયો અને પછી સ્થિર રહ્યા.

---

# શ્રી નારાયણીય.

## નારદ પંચરાત્ર.

ધર્મરાજાએ ભીષ્મદાદાને પૂછયું કે સન્યાસી કે કોઇ પણ આશ્રમવાળો કે ગમે તે વર્ણનો હોય તે સર્વે એ કયા દેવની ઉપાસના કરવાથી મોક્ષ અર્થાત્ ઉત્તમ ગતિ મળે તે મને કૃપા કરીને કહો.

આના જવાબમાં ભીષ્મદાદાએ જણાવ્યું કે તારો આ પ્રશ્ન બહુ ગહન છે અને સર્વને બહુ ઉપયોગી છે. હું તને એ ખુલાસો આપું છું, પણ તારા જેવા સંપૂર્ણ ભાવનાવાળાનેજ એ ખુલાસો આપી શકાય. એક વખતે બદ્રીકાશ્રમમાં બિરાજમાન રહેલા નર નારાયણ પાસે નારદજી દર્શનાર્થ પધાર્યા, ત્યારે તે સંધ્યાવંદન વગેરે કરી કાંઇ જપ અને ધ્યાન કરતા હતા, તે જોઇ, નારદે પૂછયું. ઓ દેવના દેવ ! જગતની ઉત્પત્તિ અને પોષણનું સ્થાન હું આપનેજ ગણું છું. ત્યારે આપ આ ધ્યાન, કોનું કરો છો ? તેવળી તમારાથી બીજા દેવ કોણ છે કે જેનું આપ ચિંતવન કરો છો તે કૃપા કરી મને કહો. આના જવાબમાં નરનારાયણે જણાવ્યું કે અમો જેનું ધ્યાન કરીએ છીએ તે, પ્રકૃતિથીપર છે એ અનાદિ છે, અવ્યકત ચિત્ સ્વરૂપ છે, પૂર્ણ પ્રકાશવાન છે. એ પ્રકાશ, સૂર્ય અને ચંદ્રના પ્રકાશથી જૂદોજ છે.

> नतद्भासयते सूर्यो नशशांको नपावकः
> यद्गत्वाननिवर्तते तद्धाम परमं मम ॥

જ્યાં સૂર્ય અને ચંદ્ર કે અગ્નિનું તેજ પોચી શકતું નથી એવું તેનાથી જુદું મહાન અવિનાશી તેજ છે, કે જે તેજ પાસે જતાં પુનરાગમ ( પાછું આવવાનું ) નથી હોતું તે પરમ તેજનું અમો ધ્યાન કરીએ છીએ. એ અવિનાશી બ્રહ્મ સનાતન દેવ, શ્વેત દ્વીપમાં વિરાજે છે. હે નારદ ! તેમની પાસે વસનારા પુન્યાત્મા જીવો ને ઇન્દ્રિઓ હોતી નથી. આહાર, શ્રવણ કે જોવા માટે ઇન્દ્રિઓનો ઉપયોગ હોતો નથી, પણ અતિન્દ્રિય ઇન્દ્રિયોથી આગળ ગતિ કરનારાં તત્વોમય જીવોજ ત્યાં જઇ શકે છે તેનાં દર્શન

મહાદુર્લભ છે પરંતુ તમને જરૂર તે પ્રભુદર્શન આપશે તે પવિત્ર જીવોનો દિવ્ય અવાજ છે. કાળરૂપ ચણાને ચાવી જનાર છે, અર્થાત્ રૂતુ, માસ અને સંવત્સરરૂપ કાળને ચાવનારા અને પીજનારા છે એટલે કાળ તેને બાધ નથી કરી શકતો તેવા છે. ધર્મરાજાએ પૂછ્યું કે આપ કહો છો કે એ જીવને ઇન્દ્રિઓ નથી. આહાર નથી અને ચેષ્ટા નથી, છતાં દેખે છે, કાળને ગળે છે, આ અદ્ભુત સ્વરૂપવાન કેવી રીતે થયા ? આ વાત તો ઉંડા ભેદવાળી છે તો મારે તે સાંભળવાની ઇચ્છા છે.

ભીષ્મ પિતામહે જણાવ્યું કે એ એક ઐતિહાસીક વાત જણાવું છું તે એ કે, મહત્ તત્વ, અહંકાર અને પાંચ તત્વો એ સાતેના અવતાર રૂપ મરીચી, અત્રિ, અંગીરા, પુલસ્ત્ય, પુલહ, કૃતુ અને વસી એ સાત ઋષિઓ કે જે, ચિત્ર શિખંડી નામથી ઓળખાય છે તે અને આઠમા બ્રહ્મા છે. આ સાત ઋષિઓએ ઘણા વર્ષો સુધી તપ કરી નારાયણ દેવને પ્રસન્ન કર્યા ત્યારે પ્રસન્ન થઇ તેણે સરસ્વતિને આજ્ઞા કરી એટલે તે સાતેના હૃદયમાં વસતાં તેમણે ઇશ્વરનું ઉતમ આરાધન રૂપ પંચરાત્ર નામનું શ્રી નારાયણનું ઉપાસના શાસ્ત્ર રચ્યું કે જે શાસ્ત્ર, ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર તથા તમામ વર્ણ અને આશ્રમને ઉપયોગી થઇ પડે તેવું બનાવ્યું. પછી શ્રી નારાયણ ભગવાને તે ચિત્ર શિખંડી ઋષિઓને જણાવ્યું કે સર્વ શાસ્ત્રોમાં ઉત્તમમાં ઉત્તમ પ્રમાણભુત અને મારા સ્વરૂપને ઓળખાવનાર આ શાસ્ત્ર ગણાશે અને એ શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે આરાધન કરતાં હું તત્કાળ દર્શન આપીશ આ શાસ્ત્ર બૃહસ્પતિ તમારી પાસેથી જાણશે અને પછી તેની પાસેથી એક રાજા કે જે વસુ થશે તે જાણશે અને પછી તેનો પ્રચાર થશે.

આમ કહી, પ્રભુ અંતર્ધ્યાન થયા પછી; તે શાસ્ત્ર, ઋષિઓએ પ્રમાણરૂપ ગણ્યું પછી કાળે કરીને બૃહસ્પતિ, જન્મ્યા ત્યારે, તે

શાસ્ત્ર તેને સમજાવ્યું અને પછી તેણે તેના એક શિષ્ય બનેલા, પરિચર નામના રાજાને જણાવ્યું તે રાજા મહાન ધર્માત્મા હતા, અત્યંત પ્રભુની સેવામાં પરાયણ હતા, કોઈ દીવસ જુઠું બોલતા ન હતા, તેનું પુન્ય અતિશય વધી ગયેલ હતું. ઇન્દ્ર પણ એ રાજાને માન આપતા હતા. તે બૃહસ્પતિને ગુરૂ કરી, તેના ઉપદેશ પ્રમાણે પંચરાત્રનાં સ્તોત્ર પ્રમાણે શ્રી નારાયણની આરાધના કરતા હતા. અને સેવા પૂજન કરતા હતા. એ રાજાએ એક વખત મહાન યજ્ઞ કરવા માંડેલો તેમાં શ્રી નારાયણ દેવને નૈવેદ્ય ધર્યું અને બહુ આરાધના કરી ત્યારે, શ્રી નારાયણ દેવે, તે પરિચર રાજાનેજ દર્શન આપ્યું પણ બીજા કોઈને દર્શન ન થયાં અને નૈવેદ્યનું ભોજન પ્રભુએ કર્યું. તેથી બૃહસ્પતિને દર્શન ન થવાથી તેણે ક્રોધ કર્યો, આથી તે યજ્ઞમાં આવેલ, કણ્વ આદિઋષિઓ અને પ્રજાપતિના પુત્ર એકત, દ્વિત, અને ત્રિત ઋષિઓએ કહ્યું કે, અમો તપ, વ્રત, ઉપવાસ કરીને થાકયા. શ્વેતદ્વીપ સુધી જઇઆવ્યા છતાં અમને દર્શન થયાં નથી. તો એ દેવનાં દર્શન થવાં બહુ દુર્લભ છે એ તો કેવળ ભકિત અને આરાધનથીજ અત્યંત કૃપા થાય, તોજદર્શન આપે છે માટે દર્શન ન થાય તેનો ખેદ કે ક્રોધ ન કરતાં ભકિત કરશો તોજ દર્શન થશે આવાં વચનો કહેવાથી બૃહસ્પતિ શાંત થયા.

તે પરિચર રાજાની એક ભુલને પરિણામે પૃથ્વીના નિચેના ભાગમાં રહેવાનો વખત આવ્યો તે એકે એક સ્થળે દેવો અને ઋષિઓનો વાદ થયો તેમાં યજ્ઞમાં હિંસા નજ કરવી એ મત ઋષિઓનો હતો અને હિંસા કરવી એ મત દેવોનો હતો આ માટે આ પરિચર રાજા પાસે ન્યાય કરાવ્યો તેમાં તેણે દેવનો પક્ષ ખોટી લાલચથી લીધો જેથી તે જુઠાપણાથી ઋષિઓએ શાપ આપ્યો. આમ ફકત હિંસા માટે મત આપવા રૂપ માત્ર વાણીના દોષથીજ અધોગતિ થઇ, તો હિંસા કરનારની કઇ સ્થિતિ થાય તે વિચારવું. અર્થાત્ હિંસા ન કરવી એજ ઉત્તમ પક્ષ છે આ પ્રકારના વાણીના દોષ માત્રથી ખરાબ

સ્થિતિ થયા છતાં તે રાજાએ ભક્તિ ન છોડી અને અખંડ ઉપાસના, સેવા કરવાનું બરાબર રાખેલ હોવાથી તે દોષમાંથી મુક્ત થતાં, શ્રી ભગવાને ગરૂડને આજ્ઞા આપી એટલે ગરૂડે તેને દોષના ખાડામાંથી બહાર કાઢયો અર્થાત્ અધોગતિમાંથી પ્રભુની ભક્તીથી બચાવ થયો અને શ્રેષ્ટ ગતિ પામ્યા.

આવિ રીતે જે પંચરાત્રના આરાધનથી એ રાજાનું કલ્યાણ થયેલ તે પંચરાત્રના મંત્રો પોતાના ગુરૂ શ્રી નરનારાયણ પાસેથી શીખી નારદજી, તે પ્રભુનાં દર્શન કરવા માટે શ્વેત દ્વીપ તરફ ગયા (મન પ્રભુના ઉજ્વલ ધામમય થયું) ત્યાં જઇ પ્રભુનું આરાધન કરવા માંડયું. એટલે અત્યંત પ્રકાશમાન શ્વેત દ્વીપપતિ. (ઉજ્વળ તેજોમય દેવનાં દર્શન નારદે કર્યા અને પછી સ્તુતિ શરૂ કરી કે.

હે લોક શાક્ષી ! દેવના દેવ ! વ્યક્ત અને અવ્યક્તરૂપ આપ અવિકારી પરમ તેજોમય છો, આપ સનકાદિરૂપ છો, બૃહસ્પતિરૂપ છો, ઇન્દ્રરૂપ છો, વાયુરૂપ છો, ગાયત્રી છંદરૂપ છો, યજ્ઞના અંગરૂપ ઉપાસ્ય દેવ છો, આપનું અત્યંત બળ, કોઇથી જાણી શકાય નહિ તેવું છે, આપ યજ્ઞરૂપ છો, પંચ રાત્રના શાસ્ત્રવડે ઓળખાઓ એવા છો, અમૃતરૂપ છો, શાંતિ, તુ'ટી અને પુષ્ટીપ્રદ છો, ઉપનિષદ્દરૂપ છો, વિશ્વ કર્તા છો, વિશ્વ ભર્તા છો, અનાદિ છો, લક્ષ્મિના નિવાસ, વિદ્યાના નિવાસ; કાંતિમય, વિદ્યામય; બુદ્ધિમય; અને પરમ આનંદમય છો. ચિત્ર શિખંડી મુનીરૂપ છો, બ્રાહ્મણપ્રિય છો. હું આપનાં આ દિવ્ય સ્વરૂપનાં દર્શન માટે આવ્યો છું. તે દર્શન આપી મને કૃતાર્થ કર્યો છે.

નારદની આ સ્તુતિથી પ્રભુએ જે દર્શન આપ્યું એ એવું અદ્દભુત હતું કે પુર્ણ ભક્ત વિના તે દર્શનજ કરી શકે નહિં. અને દર્શન થાય તોપણ એ સ્વરૂપને સમજી શકે નહિ. ચંદ્ર, સૂર્ય, અને અગ્નિનો પ્રકાશ પુર્ણ ઝળકતો હતો છતાં તેથી જુદા પ્રકારનું

અદ્દભુત તેજ હતું. કાંઇક સ્ફાટિક જેવું, કાંઇક શ્યામતાવાળું, કાંઇક સુવર્ણ જેવું, વળી અત્યંત પ્રકાશમય, આવું અમાપ, અવર્ણનીય દર્શન, નારદે કર્યું. કે જે કોઇને દર્શન થતાં નથી. હજાર હાથ, બાહુ, ચરણ વગેરે અવયવોનાં દર્શન થાય. વળી માત્ર તેજ જ દેખાય. મુખથી ગાયત્રીનો ઉચ્ચાર સંભળાતો હતો. નારદ મુનીએ ચરણમાં નમન કરતાં શ્રી ભગવાન બોલ્યા કે એકત[1], દ્વિત[2] અને ત્રિત[3] નામના ઋષ્ટિઓ મારા દર્શન કરવાને આવે છે તેને મે દર્શન નથી. આપ્યાં. પણ તમને દર્શન આપ્યાં. તેનું કારણ એ કે તમોએ મારા અવતાર રૂપ નર નારાયણને ગુરૂ કરી તેમની ઉપાસના દ્વારા ભકતીનું સ્વરૂપ જાણી લઇ તે પ્રમાણે તમો ખરા ભકત બન્યા છો અને ત્રણ ગુણથી બહાર નિર્ગુણ સ્વરૂપી છો. આમ જે પૂરા ભકત બને છે તેને જ હું દર્શન આપું છું.

જે સ્વરૂપ તમે જોયું તે સ્વરૂપને વાસુદેવ કહે છે. એ સર્વના અંતરાત્મા સાક્ષીભુત છે. અને તેજ દેવ માયાને આધીન થઇ, જીવરૂપ બની શરીરમાં પ્રવેશ કરે છે. માટે તે શેષ અર્થાત્ સંકર્ષણરૂપે ઓળખાય છે. અને તે જીવ ધારણા ધ્યાન અને ભકતીના યોગે સનત્કુમાર ( જીવનમુકત ) બને છે, એ જીવના મન નામના તત્વ કે જે, સંકલ્પ વિકલ્પ વગેરે સૃષ્ટીના બંધનો છુટવાના સાધનભુત બને છે તે મનને પ્રદ્યુમ્ન એવુ સ્વરૂપ જાણવું અને તેનાથી આગળ વધી મોહ પમાડનાર, પારકું પોતાનું ભાન કરનાર જે અહંકાર છે. તેને અનિરૂદ્ધ સ્વરૂપ જાણવું. આ વાસુદેવ ( પરબ્રહ્મ ) સંકર્ષણ ( જીવ ) પ્રદ્યુમ્ન ( મન ) અનિરૂદ્ધ ( અહંકાર ) એ ચાર મળીને મારૂં ચતુર્વ્યુહ સ્વરૂપ છે અર્થાત્ એજ વાસુદેવ, જીવ સ્વરૂપે સંકર્ષણ બને છે. મન સ્વરૂપે પદ્યમ્ન બને છે અને અહંકાર રૂપે અનિરૂદ્ધ બને છે તેમાં ત્રણ સગુણ સ્વરૂપો છે અને વાસુદેવ ( પરબ્રહ્મ ) રૂપ

---

૧ સત્વગુણી ૨ સત્વને ર જેગુણ એ બે ગુણવાળા ૩ સત્વરજ અને તમ એ ત્રણ ગુણવાળા.

જે સ્વરૂપ છે તે નિર્ગુણ છતાં સગુણરૂપે તમારા જેવા શ્રેષ્ટ ભકતોનેજ દર્શન આપે છે. મને આ રૂપે જોવાથી હું દષ્ટિથી જોવાઇ શકુ છું એમ માની નથી પણ દષ્ટી બહારની વાત છે. મારી ઇચ્છા પ્રમાણે દષ્ટીમાં આવું. અને પાછો ન પણ દેખાઉ. તું પોતે મારૂં જે રૂપ જુવે છે તે મારી માયાને લીધેજ જોઇ શકે છે. અર્થાત્ માયા શિવાય બ્રહ્મના દર્શન થાયજ નહિં. મારી પાસે અગીયાર રૂદ્રોને તું જો, તથા અશ્વિનિ કુમારો છ ઐશ્વર્ય ને મુર્તિમાન તું જો, અને મારી પાસેજ રહેલ લક્ષ્મીને જો, મારે વિશે રહેલ સમુદ્ર, સરોવર, નદિઓ, સૂર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વી, જળ, તેજ, વાયુ, ઇંદ્ર, વગેરે દેવો, વસુઓ એ બધું જોવા માટે મેં તને દિવ્ય ચક્ષુ આપી છે માટે જોઇલે. ઓ પ્રવિત્રાત્મા નારદ ! આ જે સ્વરૂપો તું જુએ છે તે પરથી તારે જગતમાં પવિત્ર કર્મ ઉપાસનાનો ઉપદેશ આપી, જે આવી ઉપાસના ( ભકતી ) કરે તેને જરૂર આવાં મારાં વિશ્વરૂપ દર્શન થાય. એવું જગતને ભાન કરાવજે. હું વરાહ ( ઉત્તમ યજ્ઞસ્વરૂપ ) અની અભિમાનના સમુદ્રમાં ડુબતી પ્રથ્વીનો જ્ઞાનમય બની અજ્ઞાન રૂપ હિરણ્યાક્ષનો નાશ કરી ઉદ્ધાર કરૂં છું. વળી ધર્મરૂપ પરમ-તત્વનો નાશ કરનાર હિરણ્યકશિપુને નૃસિંહરૂપે હણું છું.

બાર આદિત્ય સ્વરૂપ પરમ તેજસ્વી વામનરૂપે દાનરૂપ વિવેક કરનાર છતાં વિવેકને ભલનાર બલિરાજાને શાસન કરૂં છું. એમજ પરશુરામને રામરૂપ લઉં છું અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે કૃષ્ણ અને અર્જુનરૂપ ( નરનારાયણ ) અવતાર લઇ પૃથ્વીનો ભાર ઉતારનાર હુંજ છું. આવી રીતે નારદને સદ્બોધ આપી પ્રભુ અંત-ર્ધ્યાન થઇ ગયા.

નારદજી પણ આ સ બોધ સાભળી તથા મહાતેજ સ્વરૂપ દર્શન કરવાથી બહુ સંતુષ્ટથતા બદ્રીકાશ્રમમાં ગયા. આવી રીતે આ ચાર વેદ અને સાંખ્ય તથા યોગ સ્વરૂપ આ પંચરાત્ર નામનું વર્ણન તેમણે સાંભળ્યું આને નારદ પંચરાત્ર કહે છે આ મહાન ઉપનિષદ

બ્રહ્મા વગેરે સર્વે દેવોએ સાંભળ્યું. અને પછી જગતમાં પ્રસિદ્ધ થયું. આ સર્વ શાસ્ત્રમાં સારમાં સારરૂપ ઉત્તમ આખ્યાન કહ્યું એ જે સાંભળે તેને શ્રી નારાયણનાં દર્શન થાય અને મોક્ષ પદવી મળે આ આખ્યાનનો નિત્ય પાઠ કરે તે સંસારના બંધનથી છુટો થઇ ઉત્તમ ગતિને પામે અને જેની જે ઇચ્છા હોય તે ઇચ્છા ફળી ભુત થાય.

હે યુધિષ્ઠિર ! આનો તારે નિત્ય પાઠ કરવો અને એ નારાયણનું પૂજન કરવું. જે તમારા બંધુરૂપ છે અર્જુનના સખા છે તેજ એ નારાયણનો અવતાર છે માટે તેની સેવા કરવામાં ભૂલ ન કરવી એ મારી ખાસ ભલામણ છે.

દીવસ પુરો થતાં દાદાની રજા લેતા પહેલાં અર્જુનને ભક્તિ રસમય ભજન ગાવાની આજ્ઞા થતાં તેણે શરૂઆત કરી.

### ત્રોટિક. છંદ.

નારાયણ રખવાલ અમારો જખમારે સહુ જગત ભિચારૂં. નારા. ટે.
સૂર્ય ચંદ્ર મંગળ બુધ ભાર્ગવ શની રાહુનું જોર ઘણું રે;
એક કૃપાધન હોય સહાયક તો સઘળાને તુચ્છ ગણું રે. નારાય.
વિવિધદશાના વિપરીત યોગે શિરપર કષ્ટ પડે કદી ભારી;
શ્યામ ચરણમાં લીન થવાથી આખર રક્ષક થાય મુરારી. નારા.
કોપ કરે કદી ભૂપ મહાત્યમ શત્રુ ભયંકર ઘાત કરે રે;
હોય કૃપા કદી શ્રી ગિરિધરની તો ભલે જગત બધું વિફરે રે નારા.
હોય મહા બળવાન જગતમાં પ્રભુ આગળ તે છેક ભિચારો;
દામોદર નથી પ્રભુથી બળિયું એ ચરણો મહિં લીન થનારો. નારાય.
ભજન પૂરૂં થતાં રજા લઇ સર્વે પધાર્યા.

---

## દિવસ સાતમો.

### અનુશાસન

પ્રાતઃકાળ થતા પાચે પાંડવો શ્રીકૃષ્ણ પ્રભુની સાથે દાદાશ્રીની પાસે પધાર્યા. કુશળ પ્રશ્ન પુછી બેઠા સર્વે ઋષિમંડળ તથા અન્ય રાજાઓ પણ આવ્યા ને બેઠા. અર્જુનને આજ્ઞા થતાં ભજન શરૂ કર્યું.

### આશાવરી.

આપો તો પ્રભુ પૂરણ આપો;
અપૂર્ણ આપ્યું નથી કામનું કાપોતો દુઃખ પૂરાં કાપો. આપો.
અડુનપણું આપીને મુજને નિડર કરો તો એવો કરજો,.
પ્રહ્લાદની સમ બળતા દવમા પડતા નિડર પણું ઉર ધરજો. આપો.
સ્નેહ ભકિત રસ અ તર ભરિને પ્રહ્લાદ સમ અમીરસે સિંજાવો,
આણર આ બ્રમ્હાડ થંભને ફોડીને પ્રભુ વ્હારે આવો આપો.
કામી આપ બનાવોતો પ્રભુ શુદ્ધ કામ અમ હૃદય જગાવો,
વૃજજન સમ ઘર કામ તજાવી, આપ ચરણમા લીન કરાવો. આપો.
ભકત સુદામા સમ ગણી મુજને આપોતો અઢળક ધન આપો,
આ દુનિયાની ગરજ તજાવી ભવના સંકટ સઘળા કાપો આપો.
અર્જુન સમ મુજ સખા બની હરિ આ મુજ રથ[1]નું રક્ષણ કરજો,
ઇન્દ્રિય હયની લગામ ગ્રહીને વિપરિત ગતિ તેની પરહરજો. આપો.
અવર કશાની ગરજ ન મારે અંતરમા નિજ ચરણ ધરાવો,
એક ચરણ રજની છે આશા દામોદર પરિપુર્ણ કરાવો. આપો.

ભજન પુરૂ થતા ધર્મ રાજાએ દાદાને પુછયું દાદા ! ! ગૃહસ્થા શ્રમીનું મુખ્ય કર્તવ્ય શું ? કે જે કરવાથી શ્રી પ્રભુ પ્રસન્ન રહે.

આ પ્રશ્નના ઉત્તરમા જણાવ્યુ કે કોઇ પણ આપણે ઘેર પધારે તેનો મીઠાં વચનથી, તનથી, મનથી, અને ધનથી, હરેક રીતે સત્કાર કરવો અને ન્યાયને રસ્તે સેવા કરતા, આવનારને સંતોષ

---

[1] દેહરૂપીરથ

મળે તેમ કરવું. અર્થાત્ અતિથિનો કોઈપણ પ્રકારે સત્કાર કરી તેને સંતોષ આપવો એ ગૃહસ્થાશ્રમીનો મુખ્ય ધર્મ છે આમાટે એક વ્યાખ્યાન કહું છું.

સુદર્શન નામનો એક મહાન તપસ્વી રાજા હતો અને તેને ઓઘવતી નામની સ્ત્રી હતી. તે હમેશાં જંગલમાં વસતો અને અતિથિની સેવા કરવી, એજ મહાન ઇશ્વર પૂજન છે. એમ ગણતો અને પોતાની સ્ત્રીને જણાવેલ કે આપણે ત્યાં જે કોઇ પધારે અને એ જે માગે તે આપીને સંતોષ કરીશ તોજ તારૂં પતિવૃતાપણું સફળ થશે અને તોજ પ્રભુ સંતુષ્ટ થશે અને મૃત્યુને જીતિશ.

આવી રીતે અતિથિ સત્કાર કરવો એજ મોટું વૃત એજ ઇશ્વર સેવા અને એજ તપ. અર્થાત્ સર્વ પ્રકારનાં પુન્ય એ એકજ કર્તવ્યથી મળે છે એવી તેને દઢતા તે કામમાં હતી. આવી દઢતા વાળા આ રાજાએ મૃત્યુને જીતી લીધું હતું. તેથી કાંઇ પણ ભુલની રાહ જોઇ મૃત્યુ કાળદંડ લઇ તે પાછળ જ ફરતું હતું પણ તેના અતિથિની તનમનથી મહાન કરેલ સેવાના મહાન તેજથી તેને બાધ કરી શકતું ન હતું.

એક દીવસે તે રાજા તેની સ્ત્રીને અતિથિ સેવા કરવાની ભલામણ કરી જંગલમાં ગયો. તેવામાં પાછળથી કોઇ બ્રાહ્મણ તેને ત્યાં આવ્યો પતિની આજ્ઞાથી ઓઘવતી સ્ત્રીએ તે અતિથિને ઘરમાં પધરાવી શાસ્ત્રવિધિ પ્રમાણે જેમ દેવની પૂજા કરે તેવી રીતે પૂજા કરી, ચરણ ધોયા અને ચરણનું જળ પોતે પીધું. પછી નૈવેદ્ય ધરી, આરતી ઉતારી પુષ્પાંજલી અર્પણ કરી ચરણમાં દંડવત પ્રણામ કરી બે હાથ જોડી વિનતી કરી કે મહારાજ! હવે શી આજ્ઞા છે? આપની શી સેવા કરૂ?

ત્યારે તે બ્રાહ્મણે કહ્યું મારે તારી અંગ સેવા જોઇએ છીએ, તે સ્ત્રીએ શુદ્ધ હૃદયથી अतिथिः पुरुषोत्तम અતિથિ એ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ઇશ્વરજ છે અને તે જે કહે તે પ્રકારની સેવા કરવી એમાં જરા પણ દોષ ન ગણવો એવી પોતાના પતિની આજ્ઞા હોવાથી તેણે

જે કહ્યું તે કબૂલ કર્યું અને નમ્રતા પૂર્વક જણાવ્યું કે કૃપાળુ મહારાજ ! હું આપ બ્રાહ્મણ છો એમ નથી માનતી પણ શ્રી હરિ છો એમ માનું છું અને તેથી આપના સમાગમથી હું મહાન પવિત્ર જ બની જવાની, એવાં મારાં ભાગ્ય કયાંથી કે મને પ્રભુનો સમાગમ થાય. હું આપની સેવાથી આ લોકને જીતિ અને સત્ય લોકને પણ જીતવાથી ભાગ્યશાળી બનીશ. આજ મારે મંગળ દીવસ છે. આજ મારા જીવનનો ઉદય થયો અર્થાત્ મારૂં મનુષ્ય શરીર પરમ તેજમય અને પવિત્રના સમાગમથી પવિત્ર થવાનો સમય આવ્યો. મારાં મોટાં ભાગ્ય. આમ કહેવાથી તે બ્રાહ્મણ તેના શરીરને સ્પર્શ કરે છે. ઘરમાં બન્ને જણાંજ છે. જરા પણ દોષની શંકા જ નથી પણ સ્પર્શ થતાંની સાથે જ અતિશય આનંદ, અતિશય તેજ, અતિશય બળ, અને દિવ્ય શકિત તે સ્ત્રીમાં આવી. એવામાં તેના પતિ પધાર્યા પણ આ બ્રાહ્મણની સેવામાં તત્પર રહેલી તે સ્ત્રી પતિની સામે જઇ ન શકી. ત્યારે તેની પાસે આવી પતિ કહે છે. કે આ શું ! ! ! હું તારામાં આજ અતિશય તેજ દેખું છું. તારી પાસે મુર્તિમાન દિવ્ય પુરૂષને જોઉં છું તને જોઇ મને અત્યંત આનંદ આવે છે, અતિથિ વ્રત જે આજ સુધી તેં પાળેલ છે તે તારૂં આજ સફળ થયું; એમ હું જોઉ છું. તારા તપનું, વ્રતનું અને અતિથિની સેવાનું તેજ અત્યંત તારામા આજ ઝળકી રહ્યું છે. આજ હું તને મનુષ્ય શરીરવાળી નથી દેખતો પણ તારૂં શરીર દિવ્ય, પ્રફુલ્લિત અને શ્રી કૃષ્ણ રૂપ બન્યું છે એવુંજ દેખું છું. તારા મહાન તેજથી મારી આંખ મિંચાઇ જાય છે. અને તેં પવિત્ર અતિથિ પૂજન અને સેવા કરી આજ મારૂં જીવન પણ સફળ કર્યું એમ હું માનું છું, તારી પાસે કોઇ મહાન દેવ ઉભા છે પણ તે કોણ છે ! એહું જાણી શકતો નથી. પણ તેણેજ તારૂં શરીર દિવ્ય અને પવિત્ર કર્યું છે. ઓ પ્રભુ ! આપે મારી સ્ત્રી, મારૂં ઘર અને મારૂં જીવન, પાવન કરેલ છે માટે હું પ્રણામ કરૂં છું. મને ભાન કરાવો કે આપ દેખાવમાંતો

બ્રાહ્મણુ લાગો છો. પણુ આટલો પ્રકાશ, દેવનો જ હોય. બ્રાહ્મણે જવાબ આપ્યો, હું પ્રત્યક્ષ ધર્મ છું. તારી સ્રીનો સ્પર્શ ધર્મજ કરી શકે એ તું નકી સમજજે, તારી સ્રી ના પતિવૃતા'ના તેજથી અને શુદ્ધ આચરણુથી તેમજ અતિથી પૂજનના પરમ પૂન્યથી અધર્મ તો બળીને ભસ્મજ થઇ જાય. અર્થાત્ હું બ્રાહ્મણનું રૂપધરીને આવ્યો છતાં નિર્દોષ ભાવથી અને શુદ્ધ ભાવનાથી મને શ્રીહરિજ ગણીને જે મારી પૂજા કરી અને જે મારો સ્પર્શ કર્યો એ મારા (ધર્મના) સત્કારથીજ તેનું આવું દિવ્ય સ્વરૂપ થયું છે. જો મારો સ્પર્શ કરતાં જરાપણુ શંકા કરી હત તો તેને બે જાતના દોષ લાગત એકતો ધર્મનો તિરસ્કાર કરવો તે, તથા અતિથિને નિરાશ કરવો: એ બે પાપથી કરેલાં પન્ય માત્ર નાશ પામત.

अतिथि र्यत्र भग्ना शो गृहात्प्रतिनिवर्तते
सतस्मै दुष्करदत्वा पूण्य मादाय गच्छति

ઘેર આવેલ અતિથિ નિરાશ થઇ પાછો જાય તો તે ઘરનાં પૂન્યં લેતો જાય છે અને પાપ મુકતો જાય છે. આમ કહી તે શ્રાધવતી સ્રીને કહ્યું કે બહેન ! ધર્મની બહુ વિચિત્રતા છે, દુનિયાની દ્રષ્ટીએ જે વિચિત્ર દેખાય તેમા સૌને બહુ વિચારવાનુ રહે છે અને તે-પણ વિચારીનેજ કરવું, નહિં તો અર્થનો, અનર્થ થાય. તમે તો મારી પવિત્ર ભાવના સેવાથી કરી અને જે ધર્મ સ્વરૂપ હોય તે તો ધર્મનો માર્ગજ બતાવે પણ મારે કહેવાનુ એકે જે ધર્મકાર્ય અધર્મરૂપ આપણુને લાગે તો તે દુનિયાનો પણુ પૂરો વિચાર કરીને ન્યાયથી કરવું એજ બુદ્ધિવાનનું કામ છે. અને આવી શંકાશીલ વાતમાં તમે મારા ધર્મના સ્વરૂપને ઓળખ્યું એજ તમારી બુદ્ધિ કુશલતા માટે હું આશીષ આપું છું અને જણાવું છું કે, તમો બન્ને એ અતિથિ પૃજન પવિત્ર કામ અને શુદ્ધ આચરણુથી-મને (ધર્મને)

જીત્યો છે.અને મને જીત્યો એટલે જગતને જીત્યું. તથા મૃત્યુને પણ જીત્યું એમ સમજવું આમ કહી એ ચાલ્યા ગયા. અર્થાત્ અતિથિ સત્કાર કરી જગતની સેવા કરવી એજ ગૃહસ્થનો મુખ્ય ધર્મ છે.

ધર્મરાજાએ પછ્યું કે, ઉદ્યોગ અને પ્રારબ્ધ એ બેમાં શ્રેષ્ટ કોણ?

ભીષ્મ દાદાએ કહ્યું કે કોઇ પણ બીજને વાવવાની જરૂર છે તે વિના ઉગતુંજ નથી, તો વાવવામાટે ક્ષેત્ર અને બીજ એ બેયના સમાગમની જરૂર છે તો ઉદ્યોગ એ ક્ષેત્ર છે અને પ્રારબ્ધ એ બીજ છે તો ઉદ્યોગરૂપ ક્ષેત્રમાં જેવું પ્રારબ્ધરૂપ બીજ વાવ્યું હશે તેવું ઉગશે પણ મુખ્ય તો તેમાં ક્ષેત્ર સારૂં હોવું જોઇએ. તોજ ઉગે, તો ઉદ્યોગ રૂપ ક્ષેત્ર સારૂં હશે તોજ પ્રારબ્ધરૂપ બીજ સારૂં ઉગશે. ઉદ્યોગી મનુષ્યજ સિદ્ધિ મેળવી શકે છે. એકલા પ્રારબ્ધને આધીન રહી બેસી રહેનાર કદી સિદ્ધિ મેળવી શકતો નથી. ધર્મરાજાએ પૃછયું કે જગતમાં પૂજ્ય કોણ? આના જવાબમાં ધર્મરાજાને જણાવ્યું કે હું બ્રાહ્મણને ગુરૂજ માનું છું. બ્રાહ્મણ નાની ઉમરનો હોય, અને ક્ષત્રી વૃદ્ધ હોય તો પણ તેણે બ્રાહ્મણને મોટો ગણી નમવું. ક્ષત્રીઓમાં જે તેજ છે, બળ છે, એ સર્વ બ્રાહ્મણના પજનથી જ દીપી નીકળે છે. બ્રાહ્મણ ક્રોધ કરે છતાં ક્ષત્રીએ તેને નમવુંજ અને સેવા કરવી એ તેનું કર્તવ્ય છે. બ્રાહ્મણ પધારે કે તર્તજ ઉભાં થઇ તેને આદર સત્કાર કરવો અને વિધિ પ્રમાણે તેનું પજન કરવું તેથી ઇશ્વરનુજ પૂજન કર્યું એમ સમજવું. આર્થાત બ્રાહ્મણો મુર્તિમાન દેવ. વિષ્ણુજ છે જેથી તેને શાસ્રમાં ભૂદેવ કહે છે. બ્રાહ્મણને આપીશ એમ કહીને પછી ન આપે તે નર્કમાંજ પડે છે.

ધર્મરાજાએ પૂછ્યું કે શંકરનું મહાત્મ્ય મને કહો. ત્યારે ભીષ્મ દાદાએ કહ્યું કે એ મારા કરતાં શ્રીકૃષ્ણ ભગવાન ઠીક કહેશે માટે હું પ્રભુને વિનંતિ કરૂં છું.

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા કે રુકિમણીજીને પુત્ર થવાથી પોતાને પુત્ર થવાની ઇચ્છાથી જાંબવતીએ મને સવિનય જણાવ્યું કે આપ શંકરની ઉપાસના કરશો તો અનેક લાભ થશે માટે મારી વિનતિ સ્વિકારી આરાધન કરવા પધારો આ વચન સાંભળી તેને સંતોષ કરવા અને મારી પણ અંતઃકરણની ઇચ્છાથી હું કૈલાસ પર્વત ( હિમાલય તરફ ) ગયો ત્યાં પર્વતોની શોભાથી હું બહુ સંતુષ્ટ થયો. અનેક સુગંધી, વેલ વાળાં વૃક્ષોની વચમાં એક પર્ણકુટી જોઇ, હું તે પર્ણકુટીમાં ગયો ત્યાં ઉપમન્યુ, ઋષિનાં દર્શન કર્યાં તેમને મારી શંકરની આરાધન કરવાની વાત કરી એટલે તેણે મને જણાવ્યું કે અનેક તપ અને વ્રતના પ્રભાવથી મને મહા મુશ્કેલીએ દર્શન થયાં છે. પણ આપને તો છ માસની અંદરજ હું કહું તેમ આરાધાન કરશો તો દર્શન થશે. આમ કહી તેની ઉપાસનાની વિધિ બતાવી એટલે તે પ્રમાણે ત્યાંજ રહી મેં આરાધના કરવા માડી. પછી મહાતેજ સ્વરૂપ શંકરે પાર્વતીજી સાથે મને દર્શન આપ્યાં અને આઠ વરદાન આપ્યા. જેમાં સાંબ નામનો પુત્ર તેમના વરદાનથીજ મને જાંબવતી થકી થયો અને બીજા હજારો પુત્ર, પિતા વિશે ભક્તિ, સગામા પ્રેમ, અને અતિથિ વિશે ભાવના, શુદ્ધ ધર્મમા પ્રેમ વગેરે વરદાન આપ્યા અને તેવીજ રીતે આઠ વરદાન પાર્વતીએ આપ્યા કે સોળે હજાર સ્ત્રીઓને સંતાનો થશે અને તમારી સ્ત્રીઓની મારે વિશે શુદ્ધ પ્રેમ ભાવના રહેશે. આ વરદાન આપી શંકર પધાર્યા. એ શંકરનો મહિમાનો કોઇ પાર નથી. જેનામાં દવી સત્તા છે તેજ ઓળખે છે અને દર્શન કરી શકે છે.

ઉપમન્યુની રજા લઇ વરદાન મેળવી હું શ્રી દ્વારકાં ગયો. આ આખ્યાન જેસાંભળે તેને શંકરને વિશે પરમ ભાવ થાય.

———

## અષ્ટાવક્રાખ્યાન.

ધર્મ રાજાએ પૂછયું દાદા ! સ્ત્રીને સહધર્મિણી કહે છે તે કઇ રીતે કહેવાય ? અથવા કઇ રીતે બને ? ધર્મ રાજાને આના જવાબમાં ભીષ્મ દાદાએ જણાવ્યું કે આ માટે સદ્બોધ આપનારો એક ઇતિહાસ કહું છું. અષ્ટાવક્ર નામના ઋષિને લગ્ન કરવાની ઇચ્છા થતાં વદાન્ય ઋષિપાસે ગયા અને એની અત્યંત રૂપવાળી કન્યાને પરણવાની પોતાની ઇચ્છા જણાવતાં તે ઋષિએ કહ્યું કે, હું મારી કન્યા આપને ખુશીથી પરણાવીશ. પરંતુ આપ એક વખત હિમાલયની ઉત્તર દિશામા જઇને ત્યાં એક વૃદ્ધ સ્ત્રી તમને મળશે તેને મળીને પછી પધારો એટલે પરણાવીશ.

અષ્ટાવક્ર ઋષિ વદાન્ય ઋષિના કહેવા પ્રમાણે તે હિમાલય પર્વત તરફ ઉત્તર દિશામાં ગયા અનેક દેવોનાં દર્શન કરતાં આગળ જતાં નંદનવન અને, સુંદર દૈવી વૃક્ષોની શોભા જોવામાં આવી. ત્યાં એક સુંદર ભવન જોયું તેની શોભા અતિશય હતી. આ ઋષિ તેમાં ગયા. ત્યાં તેણે આઠ સ્ત્રીઓ જોઇ અને તે સર્વે તેની પાસે આવી ઋષિની સેવા કરવા લાગી. સંપૂર્ણ પજન કર્યા પછી સાત સ્ત્રીઓ ચાલી ગઇ અને એક વૃદ્ધ સ્ત્રી તેની પાસે રહી. રાત પડી ગઇ ઋષિને પલંગમાં સુવાડી તે સ્ત્રી તેના ચરણ દાબવા લાગી અને અનેક રીતે લોભાવી, કહેવા લાગી કે મહારાજ ! પ્રમવશ અને કામ વશ થયેલી સ્ત્રીને સતોષ આપવો એ આપ જેવા દયાળુ પુરૂષને યોગ્ય છે, માટે મારી વાસના શાંતિ કરો. ત્યારે અષ્ટાવક્ર ઋષિએ જણાવ્યું કે હું પર સ્ત્રીનો સ્પર્શ નથી કરતો, માટે ક્ષમા કરો તેનાં એ વચન સાંભળીને તેને વધારે લોભાવવાનો યત્ન કર્યો. સારાં ભોજન તૈયાર કરી, તેને જમાડયા અને પછી નવયૌવન રૂપ ધારણ કરી તેજ સ્ત્રી ઋષિજીને વિનય પૂર્વક કહેવા લાગી કે હું કુંવારી છું.

---

૧ ઉપમન્યુએ શ્રી કૃષ્ણને શંકરના હજાર નામ કહેલ છે જે ભારત અનુશાસન પર્વના સત્તરમા અધ્યાયમાં છે.

અને મને વાસના ઘણી છે, માટે મારા પતિ થાઓ અને મને સંતોષ આપો. આમ અનેક હાવભાવ કરીને ઘણી રીતે લલચાવી, કહેવા લાગી, ત્યારે પણ ઋષિએ એજ જવાબ આપ્યો કે હું પર સ્ત્રીને સ્પર્શ કરતોજ નથી. આખી રાત્રી આમ સ્ત્રીની વાતમાં કાઢી. પછી સવાર થતાં સ્નાન કરી સંધ્યાવંદન કરીને વિનંતિ કરનાર તે સ્ત્રીને પ્રણામ કરી જણાવ્યું કે આપ કૃપા કરી મને રજા આપો એટલે હું જાઉં, ત્યારે સ્ત્રીએ જણાવ્યું કે મહારાજ આપને અનેક રીતે લલચાવ્યા છતાં આપ મોહ પાશમાં ફસાયા નહિં માટે તમે જગતને જીત્યું છે તમને વદાન્ય ઋષિએ જે આંહીં મોકલ્યા તે સ્ત્રીના સ્વભાવની પરિક્ષા કરવા અને મોહ પાશમાં ફસાઓ છો કે નહિં તે જાણવા માટેજ મોકલ્યા છે. હું સ્ત્રી નથી પણ સ્ત્રી રૂપ ધારણ કરનારી ઉત્તર દિશા છું અને મારી સાથે બીજી સાત સ્ત્રીઓ હતી તે પણ સાત દિશા હતી અને આપને મોહ પમાડવા માટેજ જુદાં જુદાં વૃદ્ધના ને યુવતીનાં રૂપ મેજ લીધેલ હતાં પણ તે મારા વિચિત્ર રૂપમાં આપ ન ફસાયા માટે આપ હવે વદાન્ય ઋષિની પુત્રીને વરવાને યોગ્ય થયા છો માટે પધારો અને આપનું શ્રેય થશે આપનાં અંગ વાંકાં છે માટે અહિંથી આગળ જતાં જે એક નદી આવે તેમાં સ્નાન કરતાં, આપનાં અંગો સરખાં થઇ જશે અને પછી તે નદીનું સમંગા નામ પડશે. ઋષિજી આ વાત સાંભળી ચાલતા થયા અને રસ્તામાં જે નદી આવી તેમાં સ્નાન કરતાં તેમના શરીરનો જે ભાગ વાંકો હતો તે સિધો થયો પછી વદાન્ય ઋષિ પાસે આવ્યા અને બનેલ હકીકત કહી. ત્યારે તે ઋષિએ પણ પોતાના યોગબળથી તે જાણી લીધેલ હતું અને તેમના જીતેન્દ્રિય પણાથી સંતોષ પામી અને

૧ કોઇ પાણીનો એવો ગુણ હોય છે કે તેમા નહાવાથી વાયુથી શરીરના રોગો મટે છે ગુજરાતમાં ઉનાઇનું પાણી તેવું ગણાય છે અને કાઠીઆવાડમાં તુળશીશ્યામનું ગણાય છે.

સ્ત્રીના સ્વભાવનું ભાન કરાવી, પછી પોતાની પુત્રી તેની સાથે પરણાવી. ભિષ્મ પિતામહ કહેવા લાગ્યા કે આમ સ્ત્રીઓ એ ઘરની શોભારૂપ છે, ઉત્તમ છે પરંતુ તેના રૂપને લીધે તેને સાચવવામાં બહુ કષ્ટ કેટલીક વખતે નડે છે. આ વિશે એક ઇતિહાસ કહું છું. દેવશર્મા નામના એક મહાન તેજસ્વી ઋષિ હતા. તેના અનેક શિષ્યોમાં વિપુલ નામનો શિષ્ય મહાન વિદ્વાન ધર્મ પરાયણ અને અત્યંત બુદ્ધિશાળી હતો. તે દેવશર્માની રૂચી નામની સ્ત્રી મહાન રૂપવંતી અને જુવાન હતી તે સ્ત્રીમાં ઇન્દ્ર જેવા દેવ પણ મોહ પામી તેની પાછળ ભટકતા હતા. એક વખતે તે ઋષિને યજ્ઞના કામ માટે જવાની જરૂર પડી ત્યારે તેની રૂપવંતી સ્ત્રીની ચિંતા થઈ કે આ સ્ત્રી એકલી રહેશે તો જરૂર કોઇ અનાચારી કરશે. સ્ત્રીઓ પોતે જો કે શુદ્ધ રહેવાનેજ ઇચ્છે પણ તે ઓચિંતી ફસાઇ જાય, અને કોઇ સહાયક ન હોય ત્યારે શું કરે ? નિરૂપાયે તેમની દુર્દશા થાય છે. એ માટે તેને માટે યોગ્ય રક્ષકની જરૂર છે તો મારી સ્ત્રીનું રક્ષણ કરનાર વિપુલ નામનો મારો શિષ્ય યોગ્ય મને લાગે છે એમ વિચાર કરી તે શિષ્યને બોલાવી પોતાની સ્ત્રીનું રક્ષણ કરવાની ભલામણ કરી. અને ઋષિજી ગયા.

વિપુલ ઋષિએ તે ગુરૂ પત્નીનું રક્ષણ કરવા માટે યોગ સાધનાથી તેના શરીરમાંજ પ્રવેશ કરી, તેનું મન અને બુદ્ધિને રોકી રાખ્યાં. તેવામાં ઇન્દ્ર એના રૂપથી મોહ પામી તેની યાચના કરવા લાગ્યા. પણ વિપુલ ઋષિના રોકવાના પ્રયોગથી તે સ્ત્રી ચલાયમાન ન થઇ. અને ઇન્દ્રને જણાવ્યું કે મારે તારૂં કામ નથી. જા. પછી ઇન્દ્ર શરમાઇને ચાલતો થયો. અને જાણ્યું કે તેનું અ તરમા પેશીને વિપુલ મુનીએ રક્ષણ કરેલ છે. આમ કરીને ગુરૂપત્નીને વાસનામાંથી બચાવી. ત્યાં ગુરૂ પધાર્યા. અને બચાવવા સંબંધી વાત ગુરૂને નિવેદન કરી એટલે ગુરૂજી બહુજ સંતુષ્ટ થયા. પછી એક વખત ગુરૂએ દૈવી પુષ્પો લેવાને તેજ શિષ્યને વનમાં મોકલ્યો ત્યાં એક સ્ત્રીને પુરૂષ વાદ કરતાં બોલ્યાં કે હું જુઠ્ઠું કહું તો વિપુલ નામના ઋષિએ જે મહા પાપ

કર્યું છે તે હું ભોગવું. પછી ત્યાંથી આગળ જતાં છ પુરૂષો જુગાર રમતા હતા. તેમાંથી પણ એક, રમતાં રમતાં બોલ્યો કે આ જુગારમાં હું જુઠું, બોલતો હોઉં તો વિપુલ ઋષિએ જે મહાન અઘોર પાપ કરેલ છે તે હું ભોગવું. આ વાત સાંભળી આશ્ચર્ય પામી પુષ્પ લઇ, વિપુલ ઋષિએ, ગુરૂ પાસે આવી ધડકતી છાતીએ ગભરાતાં ગભરાતાં જે વાત પોતે સાંભળી તે કહી સંભળાવી, ગુરૂના ચરણમાં પડી વિનતિ કરી કે આ શું ? એ બે કોણ અને છ કોણ અને મારાં પાપ શું ? ત્યારે ગુરૂજીએ શિષ્યનું ભલું કરવા માટે જણાવ્યું કે, જે બે, સ્ત્રીપુરૂષ હતાં તે રાત્રીને દીવસ હતાં અને જે છ પુરૂષો, જુગાર ખેલતા હતા. તે સંસારની બાજી ખેલનાર છ ઋતુ રૂપ પુરૂષો હતા. અને તેણે જે તારૂં પાપ જણાવ્યું તે એ કે, તેં મારી સ્ત્રી (ગુરૂપત્ની) નું રક્ષણ કર્યું તે તો બરાબર છે પણ તેના શરીરમાં પેસવા રૂપ સ્ત્રીનો (ગુરૂ પત્ની) નો સ્પર્શ કર્યો એ મહાપાપ કર્યું અને તેમા પણ જો કે તેં તો, બાળક માતાનો સ્પર્શ કરે તેવી રીતેજ સ્પર્શ કર્યો છે જેથી તું ખરૂં જોતાં, દોષ વાળો નથી. પરંતુ મને બધી વાત કહી તેમાં તેના શરીરમાં પેસવાની વાત મને ન કહેતાં છાની રાખી એજ તેં મહાન પાપ કર્યું પરંતુ આજ મારી પાસે આવી ચરણમાં પડયો એટલે હવે એ પાપમાંથી હું તને છટો કરૂં છું. અને તારા જેવો કોઇ પવિત્ર નથી માટે જા હવે તારો નરકમાંથી ઉદ્ધાર થયો છે અને કલ્યાણ ને પામીશ આ પ્રમાણે ગુરૂના કહેવાથી શાંતી થઇ પછી નમન કરી ને ગયો અને છેવટ ઉત્તમ ગતિ તેની થઇ આવી રીતે સ્ત્રીને સાચવવી એ ઘણી વખત કષ્ટ રૂપ થઇ પડે છે.

श्रियपत्नास्त्रियो नाम सत्कार्या भूतिमिच्छता
पालितानिगृहीताच्च श्री स्त्री भवति भारत

સ્ત્રીઓ માત્ર પ્રત્યક્ષ લક્ષ્મીરૂપ છે માટે સુખ અને સમૃદ્ધિની આશા રાખનાર પુરૂષ જો તેનું પાલન કરે અને સત્કાર કરે તથા તેને સંતુષ્ટ રાખે તો તે સ્ત્રીજ શ્રી લક્ષ્મીરૂપ બને (ઘરની શોભા વધારે છે.)

---

## ભાર્ગવ પ્રતાપ.

ધર્મરાજાએ દાદાને પૂછયું કે. રાજ્ય તેજ અને બ્રહ્મતેજ એ એમાં ઉત્તમ કયું તેજ ! તે કહો. આના જવાબમાં દાદાએ જણાવ્યું કે આ વિશે એક કૌશીક રાજા અને ચ્યવન ઋષિનું આખ્યાન કહું છું.

મહાપ્રતાપી, બ્રહ્મતેજથી અત્યંત પ્રકાશમાન, ભૃગુ કુલદીપક, ચ્યવન ઋષિ, એક દીવસે કુશીક નામના એક ચક્રવર્તી રાજાને ત્યાં પધાર્યા. મહાન તેજસ્વી સ્વરૂપ જોઇનેજ જેને પ્રેમ ઉત્પન્ન થયો છે, એવા તે રાજાએ ઉભા થઇ, તે ઋષિને ઉત્તમ આસનપર પધરાવી વિધિ પ્રમાણે સ્રી પુરૂષ બન્નેએ તેમની પૂજા કરી ચરણ ધોયા અને તે ચરણનું જળ, બન્નેએ પીધું. નૈવેદ્ય ધર્યું, પુષ્પ ચડાવ્યાં, આરતી ઉતારી અને પુષ્પાંજલી અર્પ્યા બાદ, નમ્ર બની ચરણ પાસે બેસી બે હાથ જોડી વિનતિ કરી કે ભલે પધાર્યા. મારૂં ઘર, પાવન કર્યું, શી આજ્ઞા છે ? ઋષિએ પ્રસન્ન થઇ જણાવ્યું કે તમારે ત્યાં નિવાસ કરવો છે. ભલે બહુ સંતોષની વાત, એમ કહી, સૂવાની ઇચ્છા કરતાં, તેમને શયન ગૃહમાં પધારવાની વિનંતિ કરતાં, ત્યાં પધાર્યા અને શયન કર્યું. રાજા અને રાણી બન્ને તેમના ચરણ દાબવા લાગ્યાં. એકવીશ દીવસ સુધી એકજ પડખે સૂઇ રહ્યા, જાગ્યા નહિં. અને રાજા રાણી પણ ભુખ્યાં, તરસ્યાં, તેના ચરણ દાબવાની સેવામાજ તત્પર રહ્યાં. એકવીશમે દીવશે એકદમ ઉઠી ચાલવા લાગ્યા. રાજા રાણી પણ તેની પાછળ જવા લાગ્યાં પણ કયાં પધારો છો ! એમ ન પૂછયું. પછી ઓચીંતા લોપ થઇ ગયા, તેથી રાજા અકળાયો અને ઘેર આવીને જુએ છે ત્યાં, તે ચ્યવન ઋષિને પલંગમાં પોઢેલા જોયા પાછા બન્ને જણાં ચરણ સેવા કરવા લાગ્યાં અને પાછા એકવીશ દીવસ સુધી સૂઇ રહ્યા અને રાજા રાણીએ ભુખ્યાં રહી , સેવા કરી. પછી જાગ્રત થઇ, ઋષિ બોલ્યા કે, મારે અભ્યંગ ( શરીરે તેલનું મર્દન ) કરવું છે એ સાંભળતાંજ રાજાએ જાતે મર્દન કર્યું પછી સ્નાન કરવાનું કહેતાં, રાજા રાણી બન્નેએ સુગંધી જળથી ઘણાજ આદર સન્માન અને પ્રેમ ભાવ પૂર્વક સ્નાન કરાવ્યું. પછી સુગંધી

પુષ્પ તથા વસ્ત્ર ધારણ કરાવ્યાં પછી ઋષિજીએ આજ્ઞા કરી કે રથમાં બેસવું છે અને ઘોડાને બદલે તે રથની ધોંસરી એ તમોં બન્ને ( રાજા રાણી ) એ જોડાવાનું છે. આ આજ્ઞા સાંભળી, આટલા દીવસની ભૂખથી પીડાયેલ છતાં રાજા અને રાણીએ તે વાત, સંતોષપૂર્વક સ્વીકારી. અને પોતાના મનમાં આ સેવા માટે અત્યંત હર્ષ પ્રગટ કર્યો તથા જણાવ્યું કે બીજીપણ, જરાપણ સંકોચ રાખ્યા વિના જે આજ્ઞા કહેશો તે સ્વીકારીશ. આ ઘર, રાજ્ય, સ્ત્રી, ખજાનો, બધું આપનું છે. અને હું આપની ચરણની રજ છું. આ શુદ્ધ અને નિર્મળ પ્રેમથી ભરેલાં રાજાનાં વચનો સાંભળી, તેણે જણાવ્યું કે મારે સોનું, હીરા, મોતી વગેરે ઝવેરાત, અન્ન વસ્ત્ર વગેરે દ્રવ્યનું મરજી મુજબ રથમાં બેસી, ચાલતાં ચાલતાં દાન આપવાનું છે. આ વચન સાંભળી રથ તૈયાર કર્યો અને પોતાના મંત્રી મંડળ વિગેરેને ઋષિજીની આજ્ઞા પ્રમાણે તમામ જાતનાં દ્રવ્યો લઇ ઋષિજી જે માગે તે આપવા માટે સાથેજ રહેવાને આજ્ઞા કરી. પોતે ( રાજા રાણી ) રથની ધોંસરી ઉપાડી ઋષિજીને પધરાવી ચાલવા લાગ્યાં. ગામના લોકો, આ આશ્ચર્ય જુએ છે. કારભારીએ પછવાડે ચાલે છે, અને જે માગે તે હીરા મોતી વગેરે દ્રવ્યો આપે છે અને તેનું દાન કરતા જાય છે અને લોઢાની અણી ( આર ) વાળી લાકડી રાજા અને રાણીના શરીરમાં ખોસતા જાય છે. જેથી લોહી નીકળે છે, ત્રાસ સહન કરે છે, આવી રીતે પુષ્કળ ધનનો વ્યય કરતાં આખું ગામ ફર્યો, ઉપવાસને લીધે સૂકાયેલ શરીર વાળા રાજા રાણી છતાં, અને આમ લાકડીનો પ્રહાર તથા આર શરીરમાં ખોસવાથી અનેક રીતે થતી વેદના છતાં તે તમામ બન્નેએ સહન જ કર્યું. એટલુંજ નહિ, પણ તેમની શ્રદ્ધા અને પ્રેમ, આટલું કષ્ટ આપ્યા છતાં અને દ્રવ્ય નાશ થયા છતાં એવોને એવો પ્રબળ રહ્યો. આથી ઋષિજી સંતુષ્ટ થયા અને જણાવ્યું કે રાજા ! હું તમારા બન્ને પર બહુ પ્રસન્ન થયો છું માટે હવે તમો જાઓ અને ઘેર જઇ વિશ્રાંતિ લ્યો. ભોજન કરો, અને તમારે જે જોઇએ તે મારી પાસેથી માગો.

આ વચન સાંભળી પ્રેમના આંસુ જેને આવ્યાં છે એવા બન્ને જણાં ઋષિજીના ચરણમાં પડયાં એટલે ઋષિજીએ તેના શરીર પર હાથ ફેરવ્યો. ઋષિજીનો સ્પર્શ થતાંજ રાજા અને રાણી, આશ્ચર્ય પામ્યાં અને રાજા બોલ્યા કે, મહારાજ આશો ચમત્કાર ! આપના હાથના સ્પર્શથી એકદમ આનંદ આનંદ થયો. લોઢાની અણીથી નીકળતાં લોહી બંધ થયાં, એટલુંજ નહિ પણ વેદના, તદન શાંત થઇ. આપની સેવા કરતાં થયેલા ઉપવાસની, ભૂખની તદન શાંતી થઇ. હૃદયમાં, મનમાં અને શરીરમાં નવું બળ આવ્યું. આ મારી સ્રીમાં હું અદ્દભુત અને પ્રકાશમાન દિવ્ય તેજ જોઉં છું. આવું તેજ મારી સ્રીમાં મે કદી જોયું નથી. એની આંખમાં બ્રહ્મ તેજ ઝળકી રહ્યું છે. આખુ શરીર તેજોમય બની ગયું છે. કૃપાનાથ ! આ આપનો દિવ્ય પ્રભાવનો કેવો અનુભવ કરૂં છું ? મારા હૃદયમાં પરમ આનંદ થઇ રહ્યો છે. મને શ્રમ કે કોઇ પ્રકારનું દુઃખ મારા અંગમાં રહ્યું નથી. મને એમજ લાગે છે કે, મારા ભાગ્યનો ઉદયજ થઇ ચૂકયો છે, કારણ આપના પવિત્ર પ્રેમને અંગે આપ મારીપર અમૃત વરસાવી રહ્યા છો, હું આપની આંખમાંથી અમૃત ઝરતું જોઉં છું. આપના આ બ્રહ્મ તેજ ના પ્રતાપનો મને અદ્દભુત અનુભવ થયો અને તેથીજ કહું છું કે આ બ્રહ્મ તેજ આગળ મારા ચક્રવર્તી રાજ્યનું તેજ, કાંઇ હિસાબમાં નથી.

આ વર્ણન સાંભળી ચ્યવન ઋષિ, બોલ્યા કે રાજા ! જા તારૂં કલ્યાણ થઇ ચૂકયું છે. હવે તું પરમ દીવસે, આ ગંગાને કિનારે મારી પાસે પાછો આવજે એટલે વિશેષ તને જણાવીશ.

ત્રીજે દિવસ થયો એટલે કુશિક રાજા અને તેનાં રાણી એ બન્ને જણાં ગંગા કિનારે જ્યાં ચ્યવન ઋષિ બિરાજેલ હતા ત્યાં ગયાં. ત્યાં એણે તે ઋષિનું મહાન તેજોમય દર્શન કર્યું. પૂર્ણ પ્રકાશ માન કે તેની સામું નજરથી જોઇ પણ ન શકાય આવું અત્યંત તેજ જોયું; અને પોતે એક દિવ્ય નંદન વનમાં આવેલ દિવ્ય ભુવનમાં, સુવર્ણ અને રત્ન જડીત આસનપર બિરાજેલ છે કે જે સિંહાસન

પણ અદ્‌ભુત તેજથી ઝળકી રહ્યું હતું તેવું જોયું. સુંદર વૃક્ષો, વલ્લીઓ, ખીલી રહેલ હતી. સુગંધી પુષ્પોથી સર્વ સ્થળે સુગંધી પસરી હતી આ સુગંધીનો રાજાએ કદીપણ અનુભવ કર્યો નહતો તેવી દિવ્ય પુષ્પની સુગંધી. પસરી રહી હતી. હીરા મોતી, અને મણીના હાર. ઋષિજીએ ધારણ કર્યા હતા. કે જે ચમકી રહ્યા હતા. સુંદર ભવન. અને પલંગ વગેરેની શોભા અવર્ણનીય હતી.

વળી એકદમ આ બધું ફેરવાઇ ગયું અને ઋષિજી એક દર્ભાસન પર બિરાજ્યા છે. એવાં દર્શન કર્યાં આમ વારંવાર એક વખત સ્વર્ગ ભુવન જુએ છે અને તર્તજ પાછું પર્ણકુટીનું સ્વરૂપ જુએ છે.

રાજા, આ જોઇ ઋષિજીના ચરણમાં પડી કહે છે કે ઓ મારા પ્રભુ હું તે સ્વર્ગમાં છું કે પર્ણકુટીમા ? ? ?

આપના શરીરમાં, ક્ષણમાં હીરાની માળા જોઉં છુ. અને તર્તજ બીજી ક્ષણે તુળસીની માળા જોઉં છું. મને ખાત્રી થઇ કે બ્રહ્મ તેજથી કોઇ પણ અધિક નથી. આ સર્વ આપના બ્રહ્મ તેજનો જ પ્રતાપ છે. હવે આપ મારી વિનતિ સ્વીકારો. અને આ બ્રહ્મ તેજ અમારામાં આવે એ કૃપા કરો. હું રાજ સુખના કરતાં, આવા બ્રાહ્મણ પણામાં ઉત્તમતા ગણું છું. માટે તે આપવા કૃપા કરો. એજ મારી આપ પાસે માગણી છે.

અને બીજું એ કે આ બધી વાતનો મને ખુલાસો આપો, આપ પ્રથમ એકવીશ દીવસ સુઇ રહ્યા વળી અંતર્ધ્યાન થયા, વળી પાછા પધાર્યા. અને આ દિવ્ય દર્શન કરાવ્યું તે બધાના મને ખુલાસા આપો.

ઋષિજીએ જણાવ્યું કે બ્રહ્મ તેજ માટે લાયકાત મેળવ્યા પછીજ તે તેજ મળે છે. જે લોહાની અણી સહન કરે, જે સ્વાર્થ ત્યાગી બને, જે વિશાળ હૃદય રાખી પોતાનું ધન સર્વ ચાલ્યુ જાય તેની જરા પણ દરકાર ન કરે, જે ઋષિના ( બ્રહ્મ તેજના ) ચરણ પૂજે, તેને માટે ઉપવાસ કરી શરીર સૂકવે અને તે છતાં શરીરને પૈસરૂં ઉપાડી

ઋષિને વહન કરવાનું કષ્ટ સ્વીકારી લે, તે જ બ્રહ્મ તેજ મેળવી શકે છે.' અને તેનેજ આવાં સ્વર્ગીય ભવનનું પૃથ્વીમાં દર્શન થાય છે. રાજા ! જે મેં તને અનેક કષ્ટો આપ્યાં, ભુખ્યો રાખ્યો, શરીરમાં લોઢાની અણી ખોશી, ધોંસરૂં ઉપડાવ્યું એ બધું તારી શરીર સહનતાની પરિક્ષા લીધી. અને તારૂં ધન સર્વ ઉડાવ્યું. તેં તારા નિર્લોભ અંતઃકરણની ખાત્રી કરી આમ તન અને મનનાં પૂરાં તપ ( સહન કરવું ) તે કર્યાં એટલે તારી લાયકાત સિદ્ધ થઇ હવે જા તું સિદ્ધ થઇ ગયો છે. અને તારા વંશમાં બ્રહ્મતેજ આવશે અને તને મહા પ્રતાપી તેજસ્વી અને બ્રહ્મતેજને વધારનાર મહાન તપસ્વી પૌત્ર થશે જે તારા કુળને બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત કરાવશે. આમ વરદાન આપીને ઋષિજી પધાર્યાં પછી તેમના વરદાનથી, તેના પૌત્ર વિશ્વામિત્ર થયા કે જે બ્રાહ્મણના જેવું મહાન તપનું કામ કરી, આખર બ્રહ્મર્ષિ થયા આ દૃષ્ટાંત પરથી સમજવાનું એકે રાજ તેજ કરતાં બ્રહ્મતેજ અધિક વધે છે. રાજા, ગમે તેવો મોટો હોય, પણ બ્રહ્મતેજ તેના તેજથી અધિક છે

---

## સદાચાર.

ધર્મરાજાએ પૂછયું દાદા ! મનુષ્યોનું આયુષ્ય વધે અને કીર્તિ તથા લક્ષ્મી વધે તેવો જે શ્રેયનો માર્ગ કે જે માર્ગે જવાથી ઉત્તમ લોક મળે તથા આ લોકમાં પણ શ્રેય મળે તે મને બતાવો.

આના જવાબમાં ભીષ્મ દાદા બોલ્યા કે જગતનું કલ્યાણ કરનાર આ લોકમાં સુખી રાખનાર અને પરલોકમાં પણ ઉત્તમ ગતી કરનાર તો ખરેખરો આચાર પાળવો એજ શ્રેય છે. સારાં આચરણો રાખવાં તેજ સદાચાર છે. તેવાં આચરણોનીજ ખાસ જરૂર છે. સદાચારી હુમેશાં સુખી થાય છે.

હવે સદાચાર કેમ પળાય અને તેમાં કેવું વર્તન રાખવાની જરૂર છે. તે હું કહું છું. મનુષ્યે હુમેશાં સવારમાં ચાર ઘડિ રાત્રી અથવા છેવટ બે ઘડી રાત્રી બાકી હોય ત્યારે ઉઠવું, અને ઉઠીને

તર્તજ પોતાના પવિત્ર ધર્મનું અને ઇષ્ટદેવનું ચિંતવન કરવું. પછી નાહી ધોઇ સ્વચ્છ વસ્ત્ર પહેરી સંધ્યા કરવી. સંધ્યા ઉપાસના કરવાથી હૃદય અને મન શુદ્ધ થાય છે તથા પ્રાણાયામથી પ્રાણ શુદ્ધ થાય છે. અને પવિત્ર વાતાવરણ અંતરમાં વસે છે જેથી અંતઃકરણ સન્માર્ગેજ પ્રેરાય છે, અર્થાત્ સારાં કામ સૂઝે છે માટે અંતરમાં પવિત્ર ભાવનાઓ જાગ્રત રાખવા માટે સંધ્યા કરવાની ખાસ જરૂર છે.

પછી બીજા નિયમો કહું છું તે એ કે પરસ્ત્રીગમન પુરૂષે ન કરવું અને સ્ત્રીએ પરપુરૂષગમન ન કરવું. આનું કારણ એ કે, જ્યાં પવિત્ર ભાવનાઓથી પોતાનું હૃદય એક થયેલ છે તે એકતા અન્ય સ્ત્રીમાં મન જતાં ટળી જાય છે, અને તેથી જીવનની અધોગતિ થાય છે. અજાણ્યા માણસનો વિશ્વાસ ન કરવો, દુષ્ટનો સંગ ન કરવો બ્રાહ્મણ, ગાય અને ગર્ભિણી સ્ત્રીને માર્ગ આપવો. બીજાનું પહેરેલ વસ્ત્ર ન પહેરવું, કોઇની નિંદા કે ચાડી ન કરવી, અને સાચું બોલવાની ખાતર પણ કઠોર કદી ન બોલવું, અને કોઇને દુઃખ લાગે તેવું ન બોલવું. શરીરમાં અણી કે ભાલા ઘોંચાય તેની રૂઝ આવે છે પણ વાણીના ઘાની રૂઝ આવતીજ નથી, માટે આવી કઠોર વાણીનો ઘા, કદી ડાહ્યા મનુષ્યે કોઇને મારવો જ નહિ. કોઇની પણ નિંદા ન કરવી. બહારથી ઘેર આવી પગ ધોવા. અન્ન રોજ દેવને માટે જ રાંધવું. અર્થાત્ દેવને ધર્યા શિવાય જમવું જ નહિં. હમેશાં ઉઠીને, પોતાનાં માતા, પીતા, ગુરૂ, આચાર્ય અને મુરબ્બીવર્ગને પ્રથમ નમસ્કાર કરવા, આમ કરવાથી આયુષ્ય વધે છે. દેવ પૂજન કર્યા શિવાય બહાર જવું નહિં. અને રાજા કે શ્રેષ્ઠ પુરૂષ પાસે પણ દેવ પૂજન કર્યા શિવાય ન જવું. ઉત્તરમાં મસ્તક કરી સુવું નહિ. જે સ્થાને સૂતાં આપણું મન બગડે, વૃતિ ચળે તેવે સ્થળે ન સુવું. નાસ્તિક સાથે વાતજ ન કરવી. કારણ તે બુદ્ધિ ભ્રમિત કરી નાખે, સ્નાન કર્યા વિના ચંદન કે પુષ્પ ધારણ ન કરવાં. ચાલતાં ચાલતાં કાંઇ ખાવું નહિં. વૃદ્ધ કે વિદ્વાન પુરૂષ આવતાં ઉભા થઇ સન્માન

આપવું, અને તેમની દેવરૂપ ગણી વિધિપૂર્વક સેવા કરવી અને તેની પાછળ ચાલવું, નાગાં નાહવું કે સૂવું નહિં. બે હાથે માથું ખંજવાળવું નહિં, ગુરૂ કે માતાપિતા સાથે વાદ કરવો નહિં, કે દુરાગ્રહ કરવો નહિં, કદી તેઓ કાંઇ કહે તો નમ્ર બની તેને પ્રસન્ન કરવાનાજ ઉપાયો કરવા, પણ સામો જવાબ ન આપવો. કદી ગુરૂ કે પિતા વગેરે મુરબ્બીની ભૂલ હોય તો તે નમ્રતાથી સમજાવવાનો પ્રયત્ન કરવો પણ સામા થવું નહિં, તેમ તેની નિંદા કરવી નહિં, અને કોઇ નિંદા કરે તો સાંભળવી નહિં. સૂવાનું, બહાર જવાનું, અને દેવ પૂજનનું એ વસ્ત્રો જુદાં હોવાં જોઇએ. અપવિત્ર માણસ જુએ એમ જમવું નહિં. ઉભાં ઉભાં ન ખાવું, અતિથિને જમાડીને જમવું, જમવા વખતે ગભરાટ, કલેશ, કે ચિંતા ન કરવી, તેમ ધીરે ધીરે જમવું. સ્નેહીઓને જમાડીને, જમવું. ક્રોધ ને કલેશ ન કરવો શુદ્ધ કુળવાન સ્ત્રી સાથે, લગ્ન કરવાં સ્ત્રીઓની રક્ષા કરવી, તેને સારે માર્ગે દોરવી. સ્ત્રીએ ઝાઝું કયાંઇ ન જવું. ગુરૂ અને મુરબ્બીનાં વચનોને માન આપવું, અને સારૂં નરસું જોઇ સામા ન થવું. પવિત્ર યત્ન કરવો નવરા ન બેશી રહેવું. હમેશાં સત્ પુરૂષોનાં ચરિત્રો સાંભળવાં, અને તેમાંથી ઉત્તમ શિક્ષણ લેવું. સંબંધી અને મીત્રોનો સત્કાર કરવો. આ મેં જે તને જણાવ્યું તે પ્રમાણે હમેશાં વર્તવાનું છે. આવો સ્વભાવ અને આવું વર્તન રાખવું તેનું નામ આચાર છે. આ આચાર આયુષ્ય, વધારનાર છે, કીર્તિ વધારે છે અને લક્ષ્મીનો વાસ પણ આવાં વર્તનથી થાય છે માટે તે પ્રમાણે વર્તન કરવું.

## સ્ત્રીઓ માટે સદાચાર.

ભીષ્મને ધર્મરાજાએ પૂછ્યું કે આપે જે સદાચારનું વર્ણન કર્યું એ સ્ત્રીઓ અને પુરૂષો એ બન્નેને માટે છે કે સ્ત્રીઓ માટે કાંઇ જુદું છે ? આના જવાબમાં દાદાએ જણાવ્યું કે ઉપર જણાવ્યું એ પ્રમાણે સદાચાર જો કે સ્ત્રીઓએ પણ પાળવો પણ એ શિવાય ખાસ સ્ત્રીઓ માટે આટલું વિશેષ કરવાનું છે તે માટે એક નાનું દષ્ટાંત આપું છું.

પૂર્વે સુમના નામની એક પવિત્ર સ્ત્રીએ શાંડિલી નામની સ્ત્રીને મળીને પૂછ્યું કે બ્હેન ! સ્ત્રીઓને સંસાર તરવાનો શો રસ્તો છે ! તે મને આપ કૃપા કરીને સમજાવો. મને ખાત્રી થઇ ગઇ છે કે, તમો સંસારને સંપૂર્ણ તરી ગયાં છો. તો કેવા આચરણથી તમો તર્યા છો તે મને કહો. આના જવાબમાં શાંડિલીએ જણાવ્યું કે મેં નથી ભગવાં વસ્ત્રો કર્યાં, નથી વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં કે નથી મુંડાવ્યું, કે નથી જટા રાખી, આવો બહારનો મેં કશો દેખાવ કર્યો નથી, પણ જે કારણથી દેવગતિને પામી શકી છું તે તમને જણાવું છું.

મેં કયારેય પણ મારા પતિને કડવા કે કઠીન શબ્દો કહ્યા નથી તેમ સાસુ સસરાનાં મન પણ જરા દુભાવ્યાં નથી, પણ સંપુર્ણ રીતે તમામ સંબંધીઓને શુદ્ધ વર્તનથી અને મીઠા શબ્દોથી સંતોષજ આપેલ છે, અને સદા પવિત્ર પુરૂષ બ્રાહ્મણ અને ગુરૂના ચરણની મેં પુરણ પ્રેમ ભાવથી પ્રત્યક્ષ પુરૂષોત્તમ પ્રભુ માનીને સેવા કરી છે ચાડી કે નિંદા કોઇની કરી નથી, કોઇની ખોટી મશ્કરી કરી નથી, પારકે ઘેર વિના કારણ ગઇ નથી, તેમ નિંદા સાંભળી નથી. કોઇની છાની વાત ખુલ્લી કરી નથી, પતિ ઘેર આવતાં મારા તરફથી અસંતોષ તેમને પેદા કદી મેં કરેલ નથી. પતિના મતથી વિરૂદ્ધ વર્તી નથી, તેમ ડાહી થઇ સલાહ આપવા મંડી નથી. પતિને જે ન ગમે તે મારે પણ ન જોઇએ. ઘરનું કે કુટુંબનું જે કાંઇ કામ હોય તેનો તર્તજ નિકાલ કરી દેતી, પણ કોઇ કામને રખડાવતી નહિં મારા પતિ પરદેશ જાય તો તેને અપશુકન ન કરતાં તેને સંતોષ થાય તેમજ વર્તી, પાછળથી એકલી સ્ત્રીએ જે વ્રત, પાળવું જોઇએ તે હું શાસ્ત્રની રીત પ્રમાણેજ પાળતી. સુખે સુતેલ સ્વામીને કદી ન જગાડતી, પતિને જેમાં શ્રમ થાય તેમ ન કરતી. ઘરને હંમેશાં ચોખું રાખતી આવા મેં જે નિયમો પાળેલ છે તેવા નિયમોને જે સ્ત્રી પાળે તે અરૂંધતિની પેઠે જગતમાં અવશ્ય પૂજાય એ નકી સમજવું.

यश्चेदं पांडवाख्यानं पठेत्पर्वणि पर्वणि
सदेवलोकसंप्राप्य नंदनेसासुखीभवेत् ॥

હે પાંડવ યુધિષ્ઠિર ! જે મેં આ આખ્યાન કહ્યું છે તેનો જે પવિત્ર દિવસે પાઠ કરે કે સાંભળે તે સ્વર્ગમાં વસી સુખી થાય છે.

આવી રીતે સ્ત્રીઓના ધર્મને માટે શંકરના પૂછવાથી પાર્વતીએ સ્ત્રીઓની મોટી સભા એકત્ર કરી, તેમાં જાતે વર્ણન કરેલ છે, અને પતિના વચનને પાળવું, ઘર સંભાળવું, ક્રોધ ન કરવો, વિનય કરવો, પતિને દેવતુલ્ય ગણવા, ધર્મમાં તત્પર રહેવું, દયા રાખવી, પતિ કઠણ વચન કહે તે સહન કરવાં, હસતું મુખ સદાય રાખી, પોતાના કર્તવ્યમાં પરાયણ થવું, કોઇની નિંદા ન કરવી વગેરે વગેરે વિસ્તાર પૂર્વક વર્ણન કર્યું. તે સાંભળી નદીરૂપ સર્વે સ્ત્રીઓ પ્રસન્ન થઇ.

---

## શંકર રહસ્ય અને કૃષ્ણ મહાત્મ્ય.

ધર્મ રાજાએ પૂછયું કે મને શંકર મહાત્મ્ય કહો. આના જવાબમાં ભીષ્મ પિતામહે જણાવ્યું કે, એક વખત પાર્વતીજીએ શંકર, એકાંતમાં બેઠા હતા તેની પાસે ગુપ્ત રીતે આવી, પાછલ ઉભાં રહી, આનંદ કરવાની ખાતર તેની બેય આંખો હાથ વતી દાબી બંધ કરી. આથી આખા જગતમાં અંધકાર ફેલાયો અને ગભરાટ થયો એટલે શંકરે પોતાના કપાળમાં ત્રીજું નેત્ર બનાવી તેમાંથી અગ્નિ પ્રગટ કર્યો. જે પ્રકાશમાન અગ્નિએ હિમાલય પર્વત આખો બાળી નાખ્યો, અને જગતમાં પ્રકાશ આપ્યો, આથી પાર્વતી ગભરાયાં અને આંખ ઉપરથી હાથ છૂટા કર્યા અને વિનતિપૂર્વક પ્રાર્થના કરી કે, ક્ષમા કરો ભુલ થઇ, શંકરે તર્તજ અમૃત દ્રષ્ટી કરી બળેલાં વૃક્ષો વગેરેને નવજીવન આપ્યું અને પાર્વતીજીને સંતોષ આપ્યો.

પછી પાર્વતીજીએ પૂછયું કે આપશ્રીને સવિનય પૂછવાનું કે આપ કોનું ધ્યાન કરો છો ? આપ સ્મશાન ભુમીમાંજ શા માટે વસો છો ? કંઠમાં સર્પ શા માટે રાખો છો ? અને તમારો કંઠનીલકંઠ શા માટે થયો ? અને અન્ય વાહનને બદલે બળદ (પોઠીયો) ની સ્વારી શા માટે કરો છો અને આપનાં ચાર, મસ્તકો, જુદી જુદી કઇ ભાવનાને દર્શાવે છે ? આપનું ગૌર શરીર શા કારણથી છે ? શંકરે જવાબ આપ્યો કે ક્ષીરસાગરમાં પોઢનાર, દેવના દેવ પરબ્રહ્મસ્વરૂપ શ્રી નારાયણનું હું ધ્યાન કરૂં છું. અને જગતની દ્રષ્ટીએ જેને તમે સ્મશાન જુઓ છો એ મારૂં રહેવાનું સ્થાન કાશી એટલે પ્રત્યક્ષ કૈલાસજ પૃથ્વીમાં વસાવેલ છે. એ ભુમીને અંતરદ્રષ્ટી (દિવ્યદ્રષ્ટી)થી જુએ તોજ તે સ્વરૂપ દેખી શકે અને ગુરૂદ્વારા દિવ્ય દ્રષ્ટી જેને નથી મળી તે મારા રહેવાના સ્થળને સ્મશાન ભુમીનું રૂપજ દેખે છે. કંઠમાં સર્પ રાખું છું તે એ કારણસર કે સર્પ એટલે કાળ (મૃત્યુ) ને મેં મારે વશ બનાવેલ છે, મારો કંઠ નીલકંઠ થવાનાં કારણોમાં કોઇ કહે છે કે વિષ પાન કર્યું તે કારણ છે ત્યારે કોઇ કહે છે કે ઇન્દ્ર નું વજ્ર મને વાગ્યું તેથી છે પણ હું એમ કહું છું કે અનેક વિશમ ભાવનાઓ સહન કરવાની નિશાનીરૂપ મારો કંઠ નીલકંઠ છે.

હું પોઠીયાની સ્વારી કરૂં છું તેનો ખુલાસો વેદમાંજ છે " વૃષો ધર્મઃ " વૃષ ( પોઠીયો ) એ ધર્મ સ્વરૂપજ છે અને ભાગવતમાં પણ ધર્મનું બળધના રૂપમાં વર્ણન છે. એથી એ સમજવાનું કે મને વહન કરનાર એટલે મારા સ્વરૂપનું ( શંકર–ઇશ્વર ) નું ભાન કરાવનાર, ધર્મ જ છે. એટલે ધર્મ, સાચવવાથીજ ઇશ્વરનું સ્વરૂપ સમજી શકાય છે. એ હેતુથીજ પોઠીયાના વાહનની કલ્પના કરી છે. તેમ કર્મ ભૂમીમય ( ખેતીના ઉદ્યોગના મુખ્ય આધારરૂપ બળદ ( પોઠીયો ) તેનું જે પોષણકરે ( ગૌ. ગૌ. રક્ષા કરે ) એજ મહાદેવ

કહેવાય એ હેતુને બળ આપવા માટે બળદનું વાહન એટલે બળદની રક્ષા કરનાર હું બનેલ છું, માટે પોઠીયાનું વાહન જગતમાં જાહેર છે. હવે મારાં, ચાર મસ્તકો માટે કહું છું. મારૂં ઉત્તર દિશાનું મુખ, વ્યવહાર (કર્તવ્ય) નિષ્ઠા બતાવે છે અને પૂર્વ તથા પશ્ચિમ દિશાનું મુખ પૈકી એક ૧ પહેલું જ્ઞાનપ્રદ છે અને ૨ બીજું પોષણ કરનાર તથા જગતનું કલ્યાણકારક હોવાથી તે શિવ ( કલ્યાણ ) નામ ધારક છે. અને ૪ ચોથું દક્ષિણ મુખ. સંહારક હોવાથી રૂદ્ર નામ ધારક છે. આવી રીતે મારા સ્વરૂપનું ભાન કરાવે છે કે જેને પરબ્રહ્મ જ્યોતિર્મય કહે છે. આ શંકરના સ્વરૂપનુ રહસ્ય સાંભળ્યા પછી શંકરે કહેલ કે હું નારાયણનું ધ્યાન કરૂં છું. એ સાંભળી ધર્મરાજાએ પૂછયું કે જેને શંકર પણ નમે છે અને બ્રહ્મા પણ નમે છે એ દેવનાદેવ જે કૃષ્ણ પુરૂષોત્તમ કે જેણે મારૂં કલ્યાણ કર્યું છે અને મને પરમતેજનાં દર્શન આપ્યાં છે તેથી મને અનુભવ થયો કે મુખ્ય, પૂજ્ય દેવ તો શ્રી કૃષ્ણ જ છે માટે તેનાજ ગુણનું વર્ણન કરો, અને તેના સહસ્રનામ કહો. આમ પૂછવાથી ભીષ્મપિતામહે શ્રી વિષ્ણુસહસ્ર નામ કહી સંભળાવેલ છે, તથા તે પછી ગજેન્દ્ર મોક્ષ, મનુસ્મૃતિ અને નારાયણસ્તવન વગેરે સ્તોત્રો કહેલાં છે જેનાં પુસ્તકો જુદાં તૈયારજ મળે છે. આવી રીતે શ્રીકૃષ્ણ ભગવાનના ગુણનું ગાન કરી છેવટ તેનું મહાત્મ્ય વધાર્યું તેથી ધર્મરાજા બહુજ સંતુષ્ટ થયા.



## બ્રાહ્મણ સત્કાર.

ધર્મરાજાએ ભીષ્મપિતા મહુની પાસે બિરાજેલ શ્રીકૃષ્ણ ભગવાનને પૂછ્યું કે આપ બ્રાહ્મણનો બહુજ સત્કાર કરો છો, ચરણ સેવા કરો છો, માટે આપ તો બ્રહ્મસ્વરૂપ પુરૂષોતમ, છો. આપને બ્રહ્મા શંકર વગેરે પૂજે છે અને આપ બ્રાહ્મણને પૂજો છો, તો શું આપના કરતાં પણ બ્રાહ્મણ શ્રેષ્ટ અને વધારે પૂજ્ય છે !!

શ્રીકૃષ્ણ ભગવાને આના જવાબમાં જણાવ્યું કે આવી રીતે મને પ્રદ્યુમ્ને પણ પૂછેલ હતું ત્યારે તેને મેં જે જવાબ આપેલ તે વ્યાખ્યાન કહું છું. હે પ્રદ્યુમ્ન ! બ્રાહ્મણ એ જગતમાં સૌમ્ય (શીતળતા શાંતિમય) પરમ સુખનું સાધન છે, તેની ઉગ્રતા ( ક્રોધ ) એ પણ આખર શાંતિ અને સંતોષપ્રદ બને છે.

उष्णत्वमग्न्यातप संप्रयोगाच्छैत्यंहियत्सा प्रकृतिर्जलस्य—અગ્નિ અને સૂર્યના તાપના સમાગમથી જળમા ઉષ્ણતા આવે છે, અને બાળે છે, પરંતુ જળની સ્વાભાવિક પ્રકૃતિ તો શીતળજ છે.

એવી રીતે બ્રાહ્મણનો કોપ પણ પરિણામે સારૂં કરે છે. માત્ર એ કોપને સહન કરવાની ટેવ રાખવાની જરૂર છે, તમો કહેશો કે હું ઇશ્વર છું તો મારે બ્રાહ્મણના સત્કારની શી જરૂર છે ? તો તેના જવાબમાં જણાવવાનુ કે મારૂં ઐશ્વર્ય, બ્રાહ્મણના સત્કારના તેજથીજ ઝળકે છે. મારામાં તેજ પણ તેનુંજ છે. લક્ષ્મીજીમાં તેજ પણ તેનુંજ છે. વધારે શું કહું ! જેનામાં ખરૂં બ્રાહ્મણપણું છે. એ મારાથી અધિક છે, તેનું કારણ એ કે, મારામાં એક મારૂંજ હૈવત હોય છે. અને બ્રાહ્મણમાં તો મારૂં, શંકરનું અને બ્રહ્માનું તથા તેમનું પોતાનું હૈવી તેજ એ બધાં તેજ હોવાથી મારાથી અધિક છે પણ તે બ્રાહ્મણના સ્વભાવથી પૂર્ણ હોય તોજ.

એક વખત આપણે ત્યાં દુર્વાસાઋષિ પધાર્યા, અને તેણે જણાવ્યું કે મારો સત્કાર આપનાથી બનશે એમ ધારીને આપની પાસે આવ્યો છું, તો જો મારો સત્કાર કરવો હોય તો મને ખૂબ. ગરમ

દૂધપાક ખવરાવો અને મારા આખા શરીરમાં દૂધપાક ચોપડો મેં તે શંકરના અવતારરૂપ દુર્વાસાનો સારો સત્કાર કર્યો વિધિ પ્રમાણે તેની દેવની માફક પૂજા કરી, ચરણ ધોયા, આરતી ઉતારી, પુષ્પાંજલી આપી, ચરણ દાબવા લાગ્યો, અને તેમ કરી સંપૂર્ણ સંતોષ આપી, પછી તેમની આજ્ઞા પ્રમાણે દુધપાક ગરમ ગરમ આપ્યો ને તે પી ગયા, પછી તેમની આજ્ઞાથી તેજ દુધપાક તેને આખે શરીરે ચોપડયો, પછી તમારાં માતુશ્રી રૂક્મિણીને રથની ધૂંસરી લેવાની આજ્ઞા કરી, એટલે ઘણાંજ ખુશી થઇ બ્રાહ્મણની સેવા કરવારૂપ રથની ધાંસરી લઇ તે રથમા દુર્વાસા બેઠા પછી ચાલવા લાગ્યાં, પછી દુર્વાસા, રૂક્મિણીને હાંકવા માટે લાકડીથી ખૂબ મારવા લાગ્યા. જેથી લાકડીના મારથી તેનું કોમળ શરીર સૂઝી ગયું અને બેભાન થઇ રસ્તામા પડી ગયાં, છતાં મને જરા પણ ક્રોધ ન ચડયો, અને તેને સાવધાન કર્યાં. યાદવો તો આ બધું જોઇ તે બ્રાહ્મણનો બહુ તિરસ્કાર કરવા લાગ્યા, અને ક્રોધાયમાન થયા. ત્યારે તે સર્વને મે શાંત કર્યા અને પછી ઋષિજીને પણ સંતુષ્ટ કર્યા, આ પ્રમાણે રૂક્મિણીજીની સહનતા અને મારા ધૈર્યને જોઇ દુર્વાસા બોલ્યા કે હે કૃષ્ણ અને રૂક્મિણી ! તમો બન્નેએ મેં અનેક રીતે કષ્ટ આપ્યું તે સહન કર્યું માટે તમોએ બ્રહ્મતેજ સહન કરીને જીતિ લીધું છે માટે તમારા સંપૂર્ણ ઉદય થશે. જગતમાં ઘણી કીર્તિ વધશે. આ રૂક્મિણીજીએ જે મારો પ્રહાર સહન કર્યો છે તેથી તેમનું પ્રકાશ માનરૂપ બન્યું છે. આમ કહી અમૃતદૃષ્ટી કરતાં રૂક્મિણીજીને ચાબકા ને લાકડીના મારથી જે પીડા થતી હતી તે શાંત થઇ. આવી રીતે શાંત કરી ઋષિજી સંતોષ પામીને ગયા. માટે આ ઉપરથી કહેવાનું કે બ્રહ્મ કોપ સહન કરતાં પરિણામે આનંદ જ થાય છે, પણ એ સહન કરવાની ટેવ પાડવાની જરૂર છે. શ્રી કૃષ્ણ ભગવાનની આ વાત સાંભળી ભીષ્મ દાદા બોલ્યા કે આ વાત ઉપરથી એ ધ્યાન રાખવું કે મુખ્ય બ્રાહ્મણ સત્પુરૂષ અને ધર્માત્માની સેવા કરી સારાનો સંગ કરશો તો સારી વાત લક્ષમાં આવશે, અને નઠારાની સંગતીથી

નઠારી વાત સૂઝશે. તમોએ અનુભવ કર્યો કે દુર્યોધનને, શકુની, દુઃશાસન વગેરે હલકી સલાહ આપનારાની સંગતી હતી એટલે તેની પાયમાલી થઇ. માટે દુનીયામાં, મુખ્ય કર્તવ્ય એ કે સારી સંગતી રાખી પવિત્ર પુરૂષની સેવા કરી પોતાનું શુદ્ધ કર્મ કર્યા કરવું.

તમારે આધારે હજારોનું કલ્યાણ થશે, હજારોને સારે રસ્તે દોરશો અને તમો તે પ્રમાણે ચાલશો તો તમોએ કશું પાપ કર્યું નથી એમ જાણજો. હવે તમારા મનનું સમાધાન થયું ? ? ? હવે કાંઇ પૂછવાનું છે ?

ભીષ્મ દાદા, આટલું કહી બોલતા બંધ થયા. એટલે વ્યાસજી મહારાજ દાદાની પાસે પધારી કહેવા લાગ્યા કે હવે યુધિષ્ઠિર (ધર્મરાજા) ના મનનું સમાધાન થયું છે, શાંતી થઇ, અને આપશ્રીને સવિનય નિવેદન કરે છે કે હવે શી આજ્ઞા છે ? ? ?

ત્યારે વિવેકથી નમ્ર બની ઉભેલા ધર્મરાજાએ, માથું નમાવ્યું. એટલે તેના માથા ઉપર હાથ મુકીને કહ્યું કે ભાઇ ! તમારો જય હો. અને ફરીને જણાવું છું, કે તમારી પાસેજ બિરાજેલ શ્રી કૃષ્ણની સેવા અને સત્પુરૂષ ( બ્રાહ્મણ વગેરે ) ની સેવા અને પવિત્રાત્માનો સત્કાર કરવામાં ભલશોમાં. બેદરકારીથી શ્રીકૃષ્ણપ્રભુને મામાના પુત્ર તરીકે ન ગણતાં શ્રી પુરૂષોતમરૂપે માનજો. આ છેલ્લા અક્ષરો કહું છું; હવે તમો સર્વે પધારો અને સૂર્ય નારાયણ, ઉત્તરાયણના થાય એટલે મકર સંક્રાંતિ બેસે, તે દીવસે મારે દેહ છોડવો છે, માટે હાલ હસ્તિનાપુર જઇ સર્વ પ્રકારની વ્યવસ્થા કરી, તે દીવસે સર્વેએ હાજર થઇ જવું પછી દાદાએ અર્જુનને આજ્ઞા કરી કે ભજન શરૂ કરો.

---

### ૧ પરદેશી સૈયાં નેહા લગાય —એ રાહ

હું હૃદય ગગનમાં આનંદથી સદા વિકસી રહ્યો
જ્યોતિર્મય બનતાં ચંદ્ર સમાન હું ખીલી રહ્યો
નભ[૧]માં રહ્યો. હું હૃદય૦

ઉંચે હું જેમ જાઉં, અણું અણુંથી અભેદ થાઉં;
જુદો હું નહિં જણાઉં, તેજોમય હું ગણાઉં
પરમ તેજમાં છેક મળી હું ભળી ગયો હું મળી ગયો. હું હૃદય૦

વાયુમાં એ હરિ ભાળું, તેજોમય એજ નિહાળું
ગગને ઘનશ્યામ ભાળું, જળમાં પણ એજ દયાળુ
પંચ તત્વમાં બની કૃષ્ણમય ભળી ગયો, હું મળી ગયો. હું હૃદય૦

જ્યાં જ્યાં હું નજર કરૂં છું, ત્યાં ત્યાં હરિને નિરખું છું
કર્ણ ધરૂં છું ત્યાં હું બંસી ધુન શ્રવણ કરૂં છું
બ્રમ્હ નાદમાં છેક મળી હું ભળી ગયો, હું મળી ગયો. હું હૃદય૦

ભજન પૂરૂં થતાં સર્વ પાંડવો તથા ઋષિઓ ભીષ્મ દાદાની રજા લઇ સૌ સૌને સ્થાને ગયા.

**ઇતિશ્રી ભીષ્મોપદેશ સપ્તાહ સંપૂર્ણ.**

---

## ભીષ્મ સ્વર્ગારોહણ.

દાદાની રજા લઇ, ધર્મરાજા હસ્તિનાપુરમાં ગયા, અને રાજ્યની સર્વ પ્રકારની વ્યવસ્થા કરવા લાગ્યા. કારભારીઓ, દાનાધ્યક્ષ, ધર્માધ્યક્ષ વગેરેની યોજના કરી. પોતાના ચારે ભાઇઓને જુદાં જુદાં રાજ્યનાં કામ સોપ્યાં, અને અનેક પ્રકારનાં દાન અને પુન્યો કર્યાં, અને દાદાની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવહાર શરૂ કર્યો. આવી રીતે હસ્તિનાપુરમાં પચાસ દીવસ રહ્યા પછી જ્યારે સૂર્યનારાયણ ઉતરાયણના થયા એટલે મકરસંક્રાંતિ થઇ તે દીવસે પાંચ પાંડવો, શ્રીકૃષ્ણ ભગાનની સાથે પધાર્યા તથા ધૃતરાષ્ટ, ગાંધારી, કુંતાજી અને સર્વે

---

[૧] હૃદયાકાશ

કૌરવોની સ્ત્રીઓ, ગામના સારા સારા ગૃહસ્થો, કારભારીઓ વગેરે સૌ ભીષ્મદાદાનાં છેલ્લાં દર્શન કરવા માટે ગયા. ભીષ્મના સ્વર્ગારોહણના દિવસની ખબર, તમામ દેશમાં થયેલ હોવાથી મોટા મોટા ઋષિઓ, વૈશ્નવો અને અનેક સંત જનો તેમનાં છેલ્લાં દર્શન કરવા, અને સદ્બોધ લેવા આવવા લાગ્યા. અને દેશ દેશના સર્વે રાજાઓ પણ આવ્યા. આમ લાખો મનુષ્યો ત્યાં આવી બેઠાં. આજ દાદાનું તેજ અત્યંત પ્રકાશ માન થયું છે. આનંદ વધ્યો છે, અને શ્રીકૃષ્ણ ભગવાને છેલ્લી વખતે દર્શન આપી, વચન પાળ્યું તેથી બહુ જ રાજી થયા. શ્રીકૃષ્ણભગવાન, પાંચ પાંડવો અને ધૃતરાષ્ટ્ર, ગાંધારી, દ્રૌપદી, કુંતાજી અને સર્વે કૌરવની સ્ત્રીઓ અને અન્ય સંબંધીઓ સાથે ભીષ્મ પિતામહ પાસે પધાર્યાં. ભીષ્મ દાદાને હર્ષનાં આંસુ આવ્યાં અને સંતોષ પામી બોલ્યા કે હવે મારૂં શ્રેય થઇ ચૂકયું. આટલુંજ કહી છેલ્લી ભલામણ કરવાની ખાતર ધૃતરાષ્ટ્રને બોલાવીને કહેવા લાગ્યા કે ભાઇ !!! આ પાંડુના પુત્રોને તું તારાજ પુત્રો ગણીશ તો તારૂં શ્રેય છે. આ ધર્મ રાજા, તારા પુત્રથી પણ અધિક તારી સેવા કરશે; તારા પુત્રો નીચની સંગતીથી અધર્મપરાયણ થયા જેથી તેઓનો નાશ થયો. મેં તમોને પ્રથમજ કહેલું હતું કે જ્યાં ધર્મ અને નારાયણ ( કૃષ્ણ ) હોય ત્યાંજ વિજય હોય છે. અધર્મનો જય કદી પણ હોતો નથી, માટે હવે તારે તેને રાજી રાખવા એજ કર્તવ્ય છે. ધર્મરાજા, કદી પણ અધર્મ, અવિવેક કે અનિતિ નહિજ કરે. તેણે અત્યાર સુધી ધર્મથીજ વિજય મેળવ્યો છે, અને છેવટ સુધી ધર્મપરાયણ રહેશેજ. માટે તમો જેટલું તેનું ભલુ ઇચ્છશો; તેટલુંજ પરલોકમાં તમારૂં ભલું છે. આ મારા છેલ્લા વચનના શબ્દો જરૂર યાદ કરશો. આટલું કહ્યા પછી ધર્મરાજાએ દાદાને પ્રણામ કરી; નમ્રતાપૂર્વક તેમની જેમ દેવની પૂજા કરે તેમ પૂજા કરવા માંડી શાસ્ત્રની વિધિ પ્રમાણે ગંગાજળથી સ્નાન કરાવી ચરણનું જળ લીધું અને સર્વેએ પીધું. પછી, મહા કીંમતી જરીયન વસ્રો, રત્નોના અલંકારો અને સુગંધી પુષ્પની માળા

પહેરાવી ફુલથી આખું શરીર ઢાંકયું, પછી પ્રેમથી આરતી ઉતારી અને સર્વેએ પુષ્પની વૃષ્ટી કરી. આમ પજનવિધિ, પૂરી થયા પછી ધર્મ રાજા બે હાથ જોડી આંખમાં આવેલાં પ્રેમનાં આસુને લુઇને સવિનય બોલ્યા કે દાદા! હવે શી આજ્ઞા છે? આપના સદ્‌બોધથી મારા મનનું સમાધાન થઇ ગયું છે, અને હવે છેલ્લી આજ્ઞા કરવાની હોય તે ફરમાવો. હું અત્યાર સુધીમાં જે કાંઇ મને સદ્‌બોધ આપ્યો તે પ્રમાણેજ મારૂં વર્તન રાખીશ. ત્યારે ધર્મરાજાની આ નમ્રતા જોઇ પ્રસન્ન થઇ, પાછા તેને માથે બે હાથ મૂકી. છેલ્લી ભલામણ કરવારૂપ શબ્દો બોલ્યા કે હે ધર્મરાજા! હવે હું આજે છેલ્લા શીખામણના શબ્દો કહું છું તે સર્વેએ ધ્યાનમાં લેવા જેવા છે. તે એ કે; તમારે સર્વેયે સત્યને વિશે રહેવું, સત્યનોજ યત્ન કરવો, સત્યજ ઉત્તમ બળ છે એ જાણવું. સદા તમારે નિયમમાં રહેવું, કદી પણ કોઇની ઉપર ક્રૂરતા ન કરવી, પોતાના ધર્મમાજ રહેવું, શ્રીબ્રહ્મ (કૃષ્ણ) અને બ્રાહ્મણો એ એકજ સમજી તેઓ તરફ પૂરણ આસ્થાવાળા થવું અને મહાન તપસ્વી એટલે સહનશીલ થવું. આવી રીતે તમામ રાજાઓ અને ઋષિઓ સાંભળે એમ છેલ્લો સદબોધ કહેવા લાગ્યા, એટલે તે વચનો સર્વેયે ઉભા થઇ સન્માનપૂર્વક સ્વીકાર્યાં. અને ભિષ્મપિતામહનો જય થાઓ, એવો સર્વેયે અવાજ કરી તેનાં વચનોને વધાવી લીધાં. પછી પાછા. ધર્મરાજાને કહેવા લાગ્યા કે,

ब्राह्मणाश्चैवतेनित्यं प्र ज्ञाश्चैव विशेषतः ॥
आचार्या ऋत्विजश्चैव पूजनीयाजनाधिप

મારે તમોને છેલ્લી વાત એજ કહેવાની છે કે બ્રાહ્મણોનો તમારે સારી રીતે સત્કાર કરવો અને વિદ્વાનો, આચાર્ય, (ગુરૂ) ઋત્વિજો, એટલે યજ્ઞ વગેરે સત્કર્મ કરાવનારા તથા જે કોઇ શ્રેષ્ટ પુરૂષો હોય તેનો પણ સારો સત્કાર અને તેની પૂજા શુદ્ધ પ્રેમભાવથી કરજો. આ મારા છેલ્લા બોલને સ્વીકારશો તેથી તમારૂ આલોકમાં અને પરલોકમાં પણ સદાયે શ્રેય છે, 'અને તેથી શ્રીકૃષ્ણ ભગવાનનીજ'

પૂજા કરી એમ સમજજો. શ્રીકૃષ્ણ ભગવાન, બ્રાહ્મણ અને સત્પાત્રની પૂજાથી બહુ રાજી થાય છે; આ તમને છેલ્લા શબ્દો કહું છું.

આવી રીતે દાદાએ જણાવ્યું, એટલે ધર્મરાજાએ તેમ કરીશ અને તમારી આજ્ઞા પાળીશ; એવું કહી તેમને છેલ્લા પ્રણામ કર્યા. હવે ભીષ્મ પિતામહ શ્રી કૃષ્ણ ભગવાનને માનસિક પૂજન અને નમસ્કાર કરી; સજળનયને કહેવા લાગ્યા કે, હે ભક્તવત્સલ ! આપે મારા દેહ છોડવાને વખતે પધારી મારૂં જીવન સફળ કર્યું છે. માટે હવે મને દેહ છોડવાની આજ્ઞા આપો તો હું દેહ છોડું. આજ અઠાવન દીવસ થયા હું બાણશય્યાનું કષ્ટ સહન કરૂં છું, અને તે મારી ભૂલનુંજ પરિણામ ભોગવું છું.

હે ! નાથ ? દ્રૌપદીની લાજ લૂટયારૂપ અધર્મ, મેં મારી નજરે જોયો. અને એ અટકાવવા હું સમર્થ હતો છતાં મને સંભ્રમ થયો જેથી હું ધર્મ અધર્મને ન સમજ્યો તે પાપનું ફળ તથા જે મેં અધર્મનો પક્ષ, પેટની ખાતર લીધો તે પાપનું ફળ મેં પૂરૂં ભોગવી લીધું એમ મને આપના પધારવાથીજ ખાત્રી થઇ છે. તો હવે આપ દેહ છોડવાની રજા આપો એટલે છેવટની આપની સ્તુતિ કરી, દેહ છોડું ત્યારે શ્રી કૃષ્ણ બોલ્યા કે–હે ભીષ્મ ! તમારામા હવે જરા પણ પાપ નથી રહ્યું. માટે હું રજા આપું છું કે ખુશીથી આ મનુષ્યનો દેહ છોડી, તમારૂં મૂળ સ્વરૂપ જે વસુ નામના દેવ છો, તે તેજસ્વી સ્વરૂપવાન બનો અને મુખેથી સ્વર્ગમા પધારો, તમે પિતાની આજ્ઞા પાળી છે અને પિતાની ખાતર પોતાનો સ્વાર્થનો ત્યાગ કરી ધનની, રાજ્યની કે સ્ત્રી વગેરે કોઇ જાતના દુનિયાદારીના સુખની પરવાર નથી રાખી, માટે તમોએ મૃત્યુને જીતી; પોતાને તાબે બનાવ્યું છે અને અનેક સત્કર્મો કરી લોકસેવા કરી, આખા જગતનાં મન જીત્યા છે જેથી આપને આખરને વખતે આ સર્વ રાજાઓ અને ઋષિઓ અને સજ્જનો આપનાં છેવટનાં દર્શન કરવાને આવેલા છે એ સર્વે આપના પ્રકાશમાન દિવ્ય સ્વરૂપ થવાની રાહ જોઇ રહ્યા છે. માટે ખુશીથી મનુષ્યદેહ છોડી દિવ્ય સ્વરૂપવાન બનો.

'શ્રી' કૃષ્ણ પરમાત્માની આજ્ઞા, સ્વિકારી ભીષ્મ પિતામહ, પોતાનો દેહ છોડવાની વખતે છેવટની શ્રી કૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા.

तदोपसंहृत्यगिरः सहस्रणोविमुक्तसंगंमन आदि पुरुषे
कृष्णेलसत्पीतपटेचतुर्भुजे पुरस्थितंमीलितदृग्व्यधारयत्
विशुद्धया धारणयाहताशुभस्तदीक्षयैवाशुगतायुधश्रमः ॥
निवृत्तसर्वेन्द्रियवृत्तिविभ्रमस्तुष्टावजन्यंव्यसृजन्जनार्दनं ॥ २ ॥

## भीष्म स्तुतिः

इतिमतिरुपकल्पितावितृष्णा भगवतिसात्वतपुंगवेविभुम्नि
स्वसुखमुपगते क्वचिद्विहर्तुं प्रकृतिमुपेयपियद्भवप्रवाहः ॥ १ ॥
त्रिभुवनकमनं तमालवर्णं रविकर गौर वरांबरंदधाने
वपुरलककुलावृताननाब्जं विजयसखेरतिरस्तुमेनवद्या ॥ २ ॥
युधितुरगरजोविधूम्रविश्वकचलुलितश्रम वार्यलंकृतास्ये
मंमनिशित शरैर्विभिद्यमानत्वचिविलसत्कवचे स्तुकृष्ण आत्मा॥३॥
सपदिसखिवचो निशम्यमध्येनिजपरयोर्बलयोरथंनिवेश्य
स्थितवति परसैनिकायुरक्ष्णा हृतवतिपार्थ सखे रतिर्ममास्तु ॥ ४ ॥
व्यवहितपृतना मुखंनिरिक्ष्य स्वजनवधाद्विमुखस्यदोषबुध्या
कुमतिरहरदात्मविद्ययायश्चरणरतिःपरमस्यतस्य मेस्तु ॥ ५ ॥
स्वनिगममपहाय मत्प्रतिज्ञामृत मधिकर्तु मवप्लुतोरथस्थः
धृतरथचरणोभ्ययाच्चलद्गुर्हरिरिवहंतुमिभंगतोत्तरीयः ॥ ६ ॥
शितविशिखहतो विशिर्णदंशः क्षतजपरिप्लुतआततायिनोमे
प्रसभमभिससार मद्वधार्थं सभवतुमे भगवान्गतिर्मुकुंदः ॥ ७ ॥
विजयरथकुटुंबआत्ततोत्रे धृतहयरश्मिनितच्छ्रियेक्षणीये
भगवतिरतिरस्तुमे मुमुर्षोर्यमिह निरीक्ष्यहतागताः स्वरूपम् ॥ ८ ॥

ललितगतिविलासवल्गुहासप्रणयनिरीक्षणकल्पितोरुमानाः
कृतमनुकृतवत्य उन्मदान्धाः प्रकृतिमगन् किल यस्य गोपवध्वः ॥९॥
मुनिगणनृपवर्यसंकुलेऽन्तः सदसि युधिष्ठिर राजसूय एषाम्
अर्हणमुपपेद ईक्षणीयो मम दृशिगोचर एष आविरात्मा ॥ १० ॥
तमिममहमजं शरीरभाजाम् हृदि हृदि धिष्ठितमात्मकल्पितानाम्
प्रतिदृशमिव नैकधार्कमेकं समधिगतोऽस्मि विधूतभेदमोहः ॥११॥
कृष्ण एवं भगवति मनोवाग्दृष्टिवृत्तिभिः
आत्मन्यात्मानमावेश्य सोऽन्तःश्वास उपारमत् ॥

श्रीमद् ભાગવત્ પ્રથમ સ્કંધ અધ્યાય ૯ મો.

શ્રી ભીષ્મપિતામહ પછી વાણીને નિયમમાં રાખી અર્થાત્ બીજા વિષયોમાંથી મન અને વાણીને પાછાં વાળીને પિળાં પિતાંબર જેને ઝળકી રહેલ છે એવા શ્રીકૃષ્ણ ભગવાનમાં ચિત્ત રાખીને તથા દેહ છોડવા વખતે દર્શન આપવા માટેજ ખાસ સામે દર્શન થાય તેવી રીતે બિરાજેલ શ્રીકૃષ્ણ તરફજ દષ્ટી રાખીને, પવિત્ર ધારણાથી જેનું કલ્યાણ થઇ ચુકેલ છે અને વાગેલાં બાણની પીડા પણ જેની શાત થઇ છે અને સર્વ ઇન્દ્રીઓ શ્રી પ્રભુમાં જોડી દીધેલ છે એવા ભીષ્મપિતામહ, આવી રીતે છેલ્લો શ્વાસ લેતાં સુધી શ્રીકૃષ્ણનું આરાધન કરવા લાગ્યા

શ્રી ભિષ્મપિતામહ કહે છે હે કૃષ્ણ ! હવે આખરને વખતે કોઇપણ જાતના સ્વાર્થ વિના હું યાદવના પતિ અને સર્વ પ્રકારે સમર્થ એવા તમારે વિશે મારૂં મન જોડું છું. આપ પોતાનો ( નિજાનંદ) પ્રગટ કરવાને આવું, સ્વરૂપ, પ્રકૃતિને વશ થઇ; ધારણ કરો છો તેથી અમારા જેવા સંસારના પ્રવાહમાં તણાતા તણાતા તમારાં દર્શન પામી શકે અને કલ્યાણ મેળવે. ૧ ત્રણેય ભુવનમાં સુંદર, શ્યામસ્વરૂપ તથા સૂર્યના પ્રકાશ સમાન ચળકતાં પિતાંબર ધારણ કરનાર, કાળા કુટિલ કેશયુક્ત મુખવાળા,

અર્જુનના સખા એવા હે શ્રીકૃષ્ણ ! હું છેલ્લો શ્વાસ લેવા વખતે આપની કોઇ પણ ફળની આશા રાખ્યા વિનાજ ભક્તિ કરૂં છું જેથી મારો એ નિસ્વાર્થ પ્રેમ પરલોકમાં પણ કાયમ રહે. ૨. હે કૃષ્ણ ! યુદ્ધના પ્રસંગમાં ઘોડાઓની ખરીથી ઉડેલી રજથી ઘેરાયેલા તથા ઉડતા કેશ અને પરસેવાના બિંદુથી યુકત મુખારવિંદ-વાળા તેમજ મારાં તિક્ષ્ણ બાણોથી જેની ચામડી ને કવચ ભેદાયેલ છે એવા શ્રી કૃષ્ણ ભગવાનના ચરણ કમળમાંજ મારા મનનો વાસ થજો અર્થાત્ આપને બાણ મારવારૂપ મારી દુષ્ટતા સામું ન જોતાં પોતાનું ભકતાધિનપણુંજ બતાવી આખરને વખતે દર્શન આપી મને કૃતાર્થ કરો એવા દયાળુ પ્રભુના ચરણમાં સદા મારો વાસ થજો ૩ હે કૃષ્ણ! પોતાના મિત્ર અર્જુનનું વચન સાંભળી બે સેનાંની વચમાં રથ ઉભો રાખી આપે જે નજર કરી તે નજરથીજ પાપીઓના કાળ-રૂપ બની પ્રાણ હર્યા અને ભકતોનું તો તેજ નજરથી ઉલટું પોષણ કર્યું. અર્થાત્ અમૃત નજર કરી મારા જેવાનું કલ્યાણ કર્યું. ૪ યુદ્ધમાં રહેલાં સગા, મુરબ્બી અને ગુરૂને કેમ મારવા ? એવો ખોટો અર્જુનને મોહ થતાં આત્મવિદ્યા (શ્રીભગવતગીતા) કહી જેણે અર્જુનનો મોહ ટાળવાને નિમિત્તે આખા જગતનો મિથ્યા મોહ ટાળેલો છે તેવા જ્ઞાન આપનારા ગુરૂરૂપ કૃષ્ણ ભગવાનના ચરણમાંજ સદા મારી પ્રીતી (પ્રેમ) રહેજો—॥ ૫ ॥ હે કૃષ્ણ આપની અદ્‌ભુત કૃપાનું શું વર્ણન કરૂં ! ! તે મને સમજાતું નથી. કારણ આપના અનેક ભકતો હશે તેમાં પણ મારીપર તો તે સર્વના કરતાં વિશેષ અનહદ કૃપા કરી છે, તે એ કે આપે જે પ્રતિજ્ઞા લીધી હોય તે કદી પણ તોડી એવો કોઇ પણ દાખલો હોય તો તે મારે માટેજ બન્યું છે. યુદ્ધના પ્રસંગમાં આપશ્રીએ એવી પ્રતિજ્ઞા લીધેલ કે, હથિયાર હાથમાં ન લેવાં ત્યારે આપની સામે મેં એવી પ્રતિજ્ઞા લીધી કે મારે હથિયાર આપને હાથમાં લેવરાવવું.

હવે આ બે પ્રતિજ્ઞા વચ્ચે ભક્તવત્સલ અને ભકતાધીન બની મારી પ્રતિજ્ઞા સત્ય કરવાની ખાતરજ હાથમાં રથ ચરણ (સુદર્શન ચક્ર) લઇ મહાન ક્રોધાયમાન થઇ મને મારવા દોડયા. જગતની દૃષ્ટીએ આપે એ પોતાનું કાળરૂપ દેખાડયું પણ મારી સામે આવતાં મને પરમ તેજમય અમૃત નજરયુકત દર્શન આપ્યું; અને જે ચક્ર પાપીને હણે છે એજ ચક્રના પ્રકાશથી મારા અજ્ઞાનરૂપ અંધકારને હણી ઉલટું મારૂં કલ્યાણજ કર્યું. પૃથ્વી ડોલવા લાગી તેને ઉત્તરીય વસ્ત્ર નાખી શાંત કરી, અને સિંહ જેમ હાથીને મારવા દોડે એવું જગતને દેખાડયું. એવા મારી પ્રતિજ્ઞા પાળવામાં કૃપાવંત બનેલા કૃષ્ણના ચરણમાંજ મારૂં મન રહેજો. ॥ ૬ ॥ આવી રીતે સુદર્શન ચક્રસાથે મારી સામે પધારી જો કે આપ મને મારવાને બદલે દેવી બળ આપો છો ત્યારે મને મારવા આવ્યા છો એવી દુનિયાની દ્રષ્ટીને માન આપી હું તો દુષ્ટ અને કઠોર બની આપને કઠોર તિક્ષ્ણ બાણ મારી તમારા શરીરને ઘા મારી મારી લોહીવાળું કરૂં છું છતાં મારી મુર્ખતા સામું ન જોતાં મારા કલ્યાણ માંટેજ જેની પ્રવૃત્તિ છે એવા એ પરમ દયાળુ મુકુંદ પ્રભુ! હું આપને વિનતિ કરૂં છું કે આપજ આખરને વખતે મારી ગતિરૂપ હોજો. ॥ ૭ ॥

હાથમાં ચાબુક અને ઘોડાની લગામ લઇ જે શ્રી કૃષ્ણ પ્રભુએ અર્જુનના રથનેજ પોતાનું કુટંબ ગણેલ અર્થાત્ તેનું રક્ષણ કરવું એજ મહત્વની વાત જેણે ગણેલ હતી એવા શ્રી કૃષ્ણ ભગવાનને વિશેજ મારી મરના વખતે મતી હોજો કારણ કે પાપીપુરૂષોની ઉપર પણ મરવાને વખતે તેની નજર થતાં સદ્ગતિ થઇ છે ॥ ૮ ॥

મહા મુર્ખ, અજ્ઞાની અને વગર ભણેલી ગોપીઓ પણ શ્રીકૃષ્ણ ભગવાનની સુંદર ગતિ, વિલાસ, મધુર હાસ્ય અને પ્રેમમય નજરથી તેમના કર્તવ્યોનું અનુકરણ કરી તેમના જેવીજ ચેષ્ટાઓ કરી ઉત્તમ માન પામી શ્રેષ્ટ ગતિને પામી ગઇ, ત્યારે વિદ્યા, વિવેક અને પ્રભુસેવાપરાયણ, એ સ્વરૂપને મેળવે એમાં નવાઇ શી; માટે હું પણ અજ્ઞાની છતાં એ સ્વરૂપનુંજ ચિંતવન કરૂં છું ॥ ૯ ॥

ધર્મરાજાના રાજસુય યજ્ઞમાં જેકૃષ્ણ ભગવાનનું તમામ ઋષિઓ અને મુનીઓએ પજન કરી અત્યંત માન આપી શ્રીકૃષ્ણના પરમ તેજને ઓળખાવ્યું હતું એ વિશ્વાત્મા કૃષ્ણ પ્રભુએ મારા મરવા વખતે મારી પાસે પધારી મને કૃતાર્થ કર્યો છે તેના ચરણમાંજ મારૂં મન રહેજો ॥ ૧૦ ॥

સુર્ય એક છે તો પણ દરેકની નજરે જુદો જુદો ભાસે છે તેમ આપ સર્વના હૃદયમાં વસી જુદા ભાસો છો છતાં અંતે એક એવા જગતના નિયંતા અજન્મા અને ભેદ તથા મોહને ટાળનાર એવા શ્રીપુરૂષોતમ કૃષ્ણ ભગવાનને હું છેલ્લા નમસ્કાર કરૂં છું ॥ ૧૧ ॥

આવી રીતે મન અને વાણીને શ્રીકૃષ્ણમાંજ જોડી, છેલ્લો શ્વાસ લેતાં સુધી કૃાણ કૃષ્ણ એજ ઉચ્ચાર કરતાં પોતાનો જીવ શરીરથી છુટો કરવા લાગ્યા. જેમ જેમ જીવ છુટો થવા લાગ્યો તેમ તેમ બાણો, શરીરથી છુટાં થવા લાગ્યાં આખર મહાન પ્રકાશમાન જીવ, શરીરથી છુટો થઇ, કૃષ્ણને નમસ્કાર કરી આકાશ માર્ગે સર્વે દેખે તેવી રીતે ચાલતો થયો અને તર્તજ ભીષ્મના શરીર ઉપર આકાશમાંથી પુષ્પની વૃષ્ટી થઇ. દુંદુભી નગારાંઓ વાગ્યાં અને જય જયકાર શબ્દ થયો તે સાથે પૃથ્વી ઉપર પણ કૃષ્ણ ભગવાનની પ્રેરણાથી સર્વે આવેલાઓએ જયજયકાર શબ્દ કર્યો તથા તમામ પુરૂષો અને સ્ત્રીઓએ તેના દેહની વિધિ પ્રમાણે ફરીને પૂજા કરી પુષ્પથી શરીર આખું ઢાંકી દીધું. સુગંધી પદાર્થો ધુપ, દીપ, જરીયાન વસ્ત્રો, હીરા, માણેક, મોતીના અલંકારો વગેરેથી શરીર શણગાર્યું અને સાંમ વેદનું ગાન કરતાં, સર્વે લાખો મનુષ્યો સાથે ગંગાકિનારે જઇ સુખડનાં કષ્ટોની ચેહ કરી, અગ્નિસંસ્કાર કર્યો, પછી ગંગાજીમાં સર્વેએ સ્નાન કર્યું ત્યારે ગંગા પોતે મુર્તિમાનથઇ પધાર્યાં અને પુત્રના મૃત્યુનો શોક કરવા લાગ્યાં તે વખતે શ્રી કૃષ્ણ ભગવાને ધીરજ આપતાં કહ્યું કે તમારા પુત્ર દેવ હતા. અનેદેવ સ્વરૂપ બન્યા. જગતમાં કીર્તિ મેળવી કલ્યાણને પામ્યા છે એમ કહી તેનો

શોક ન કરવાનું જણાવ્યાથી શાંત થઈ જળમાં પધાર્યાં. પછી સર્વેને શ્રી કૃષ્ણ ભગવાને શાંત કર્યા અને પછી સર્વ રાજાઓ વગેરે પોતપોતાને સ્થાનકે ગયા.

આ ભીષ્મ ચરિત્ર પૂરૂં થયું. તે તો સહજ સમજાય છે. એના જીવનનું અવલોકન આપણે શરૂઆતથી કરશું તો આપણે ઘણું મેળવશું.

બાલ્યાવસ્થામાં આજકાલનાં બાળકો પોતાની શી ફરજ છે તે બાળકભાવથી પૂરૂં જાણી પણ શકતાં નથી ત્યારે તેટલી નાની અવસ્થામાં પિતાના સુખની ખાતર પોતાના સ્વાર્થનો ભોગ, શરૂઆતમાં આપે છે અને રાજ્ય અર્થાત્ ધન તથા સ્ત્રીનો ત્યાગ કરી અખંડ બ્રહ્મચર્ય, સ્વીકારે છે.

કહેવું સહેલું છે પણ પાળવું બહુ મુશ્કેલ છે તે કહેવત જુઠી પાડી, પોતાની સત્ય કીર્તિ ઝળકાવવા માટે તેમને કસોટી પર ચડવાનો વખત આવે છે તે એ કે, રાજગાદી ભોગવનાર, નાશ પામતાં વિધવા સ્ત્રીઓનો સંગ કરી, રાજ્યવારસ બનાવવા તેમની સાવકી માતા વિનવે છે તે વખતે દ૯ પ્રતિજ્ઞાનું ઉલટું તેજ વધારી પોને અચળ રહે છે, અને પોતાની બ્રહ્મચર્ય દિક્ષા પવિત્ર રાખે છે. જંગલમાં જઈ બ્રહ્મચર્ય પાળ્યા કરતાં સ્ત્રીઓની વચમાં રહી, પાળવું એ ઘણું મુશ્કેલ છે, છતાં બ્રહ્મચારીનો બહારનો આડંબર ન રાખતાં અંતરીક નૈષ્ટિક બ્રહ્મચર્ય કસોટીમાં ચડયા છતા પાળી સિદ્ધ કરી આપ્યું.

આજકાલનાં બાળકોને આ દૃષ્ટાંત આદર્શરૂપ થઈ પડશે એમ મનાય છે. હવે આગળ તેની જીવનદશાનો વિશેષ ખ્યાલ કરીએ બાળકોને કેળવણી આપવાનું કામ પણ તેણે કર્યું છે, સત્યની ખાતર પરશુરામ જેવા મહાન પુરૂષ સાથે યુદ્ધ કરી તેને જીત્યા છે, એકાદ બે ભૂલનાં પરિણામો પણ ભોગવવાં પડયાં છે.

યુદ્ધ વખતે પણ ધર્મયુદ્ધજ કર્યું છે, અને છેવટ નીતિ, ન્યાય અને ધર્મ તથા વ્યવહાર માટે અનેક ખુલાસા, ધર્મરાજાને આપ્યા છે કે જે આપણે દુનિયાદારીમાં વસનારા સર્વેને અતિ ઉપયોગી છે.

આવા ઉત્તમ પ્રકારના જ્ઞાનરૂપ યશ શરીર આ જગતમાં કાયમ સજીવન રાખી, નાશવંત મનુષ્ય શરીરનો ત્યાગ કરી, દેવરૂપ બનેલા ભીષ્મપિતામહે આપેલા સદ્બોધમાંથી આપણે કાંઇ પણ ગુણ લીધો હોય તો તેના બદલામાં તે મહાત્માને પ્રેમના સુગંધીયુક્ત પુષ્પની અંજલીમય નિવાપાંજલી તેમને છેલ્લી આપવી એજ આપણું કર્તવ્ય.

. શાંતિ. શાંતિ. શાંતિ.

આ પુસ્તક વાંચારને મારે સવિનય જણાવવાનું કે, આપ બાળક કે વૃદ્ધ, સ્ત્રીરૂપે મારી માતા કે બહેન હો, કે પુરૂષરૂપે બંધુ હો, ધનવાન હો, મહાન્ રાજા હો કે નિર્ધન હો, બ્રાહ્મણ હો કે ગમે તે જાતિના હો, અને બ્રહ્મચારી, ગૃહસ્થી અથવા સન્યાસી હો, પરંતુ આપને નમ્રતાપૂર્વક એજ જણાવવાનું કે,

गुण दोषौ बुधोगृह्णन्निंदुक्ष्येड मिवेश्वर:
शिरसा श्लाघते पूर्वं परं कंठे नियच्छति

શ્રી શંકરે ચંદ્રની કળાને પોતાના મસ્તક ઉપર સ્થાન આપેલ છે અને ઝેરને ગળામાં રાખ્યું છે તેમ આ પુસ્તકમાં ચંદ્રકળા સમાન લેશ પણ ગુણ હોય તો તે આપ શંકર માફક માથે ચડાવશો એટલે તેનો પ્રકાશ અર્થાત્ પ્રસિદ્ધ કરશો, પરંતુ ઝેર માફક કાંઇ દોષ હોય તો તે ગળામાં જ રાખશો. અર્થાત્ અંદર ન ઉતારશો તેમ પ્રગટ પણ ન કરશો અને તે માટે મને ક્ષમા કરશો. એજ મારી અંતિમ પ્રાર્થના.

